

# રાહેનજાત.



## અમુલ્ય ઉમ્મરને, બરબાદ ન કરો.

## જેમ બને તેમ, પોતાથી ખુદાને રાજી કરો.

દર ઇનસાનને, જરૂર છે કે, પોતાનું નુરેઇમાન વધારે અને આખેરતની કમાઇ કરે, પણ આખેરતની કમાઇ કરવા માટે કેટલાંક સાધનો છે, તેમાંથી એક, આ પણ છે કે, અલ્કાબ ખુદા, હદીસો, ફઝાએલ, મોઅજીજા, વીગેરે સાંભળે અથવા વાંચે, પણ હાલના જમાનામાં, વખત પુરો કરવા, અને નફસને રાજી રાખવા, ગપાટા, સપાટા, અને જોડી કાઢેલી, ખોટી ખોટી વારતાઓ, વીગેરેના ઘણા ચોપાન્યાં નીકળ્યાં છે, પણ કોઇ ચોપાન્યું દીન સંબંધી, કે જેમાં ઉમદા ઉમદા જાણવા જેવા, પયગમબરો આબાદો વીગેરેના કીસ્સા અને મોઅજીજા, નસીહતકારક કલમાં, હદીસો, અને પરહેજગાર લોકોની સાચી બનેલી હીકાયતો વીગેરે, કે જેના વાંચવાથી દીન અને દુન્યાના લાખો ફાએદા થાય, અને ખુદા તથા પંજેતની પાક અ૦ રાજી થાય, એવું જાણવામાં કે સાંભળવામાં, ન આવવાથી, આ, નાચીજે ખુદા ઉપર તવક્કલ કરીને એક ચોપાન્યું નામે **"રાહેનજાત"** ઉપર લખેલી દીન સંબંધી બાબતો નવ વરસથી જારી કર્યું છે તે મુસલમાની દર મહીનાની પેહલી તારીખે વીસ પેજમાં બાહેર પડે છે, તેની કીંમત વરસ ૧ ની અગાઉથી હીંદુસ્તાનવાળા પાસેથી પોસ્ટેજ સાથે ફકત રૂ ૧॥ અને જંગબાર વીગેરે વાળા પાસેથી રૂ ૧॥≡ મુકરર છે. પણ અગર કોઇ બીરાદર એટલા ગરીબ હોય કે, તેને દર મહીને બે આના પણ આપવા ભારે પડતા હોય તો ફકત દર મહીને એક આનો એટલે વરસ ૧ ના બાર આના ટપાલ ખરચ સુધા મોકલી આપે તો પણ કબુલ કરવામાં આવશે **અમારો** ખાસ મતલબ એવો છે કે, આ ચોપાન્યાનો ફેલાવો એવી રીતે થાય કે આખી દુન્યામાં જે જે ઠેકાણે ગુજરાતી વાંચનાર દર મોઅમીન હોય, અને ત્યાં પોસ્ટ મારફતે પોહોંચી શકે એમ હોય તો કોઇ ઘર આ ચોપાન્યાથી **ખાલી** ન રહે. અગર વીચાર કરીએ તો દર મહીને બે આના કાંઇ ચીજ નથી, શેઠીઆ લોકની તો એક વખતની પાનની પટી છે, ને ઘરે બેઠાં દર મહીને કેવી બાબતો આવ્યા કરે માટે દરએક બીરાદરે ગ્રાહક થવું જોઇએ.

## નુરેઇમાન

એ ચોપાન્યું બબે મહીનાનું ભેગું દર બીજે બીજે મહીને બતરીસ પેજમાં રેગ્યુલર ટાઇમ સાચવીને બાહેર પડે છે ગુજરાતી હરફ અને ઉરદુ આસાન સહેલી અને શીરીન જબાનમાં, આકા ઇમામ હુસેન અ૦ની મુસીબતોની રેવાયતો અને બીજા કીસ્સા હીકાયતો નવહા સલામ, મરસીયા, રૂબાઇ, વીગેરે વીગેરે વીષયથી ભરપુર હોય છે, તેનુ સાતમું વરસ ચાલે છે, વળી છઠા વરસથી **"ગુલઝારે કરબલા"** નામની કીતાબ ઉરદુ જબાન ગુજરાતી હરફમાં તેના અરધા ભાગમાં એટલે સોળ પેજમાં આપવામાં આવે છે; જેની અંદર ઇમામ હુસયન અ૦ ના નુરથી તે, ઇમામત શહાદત અને કરબલાના તમામ શોહાદાનો અહવાલ, પાછળથી મુખતાર વગેરેના લડાઇ એ તમામ ચીજો નાંખવામાં આવશે, મોઅજીજા, ફઝાએલ એવી ઘણી ચીજો નાંખવામાં આવશે એ નુરેઇમાનની કીમત વરસ એકની અગાઉથી પોસ્ટેજ સાથે રૂ ૧। જંગબાર વી૦ ના રૂ ૧॥≡ રાહેનજાતના ગ્રાહકો પાસેથી ચાર આના ઓછા.

## પાનું અહવાલુન્નીસાનું સાંકળીઉં.







યા હુત્તા હો.

# અહેવાલુન્નીસા.

**બીસમીલ્લાહીર, રહેમાનીર; રહીમ.**



**અલહંમદો લીલ્લાહીલ લઝી; ખંલક**
**આદમા વહવ્વાઅ;**
**વબસ્સા મીનહોમા રેજાલન કસીરા, વનેસાઅ**
**વસ્સંલાતો વસ્સલામો અંલા અશરફીલ અં-**
**બેયાએ વલ મુરસલીન; મોહંમ્મદીન વ અ-**
**હલેબએતેહીત્તાંહેરીન.**

---

અલ્લાહો જલ્લશાનહુ, કે જેણે હઝરત **આદમ** અને હુવ્વાઅં૦ ને ખંલક કરી તેઓની નસલની અંદર ઘણા મરદો અને ઓરતો પેદા કરી આ દુનીઆને ફેલાવી. તે પરવર દીગારની બેશુમાર **તાઅરીફ** અને તેના ખાસ અવલીયા અંબીયાઓ, ને ખુસુસન તમામ પયગમબરોના સરદાર હઝરત મોહમ્મદ મુસ્તફા સ૦ અને તેઓની અહલે બએતે તાહેરીન ઉપર બેહદ "**સલવાતો સલામ**" ની બાઅદ.

આખાકસાર અબ્દુઝ ઝઈફુઝ ઝલીલુલ હકીરૂલ મીસકીનુલ ફકીર ગુનેહગાર ઉમ્મેદવારે રહમતે ગફ્ફાર, ગુલામ, ગુલામાને અહલે બએતે અતહાર "**હાજીગુલામેઅલી ઇબને હાજીઇસમાઇલ**" ભાવનગરી હાલ અહમદે આબાદી;

તમામ ભાઇઓ અને ખાસ કરીને બહેનોની ખીદમતે આલીમા **અરજ** કરે છે, કે આ ઝમાનામાં દીન બદીન દીન **ઇસલામ**નો ઝહુરો વધતો જાય છે, ને **ઇનશા અલ્લાહ** હજુ પણ વધશે. **હવે** અવા ઝમાનામાં જે લોકોને દીનદારીનો શોખ વધતો હોય, સિવામાં તેઓને દીન ઇસિલામની માહેતીને વાકેફગારી માટે જેમ બને તેમ તેના સાધનો ભેગા કરવા જોઇએ, તો તે સાધનો એ છે કે મજલીસોમાં જઇ વાએઝ નસીહત સાંભળવી; ને કીતાબો વાંચવી; હવે મજલીસની અંદર ઘણે ભાગે ઓરતો થોડી જાય છે, ને મજલીસોમાં તમામ અહકામ તફસીલવાર બયાન થતા નથી; ને કીતાબો અરબી, ફારસી અને ઉરદુમાં છે; ને એ ઇલમ હજુ ઘરે ઘરે પહોંચેલ નથી; ને ગુજરાતી ઇલમ ઘણે ભાગે આપણા મુલકના લોકો જાણે છે, વધારે નહીં તો વાંચતા તો ઘણાઓને આવડે છે; તો એવા કારણોથી ખાસ કરીને **ઓરતો**ને લગતી તમામ જરૂરી બાબતોમાં કોઇ પણ કીતાબ ન હોવાથી અમોએ વીચાર કરી આ કીતાબ કે જેની અંદર ઘણી અગત્યની જરૂરી બીના, અને ઓરતો પરહેઝગાર બની ખુદા રસુલના હુકમથી, ને દીન ઇસલામના અરકાનથી વાકેફ થઈ, પોતાના શહવરની તાબેદારી કરી પોતાના માબાપની તાઅરીફ કરાવે એવી **ઇનશા અલ્લાહ** બની જાય, એ હેતુથી કેટલીક ઉમદા ઉમદા ફારસી અને ઉરદુ કીતાબોમાંથી ઈનતેખાબ કરીને અને ઓરતોને લગતા મસાએલ તથા અહકામ મુજતહેદ દીંદ જનાબ મૌલાના વમુકતદાના સય્યદ મુસ્તફા સાહેબ દામઝીલ્લ હુલઆલીની કીતાબનામે **"અહકામુન્નીસ"** માંથી લખીને આ કીતાબ બનાવી, નામ **"અહવાલુન્નીસા"** રાખ્યું છે. જેની હકીકત સાંકળીયામાં જોવાથી અને વધારે ખુલાસો કીતાબ વાંચવાથી માઅલુમ પડશે.

જે જે ઓરતો વાંચી ન જાણે તેઓએ એક વખત પણ જરૂર વંચાવીને લાભ લેવો એ ખાસ મારી ઇલતેમાસ છે.

ચાર વરસ થઆ આ કીતાબની એક હજાર નકલો છાપી હતી, તે તમામ ખલાસ થઈ અને બીરાદરોની માગણી ચાલુ હોવાથી ફરીને થોડી નકલો છપાવી છે, માટે તાકીદે મંગાવી લીએ, અને એની ખુબી માટે એટલુંજ બસ છે કે બીજી વખત છપાવવી પડીછે, અને ઇનશાઅલ્લાહ હજુ પણ છપાસે. વાંચનાર બીરાદરો અને બહનોબી ખીદમતમાં નમ્રતાથી અરજ કરવામાં આવે છે કે ઇનસાનની તબીઅતનો ખાસીયત મુજબ અગર કોઇ જગ્યા ભુલચુક જોવામાં આવેતો સુધારી ને સવાબ હાસીલ કરવો, અને આ કીતાબથી ફેઝહાસીલ કરો તે વખતે મુજ ગુનેહગારને હરહાલમાં દુઆએ ખૈરથી યાદોશાદ ફરમાશો.





# અહેવાલ પહેલો.

તેની અંદર દસ ફસલો છે.

## ફસલ પહેલી નીકાહ કરવાનો સવાબ તથા તાકીદીનું બયાન.

અહલેબએત તાહેરીનથી મનકુલ છે કે જે શાદી કરે તો તેનો અરધો દીન ઈસલામ તો બદીથી હીફાઝતમાં રહેછે, ને બાકીના અરધાજ દીન ઈસલામને સાંચવવાની ગોઠવણુ કરે. ને જે શખશ ઓરતવાળો બેરકાત નમાઝ પડે, તો ઓરત વગરના શખશની સીત્તેર રકાત કરતાં બેહતર અને અફઝલ છે. ને શાદી કરવાને ખુદા બહુજ પસંદ કરેછે. એટલે જે શખશ ઓરત કરે તે ખુદાની ખુશીનું કામ છે.

ને તલાક આપવાને ખુદા પસંદ કરતો નથી. અગરચે તલાક આપવાનો હુકુમ ફરમાવ્યો છે પણ તે ઘણીજ નાખુશીથી હુકુમ આપ્યો છે હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે કોઈ મોઅમીન શાદી કરવામાં ઢીલ ન કરે કે વખતે તેનાથી ઓલાદ થાય, ને તે ખુદાનો ઝીકર કરે તો તેને પણ સવાબમાં ભાગ મળે.

વળી તેઓએજ ફરમાવ્યું કે શાદી કરોને ઓલાદ વધારવાની કોશીશ કરો કે કયામતના દીવસે તમારાથી હું ફખર કરૂ. મનકુલ છે કે જે વખતે ઓરતને કસુવાડ થઈ જાય ને છોકરૂં પડી જાય, તો તે કયામતના દીવસે ગુસ્સામાં ભરેલુ બેહીસ્તના દરવાજા ઉપર ઉભું રેહશે ને બેહીસ્તનો દારોગો કહેશે કે અંદર જા?

આ સાંભળીને તે બચ્ચું કેહશે કે જ્યાં સુધી મારા મા બાપ બેહીસ્તમાં નહીં જાય ત્યાં સુધી હું પણ બેહીસ્તમાં નહીં જાઉં

તે વખતે ખુદાવંદે રહીમ એક ફીરીસ્તાને હુકુમ કરશે કે આના મા બાપને બેહીશ્તમાં દાખીલ કરો.

હદીસમાં છે કે જે શખશ ઓરત વગરનો મરે એટલે શાદી કર્યા વગર મરી જાય તો તે ખરાબ છે.

હઝરત ઈમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે આખી દુન્યા અને દુન્યાની તમામ ચીજો મારી હોય, ને હું એક રાત ઓરત વગર રહું તે હું બેહતર નથી જાણતો એટલે તમામ ચીજો હોય ને ઓરત ન હોય તે કરતાં કાંઈ ન હોય ને ઓરત હોય તેને હું બહુજ પસંદ કરૂંછું વળી ફરમાવ્યું કે ઓરતવાળાની બેરકાત નમાઝ, ઓરત વગરના શખશની તમામ રાતની નમાઝ ને તમામ દીવસના રોજા રાખવા કરતાં બેહતર છે.

હદીસમાં છે કે જે શખસ ખુદા પાસે પાક અને પાકીજા જાવા ચાહેતો તે ઓરત કરે. ને અગર પોતાની ગરીબી હાલતના સબબથી ઓરત ન કરે તો તે ખુદા સાથે બદ ગુમાન કરવા જેવું છે. કેમકે ખુદાએ ફરમાવ્યું છે કે અગર તમો ગરીબી હાલતમાં હો, તો ઓરત કરો કે તમને પઇશા વાળા કરૂ.

વળી હદીસમાં છેકે બે જણ વચે મેહેનત કરીને શાદી કરાવી આપવી તે બહુજ બેહતરમાં બેહતર કામ છે. ને જે કોઈ શાદી કરાવી આપવાની બાબતમાં જેટલી કોશીશ કરે. તે હરએક શબ્દ બોલવા અને હરએક કદમ ચાલવાની ગણત્રી પ્રમાણે હકતઆલા તેને એક એક વરસ આખી આખી રાત નમાઝ પડવા જેટલો ને એક એક વરસના રોજા રાખવા જેટલો સવાબ આપે ને જન્નતમાં હજાર "હુર" તેઓના મકાન યાકુત અને મોતી સુધા તેને આપે.

વળી હદીસમાં છે કે જે શખશ કોઇ ઓરત વગરના શખશને ઓરત કરાવી આપે તો કયામતના દીવસે એ લોકોમાંથી હશે, કે જે લોકોપર ખુદા પોતાની રેહમત કરશે.

અને અગર ઓરત મરદ વચે અણબનાવ થયો હોય તેને કોઈ દુર કરે ને એક બીજાને રાજી કરે તો તેને હજાર શહીદનો સવાબ મળે. ને એ સલાહ કરાવવાના કામ માટે પણ જે પગલા ઉપાડે ને જબાનથી સુખન કહે તો હરએક પગલું ભરવાના બદલામાં અને હર એક સુખન બોલવાના બદલામાં એક એક વરસની બંદગીનો સવાબ મળે,

**ઓરતોની** તારીફમાં લખેછે કે ઓરતોની કીંમતજ નથીજ, એટલે સારી નેક ઓરતો છે તે સોના અને રૂપા કરતાં પણ સારી અને બેહતર છે, ને ખરાબ ઓરતોનાં કરતા ખાક [માટી] સારી છે,

હદીસમાં છે કે સારી ઓરતો સાથે શાદી કરો, ને ઘણું કરીને ઓલાદની સુરત મામા જેવી થાય છે,

ને જે શખશ માલ અને રૂપને માટેજ થઇને શાદી કરે તો તે બન્ને ચીજથી મહરૂમ રહે છે,

અને અગર દીન અને ઇમાન માટે થઇને શાદી કરે તો માલ અને રૂપ બન્ને ચીજ મળેછે,

અને ઓરતની બરકત વીશે લખે છે કે જે ઓરતનો ખરચ થોડો હોય અને છોકરા બહુજ આસાનીથી જન્મતા હોય અને તેની મહર પણ થોડી હોય; મતલબ એ કે એવી ઓરત સારી છે, અને જે ઓરતનો ખરચ વધારે હોય; ને છોકરાં મુશકીલીથી જન્મતા હોય અને મહર પણ વધારે હોય, તો તે ઓરત ખરાબ છે, સુન્નત છે કે નીકાહ રાતના વખતે પડવા, કેમકે રાતને ખુદાએ રાહત અને લીજ્જત માટે પેદા કરી છે, ને કમરદર અકરબમાં (વીછુડો) જે તારીખે હોય તે તારીખે નીકાહ ન કરે ને તે તારીખ કઈ કઇ છે તે સહેન જાતના હીસ્સા સાથે ભેટ આપેલા કોઠામાં લખેલ છે; અને ગરમીના દીવસમાં દીવસના ભાગમાં સખત ગરમી પડતી વખતે જો નીકાહ કરે તો મરદ ઓરતની વચમાં જુદાઇ થાય, ને સોમવારના દીવસે પણ નીકાહ ન કરે, કે તે દીવસ ઘણો નહસ છે, પણ

સોમવારના દીવસે કોઈ માઅસુમની વીલાદતની તારીખ અથવા કોઇ ઇદ હોયતો હરકત નથી; અને વધારે વીગત એટલે સારા વાર અને તારીખની ઉપર લખેલા કોઠામાં લખાએલ છે, અને ખાસ કરીને દર મહીનાની ૨૬ મી ૨૮ મી ૨૯ મી અને ૩૦ મી તારીખના નીકાહ કરવા ઠીક નથી.

જાણવું જોઈએ કે નીકાહ (શાદી) કરવા વાજીબ એટલે ફરઝ નથી, પણ અગર કોઇને ઝીનાની અંદર ફસી જવાનો ખોફ હોય તોતે વખતે નીકાહ કરવા વાજીબ છે. અને જે ઓરતનો શવહર મરીજાય ને બીજો શવહર ન કરે તેના માટે ગુનાહ તો નથી પણ પોતાને પાક પાકીજા રાખવું એટલે હરામ કામથી બચવું વાજીબ છે; ને એટલાજ માટે હીંદુસ્તાનવાળા જે કીતાબો લખેછે તે ખુબો પાડે છે, કે હીંદુઓની રસમ મુજબ કેટલાંક મુસલમાનમાં પણ બીજો ધણી કરવાને ખરાબ સમજે છે ને નાનપણથી કોઈ રાંડી હોય તોપણ તેને બેસારી રાખે છે તે ઠીક નથી, વીગેરે ઘણું લખે છે.

## ફસલ બીજી ઓરતની મહર અને શાદી કરીને ઓરતને ઘરમાં લઇ જવાનું બયાન.

જાણવું જોઈએ કે નીકાહની અંદર મહર ઠેરાવે તો એક બીજાની મરજી ઉપર આધાર છે. એટલે જોઈએ તો એક રૂપીઆની અથવા લાખ રૂપીઆની મહર ઠેરાવો જેવો બન્નેનો રાજીપો અને નીકાહ માટે જો છોકરીને પુરા નવ વરસ થઈ ગયા હોય તો તેની પોતાની રજા લેવી જોઈએ માબાપની રજા કામ આવતી નથી. હા છોકરીને અગર નવ વરસ પુરાં ન થયા હોય તો બાપની રજા લઇને નીકાહ પડાવી શકાય છે; તેમજ છોકરો જ્યાંસુધી બાલેગ ન થાય ત્યાં સુધી તેના બાપની રજા લઇને નીકાહ પડાવાય પણ તે બાલિગ થયા પછી તેની રજા લેવી જોઇએ અને નીકાહ માટે જરૂર છે કે સહીહ જેમ ખુદા વરસુલનો હુકમ છે તેમ પડાવે ને જો એ મુજબ કોઈ પડનાર પોતાના ગામમાં ન હોય તો બીજા ગામમાં જ્યાં પડાવી જાણે એવો શખશ હોય ત્યાં કાગળ લખીને નીકાહ પડાવે. ને સુન્નત છે કે મહર એકસોને ત્રણ રૂપીઆની હોય.

નીકાહની ખુશહાલી માટે એક યા બે દીવસ વલીમો (મોઅમેનોને ખાવું ખવરાવવું) સુન્નત છે,

નીકાહે દાયમ માટે મેહરનો ઝીકર કરવો એટલે નીકાહ પડાવતી વખતે મેહર નક્કી કરવી સુન્નત છે, અને વગર મેહર મુકરરર કરે નીકાહ પડે તો પણ હરકત નથી પણ મેહર મુકરરર કર્યા સીવાય ઓરત સાથે સોહબત ન કરે, કેમકે જો મેહર ઠેરાવ્યા સીવાય સોબત કરવામાં ગુનાહ નથી પણ "મેહરમીસલ" દેવી લાઝીમ થાયછે હવે મેહર મીસલ કેને કહેછે તો તે જાણવું કે જેમકે કોઈ ઓરતની મેહર ઠરાવ્યા સીવાય નીકાહ કરીને સોહબત કરે તો તે ઓરતના કુટુંબમાં જેમકે મા, બેન, વીગેરેની જે મેહર મુકરરર થએલી હોય એટલી આપવી પડે.

નીકાહ અગર ઓરત મરદ ફક્ત બેજ જણુ જે આવડે ને આપસમાં પઢી લીએ તોપણુ બસ છે. પણુ શરત એટલીજ છે કે બંને આકીલ અને બાલીગ હોવા જોઇએ. ને મા બાપ ના પાઢે તો પણુ હરકત નથી, પણુ જો છોકરા અથવા છોકરી કે જે બાલીગ હોય ને તે નારાજ હોય ને મના કરે તે છતાં મા બાપ તેઓના નીકાહ કરાવી આપે તો તે નીકાહ દુરસ્ત અને કબુલ નથી બલકે ખોટા અને બાતીલ છે.

જે વખતે શાદી થાય ને ઓરતને મરદના ઘરે લઈ જાય, તો પેહલે મરદ બેરકાત નમાઝ પડે ને તેની સુન્નતની નીય્યત કરીને ફક્ત ફજરની જેમજ પડે, પછી ખુદાનો હમ્દ કરીને સલવાત પઢીને આ દુઆ પડે. "અલ્લા હુમ્મર ઝુકની અલફેહા વુદહા, વરેઝાહા, વઅરઝેની બેહા વજમઅં બયનાના. બેઅંહસને ઇજતેમાઇનિ, વઅયસરે ઇતિલાફીન, ફઇન્નકા તોહીબ્બુલહેલાલ વતુકરેહુલહરામ" મજકુર દોઆ પડતી વખતે કોઈ હાજર હોય તો આમીન કહે.

પછી એજ મુજબ સુન્નતની નીય્યતથી ઓરત પણુ બેરકાત નમાઝ પડે ને તે આ મુજબ દોઆ પડે, "અલ્લાહુમ્મર ઝુકની ઇલિફહોવુદહો વરેઝાહોબી વઅરઝેની બેહી વજમઅં બયનના બે અહસને ઇજતેમાઇનિ, વઅયસરે ઇતેલાફીન, ફઇન્નકા. તોહીબ્બુલ હલાલ વતુકરેહુલ હરામ"

પછી મરદ ઓરતની સામે જુવે તે વખતે પોતાની ઓરતના કપાળ ઉપર હાથ રાખી પોતાનું મોઢું કીબલા તરફ કરીને આ નીચે મુજબ દોઆ પડે **"અલ્લાહુમ્મા બેઅમાનતેકા અખઝતોહા, વબેકલેમાતે કુસ તહલલતોહા; ફઇનકઝયતાલી રહંમેહા શયઅન ફજઅલહો મુસલેમન સવીય્યન, વલાતજ અલહો શીરકશયતાન"** પછી ઓરતના પગ ધોઇને ઘરની અંદર એક તરફથી તે ચારે ખુણુ બરાબર છાંટે તો સીત્તેર હાજત પુરી થાય, ને સીત્તેર બરકત ઘરમાં આવે; ને ઓરતપર પણુ સીતેર એવી રહમત આવે કે હરએક રહમતની બરકત તમામ ઘરના ખુણા સુધી પહોંચે ને બરસ, (સફેદ દાગ) જુઝામ (કોઢ) અને જુનુન (દીવાનાપણું) થી ખુદાની હીફાઝતમાં રહે.

પછી સોહબત કર્યા પછી ઓરત દુધ, સીરકો, **કશનીજ** અને ખાટા સેબથી પેહલુ અઠવાડયું પરેઝ કરે એટલે ન ખાય કેમકે એ ચીજો ખાવાથી બચ્ચું રેહવાના ભાગને સરદ કરી નાખેછે, ને ઓલાદ થવા અટકાવે છે ને સીરકો ખાધાથી હયઝ મુશ્કીલીથી બંધ થાય છે વીગેરે

જાણુવું જોઇએ કે દાએમી નીકાહ કરવા તે ચાર ઓરતથી વધારે કરવી હરામ છે પણુ ચારમાંથી એક મરી જાય અથવા તલાક આપે તો બીજી કરવી જાયજ છે, એટલે ચારથી ઓછી થાય તો ચોથી કરવી દુરસ્ત છે. **બે બેહનોને** બેગી કરવી હરામ છે, એટલે ઓરતની સગી બેન સાથે નીકાહ કરવા હરામ છે, પણુ જો ઓરત ગુજરી જાય અથવા ઓરતને તલાક આપે તો તેની બેન સાથે નીકાહ કરવા દુરસ્ત છે.

# ફસલ ત્રીજી નીકાહ પડવાનું બયાન



જાણવું જોઈએ કે શરએ મુકદ્દસમાં નીકાહ પડવા આસાન છે, જ્યાં સુધી શરાના કાએદા મુજબ નીકાહ ન પડાય ત્યાં સુધી એરત તેના પર હલાલ થતી નથી, લાખો ક-રોડો રૂપીઆ ખરચ કરે, ખવરાવે જમાડે ધામધુમ કરે; જોઈએ તો હરામ કામ કરીને નાચુરંગ કરે જોએ તે કરે પણ જ્યાંસુધી દીને મોહમ્મદીના હુકમ મુજબ નીકાહ સહીહ રીતે નહીં પડાય ત્યાંસુધી, હલાલ નહીં થાય.

કોઈકોઈ નીકાહની ચોપડી બતાવી આપે અથવા તેમાં લખવા મુજબ પડાવે છે, કોઈ અહેમદની સુરા પડાવે છે, પણ એમ કરવાથી નીકાહ થતા નથી.

હવે કેટલાક સાહેબોની અમોને ફરમાશ છે કે ચોપાનીઆમાં અથવા કોઈ કીતાબમાં નીકાહ પડાવાની રીત લખો, પણ તે લખાણ કરેથી બરાબર તેનો મતલબ સમજ પડેજ નહીં, ને જો ફકત નીકાહના સીગા લખું કે તેની સમજણ જાણનારને પુછીને પછી પડાવંજો તો લોકો પુછવા તો કોઈકજ જાય, પણ ધડાધડ એ મુજબ નીકાહ પડાવા લાગે, જેમકે આગળ થોડા વરસ ઉપર કોઈ કોઈ કીતાબમાં નીકાહના સીગા લોકોએ લખીને છપાવેલ છે વળી કોઇએ એમ પણ લખેલ છે કે આલીમ પાસે દુરસ્ત કરીને પડ-વા પણ તે ઉપર કોઈ ધ્યાન રાખતું હોય એવું જોવામાં આવ્યું નથી, ને તે કીતાબ લઈને નીકાહ પડાવી આપી વગર મફતના ગુનાહ ઉપાડે છે. માટે જો કોઈને નીકાહ પડા-વા શીખવું હોય તો આઠ દીવસમાં બરાબર સીખી શકાય છે માટે કાંતો સીખે, અથવા બાહેર ગામ શાદીની પહેલા પાંચ પંદર દીવસ જ્યાં પડાવનાર હોય લખીને નીકાહ પડાવી લેવા, શાદીની ધામધુમ માટે કંકોત્રી લખાય છે દેશાવરથી સગાઓને બોલાવાય છે તો નીકાહ પહેલેથી પડાવી લેવા તેમાંશું અડચણ છે ? માટે અમે નીકાહને બદલે બાહેર બીજે ઠેકાણે નીકાહ પડાવવા હેય તો તે કેવી રીતે લખવું ને શું કરવુ તેની વકાલત ની રીત નીચે મુજબ લખીએ છીએ તે મુજબ અંમલ કરવો.



## છોકરા તથા છોકરી નું વકાલતનામુ લેવાની રીત.

પહેલે જે છોકરો બાલીગં હોય ને તેના નીકાહ પડાવવા હોય તો તેને પુછવું જેમકે છોકરાનું ને તેના બાપનું નામ, અબદુલ્લાહ બીન મોહમદઅલી હોય, ને જેની સાથે શાદી થતી હોય તે છોકરીનું નામ શીરીં બીનતે રહમતુલ્લાહ હોય ને તે છોકરા પણ બાલેગં હોય તો તે છોકરાને પુછવું કે એ અબદુલ્લાહ તમારી નીકાહ રેહમતુલ્લાહભાઇ બીન નુર મોહમદની દીકરી બાઇ શીરીંની સાથે પાંચશો રૂપીઆની મેહરપર પડવા માટે ભાવનગરમાં મુલ્લા હાજી જાઅફરને વકીલ કર્યા? તે કહે કે હા, મેં મારા નીકાહ રેહમતુલ્લાહભાઈની દીકરી શીરીં સાથે પાંચસો રૂપીઆની મેહપર પડવા માટે મુલ્લા હાજી જાફરને વકીલ કર્યા; પછી છોકરીને પુછે એ શીરીં બાઈ તમારા નીકાહ મોહમદઅલી બીન ગુલામ મોહ-મદનો દીકરો અબદુલ્લાહની સાથે પાંચસો રૂપીઆની મેહરપર પડવા માટે ભાવનગરમાં

મુલ્લા હાજી ગુલામહુસેનને વકીલ કર્યા ? તે કહે કે હા !! અથવા કહે કે મોહમદઅલી ભાઇનો દીકરો અબ્દુલ્લાહ અથવા નામ ન લીએ તો ફલાણો અથવા મખસુસ તમોએ નામ લીધુ તેની સાથે મારા નીકાહ પાંચશો રૂપીઆની મહપર પડવા મુલા હાજી ગુલામ હુસેનને વકીલ કર્યો, તો બસ છે, ને બંનેના વકાલતનામા લીધા કહેવાય; જો ગામમાં નીકાહ પડાવે તોપણ એજ મુજબ વકાલતનામું લીધા પછી નીકાહ પડાવાય છે, ને પરગામ નીકાહ પડાવે તો પણ એજ મુજબ વકાલતનામું લઈ ત્યાં લખીને મોકલી આપે પણ તે લખવાની રીત પણ ધ્યાનમાં રાખવી જોઇએ માટે તે નીચે મુજબ,

## ફસલ ચોથી વકાલતનામું લખી મોકલવાની રીતનું બયાન.

જ્યારે ઉપર મુજબ વકાલાતનામું બંનેનું લીએ તો પછી નીચે મુજબ છોકરા તરફથી લખી મોકલે,

જનાબ મુલા હાજી જાફરભાઈ શ્રી ભાવનગર, પુનાથી લી० અબદુલાહ બીંન મોહંમદ અલીના સલામ બાદ જાણવું કે મેં મારા નીકાહ રહેમતુલાભાઇ બીન નુરમોહમદની દીકરી ફીઝાની સાથે પાંચસો રૂપીઆની મેહરપર પડવા માટે તમોને વકીલ કર્યા છે માટે મારા નીકાહ પડીને જવાબ લખશો.

ને છોકરી તરફથી વકાલતનામુ આ મુજબ મોકલે, જનાબ મુલ્લા હાજી ગુલામહુસેન બાઇ શ્રી ભાવનગર; પુનાથી લી० ફીઝુ બીનતે રહમતુલાહના સલામ બાદ જાણવું કે મારા નીકાહ મોહમદઅલી બીન ગુલામમોહમદનો દીકરો અબદુલાહની સાથે પાંચસો રૂપીઆની મેહરપર પડવા તમોને વકીલ કર્યા છે માટે મેહરબાની કરીને મારા નીકાહ પડીને જવાબ લખશો,

એ મુજબ બંને નામના વકાલતનામા લખાવી અથવા તેઓને પુછી લખીને સહી લઈને કોઇ ઉપર બીડી દેવા કે તે બંને સાહેબોને આપી નીકાહ પડાવીને પાછો જવાબ લખે, તો પછી પોતાના ગામમાં જોઈએ તે દીવસે જાહેર શાદીની ધામધુમ મોઅમેનોને જમાડવું વીગેરે રાહરસમ જે સારી ને નેક હોય તે કરીને શાદીનું કામ ખલાસ કરવું,

લ્યો એમાં તે શું મેહનત છે? કે વગર મેહનતે ને વગર કારણે એવી મોહોટી બાબતમાં સુસતી કરવી; માટે જરૂર છે કે નીકાહ સહીહ પડાય એવી ગોઠવણ કરવી, કેટલાક સાહેબો જાણે છે કે નીકાહ સહીહ ન આવડે તો પડાવવા નહીં તે છતાં પણ પડાવે છે તે વધારે ભુલ છે,

જાણવું જોઈએ કે અગર છોકરો અથવા છોકરી નાબાલેગ હોય તો તેના બાપ તરફથી વકાલતનામું લેવું ને વકીલ થાય તે તેના બાપને પુછે, ને બાપ એમ વકાલતનામું આપે અથવા મોકલે જેમકે ઉપરનાજ નામો મુજબ, અબદુલાહ નાબાલેગ હોય તો તેનો બાપ એમ લખે કે હું મોહમદઅલી તમોને મારા છોકરા અબદુલાહના નીકાહ રેહમતુલા બીન નુરમોહમ્મદની દીકરી બાઈ ફીઝુસાથે પાંચસો રૂપીઆની મેહરપર નીકાહ પડવા માટે વકીલ કર્યા

તેમજ જો છોકરી નાબાલેગ હોય તો તેનો બાપ પણ એજ મુજબ છોકરાના બાપની જેમ વકાલતનામુ મોકલે

ને છોકરો અથવા છોકરી નાબાલેગ હોય ને તેઓનો બાપ ગુજરી ગયો હોય તો દાદાની રજા લેવી, ને દાદો નીકાહ માટે વકાલત નામુ આપે ને બાપ કે દાદો ન હોય તો મા, કાકા, મામા, ભાઈ વીગેરેથી નીકાહ પડાવાય નહીં, ને રજા પણ ન અપાય ને રજા આપે તો તેઓની રજા કામ પણ ન આવે માટે બાલેગ થયાપછી નીકાહ કરવા.

છોકરી કુંવારી હોયતો સુન્નત છે કે બાપની રજા વગર પોતાના નીકાહ ન કરે, ને ઉપર જે વકાલતનામા બયાન થયાં કે છોકરો કે છોકરી નાબાલેગ હોય તો તેઓના બાપ તરફથી વકાલતનામુ આપે, પણ જો બનેમાંથી એક બાલીગ હોય ને એક નાબાલેગ હોય તો જે બાલીગ હોય તેના પોતા તરફથી વકાલતનામું આપવું ને નાબાલેગ હોય તો તેના બાપ તરફથી વકાલતનામુ આપવું.

## ફસલ પાંચમી તલાકનું બયાન.

જાણવું જોઈએ કે તલાક આપવા માટે શરાથી મનાઇ નથી, પણ મકરૂહ છે અને તેની મઝીમ્મત ઘણી વારીદ થઇછે કે બનતા સુધી તલાક ન આપવી: પણ જો તલાક આપે તોપણ મરદને હુકમ છે કે તેના ઇદ્દા સુધી ઓરતને પોતાના ઘરમાંથી કાઢી ન મુકે ને ખાવાનું કપડા વીગેરે આપે, ને ઓરતને પણ હુકમ છે કે ઇદ્દો પુરો થાય ત્યાં સુધી મરદના ઘરમાં રહી બનાવ સણગાર કરીને ધણીની સાંમેથી નીકળે, એટલે આંખમાં સુરમો હાથમાં મેંહદી લગાડે સારા કપડા પેહરે કે વખતે મરદના દીલમાં તેણીની મોહબ્બત પએવસ્ત થઈ જાય ને તેણીને પાછી ઓરત તરીકે રાખે તો ઇદ્દાની અંદર ફરીને નીકાહ પડવાની જરૂરત નથી; તેથીજ ખુદા ફરમાવે છે કે મેં ઇદ્દો મુકરરર કરેલ છે તેમાં એ મસલેહત છે કે વખતે તેણીનો શવહર પસતાઇને તલાકને ફેરવી લીએ.

જાણવું જોઇએ કે નીકાહની અંદર વધારે મુશકીલ નથી ફકત સહીલ નીકાહ પડાવવા જોઇએ, પણ તલાકમાં ઘણીજ અડચણ છે તેની શરતો પુરી હોયતોજ તલાક આપી શકાએ. એ પણ ખુદાની મોહટી રહમત છે કે મરદોને ગુસ્સો આવે તો ઝટપટ તલાક આપી ન શકે, ને પાછળથી પસતાવું ન પડે, તેની શરતો નીચે વાંચશો તો ખબર પડશે, ને એથી મોહટી રહમત એ છે કે તલાક આપ્યા પછી મરદને હુકમ છે કે ઓરતને ખોરાકી પોશાકી આપી ઘરમાં રાખે, ને ઓરત શણગાર કરીને મરદની સામે થાય, કે મરદનું મન ગળતા વાર ન લાગે, ને પાછી ઘરમાં ઓરત તરીકે રાખવી હોય તો ઇદ્દાની અંદર નીકાહ વીગરે કાંઈ કરવાની તકલીફ કે જરૂરત નથી. હા તલાક આપ્યા પછી ઓરતને ઘરમાં રાખ્યાથી કાંઈ ફસાદ થવાનો ખોફ રહે તો ઘરમાં ન રાખે.

તલાક આપે તો તેણીના મેહરના રૂપીઆ જો પહેલે ન આપ્યા હોય તો તે વખતે આપે, ને જો ઓરતને તલાક આપે, ને તેણી સાથે મુદલ સોહબત કરી ન હોય તો તેણીની અરધી મેહર આપવી.

હવે જેઓ તલાકને પસંદ નથી કરતા પણ વીચારો કે અગર તલાક હરામ કરતે તો મરદ પર કેવો ઝુલમ ગુજરતે? કે વખતે કોઈની ઓરત બહુજ ખરાબ હોય ને મરદ કંટાળી ગયો હોય તો શું કરે?

**તલાક આપવાની શરતો નીચે મુજબ છે.**

૧–લી, શરત એકે તલાક આપવાવાળો બાલીગ અને આકીલ હોય, આકીલ હોય એટલે દીવાનો ન હોવો જોઇએ.

૨–તલાક આપવાવાળો પોતાની રાજી ખુશીથી તલાક આપે તો સહીહ છે, તે અગર કોઇની જબરાઇથી પરાણે તલાક આપે તો સહી નથી.

૩–તલાકનો સીગો બેઆંદીલની સામે જારી કરવો જોઇએ, ને તે બને આંદીલ ધ્યાન આપીને બરાબર સાંભળે. ને એકજ વખત એક ઠેકાણે ભેળા હોવા જોઇએ.

૪–જે દીવસે તલાક આપે તે દીવસે તે ઓરત હએઝ કે નીફાસવાળી હોવી ન જોઇએ બલકે તે બંનેથી પાક હોવી જોઇએ.

૫–જે ઓરતને તલાક આપવી તેનું નામ વીગેરેથી ખાસ કરીને ઓળખાવવી જોઇએ ને જે ગમામાં તલાક આપે તે ગામમાં મરદ ઓરત બને હોય તો ઓરત હએઝ અને નીફાસથી પાક હોવાની શરત છે.

૬–તલાક આપે તે વખતમાં તે શખશે પોતાની ઓરત સાથે પાક થયા પછી સોહબત ન કરી હોય તો તલાક આપી શકે, નહીતો હએઝ આવે ને પાક થાય એટલી મુદ્દત સબર કરે પછી તલાક આપે.

જાણવું જોઇએ કે નીકાહ કરતા તલાક બહુજ સખત છે ને તેમાં બેઆંદીલની શરત છે તો જ્યાં બેઆંદીલ હોય એવા કોઇ ગામમાં પોતા તરફથી કોઇ ઉપર વકાલતનામુ લખી મોકલે એટલે તે શખશ તેની તરફથી બેઆંદીલની સામે તલાક આપે આંદીલ એ કહેવાય છે કે; ગુનાહે કબીરા જેમકે શરાબ પીવી, વીયાજ ખાવું અથવા દેવું તેની શરતો મુજબ, વીગેરે કામ ન કરે, હજ ઝકાત ખુમ્સ નમાઝ, રોઝા વીગેરે જે વાજીબ થાય તે અદા કરે; વીગેરેથી આંદીલ કહેવાય છે,

**તલાકનું વકાલતનામું.** આ મુજબ મોકલવું જેમકે કોઇ શખશ પોતાની ઓરતને તલાક આપવા ચાહે તો જે ગામમાં બેઆંદીલ હોય ત્યાં કોઇ એકને લખી મોકલે કે ફલાણા સાહેબ મારી ફલાણી ઓરતને મારા તરફથી તલાક આપવા તમોને વકીલ કર્યા છે; માટે બેઆંદીલની સામે તલાક આપજો.

જાણવું કે જે રીવાજ છે કે જમાતની સામે તલાક આપે છે કાગળ લખીને ફારગતી આપે છે, તે શરા પ્રમાણે તલાક ગણાતી નથી; ને તેથી તે ઓરત શવહરના હકમાંથી મુક્ત થતી નથી; તેથી તેણીને બીજો શવહર કરવો હરામ છે. ને મરદ જ્યાં સુધી સહીહ તલાક નહીં આપે ને તેણીને મુક્ત સમજી કાઢી મુકશે તો તે ગુનેહગાર છે વીગેરે.

તલાક કેટલીએક તરાહની છે, કે તલાક આપ્યા પછી ઇદ્દાની અંદર પાછી ઓરતને ઓરત તરીકે રાખી શકાય છે, કોઇ ઓરતને પાછી નીકાહ સીવાય પાછી રખાતી નથી વીગેરે બાબતો છે પણ આ ઠેકાણે એવા મસાએલની જરૂરત ન ધારતા ટુંકમાં જરૂરી બીના લખીછે.

# ફસલ ૬ ઠ્ઠી ઈદ્દાનું બયાન.

જાણવું જોઇએ કે ઇદ્દા બે જાતનો છે, એક તલાકનો ઇદ્દો ને બીજો વફાતનો ઇદ્દો, તલાકના ઈદ્દામાં તલાકે રજઈ કે જેને વગર નીકાહે ઈદ્દાના અંદર પાછી ઘરમાં લાવી શકાએ છે તેમાં તેણીને ઘરમાં રાખવી ખોરાકી પોશાકી આપી વીગેરે જે તલાકમાં બયાન થયું તે મુજબ વરતવું જોઇએ; ને ઓરતને પણ તે વખતમાં પણ મરદની નાફરમાની કરવી ન જોઇએ, ને તે મુદ્દતમાં બીજો શવહર કરવો હરામ છે. ને તલાકે બાએન જેની અંદર ઈદ્દાની અંદર વગર નીકાહે લાવી શકાતી નથી વીગેરે તેમાં ઓરતને ખોરાકી પોશાકી દેવી વાજીબ નથી. હા હમલવાળી હોય તો ખોરાકી પોશાકી આપવી જોઇએ.

ઈદ્દાની મુદત વીશે જાણવું કે જે ઓરત આઝાદ હોય ને શવહરે તેણી સાથે સોહબત કરેલ હોય ને હએઝની આદત મુકરરર હોય તેણીને તલાક આપે તો તેનો ઇદ્દો ત્રણ "તોહર" છે એટલે ત્રણ વખત હએઝ આવીને પાક થાએ એવી રીતે કે પેહલે તે પાક હોય તે વખતે તલાક આપી હોય તો પાછું હએઝ આવે ત્યાંસુધી એક તોહર કેહવાય, વળી હએઝ આવીને પાક થાય તો તે બીજું તોહર ને વળી હએઝ આવીને પાક થાય તો તે ત્રીજુ તોહર પુરૂ થઈ વળી હએઝ આવે ત્યારે તે ત્રણે તોહર પુરા થયા કેહવાય છે. ને જે ઓરતની મોટી ઉમ્મર હએઝ ન આવે તેવી ન થઈ હોએ છતાં હએઝ ન આવતું હોએ તો તેણી માટે તલાકનો ઇદ્દો ત્રણ મહીના પુરા થવા જોઇએ. ને ઓલમામાં મશહુર એ છે કે જે ઓરત નાની ઉમ્મરની એટલે નાબાલેગ હોય, અથવા હએઝ ન આવી શકે એટલી ઉમ્મરે પહોંચી હોય અથવા તે ઓરત સાથે નીકાહ કર્યા પછી મુદલ સોહબત કરી ન હોય તો એવી ઓરતને તલાક આપે તો તેઓ માટે ઇદ્દો મુદલ નથી.

હમલવાળી ઓરતને તલાક આપે તો તેણીનો ઇદ્દો બચ્ચું પેદા થાય ત્યાંસુધીનો છે;

વફાતનો ઇદ્દો શવહર ગુજરી જાય ત્યાંથી ચાર મહીના ને દસ દીવસ છે, ને તે આઝાદ* ઓરત માટે ઇદ્દો છે, અને નાબાલેગ હોય કે મોટી ઉમ્મરની હોય કે સોહબત કરી નહોય વીગેરે એ કાંઈ શરત નથી તે તમામ ઓરતોને માટે એકજ હુકમ છે; પણ હમલ વાળી ઓરત માટે એવો હુકમ છે કે "બેઅંદુલ અજલએન" એટલે બનેમાંથી જે છેટેની મુદત હોય તેટલો ઇદ્દો રાખવો જોઇએ, જેમકે શવહર ગુજરી ગયો ને બચ્ચું પેદા થવાને છ મહીનાની વાર હોય તો બચ્ચું પેદા થાય ત્યાં સુધી છ મહીનાનો ઇદ્દો રાખવો, ને અગર બચ્ચુ પેદા થવાને બે મહીનાની વાર હોય ને શવહર ગુજરી ગયો હોય તો ચાર મહીનાને દસ દીવસ ઈદ્દો રાખવો, ને વફાતના ઈદમાં શું હુકમ છે તે સોગના બયાનમાં નીચે આવશે,

*આઝાદ ઓરતથી મતલબ એ છે કે કનીઝ (લૌંડી) ન હોય તેણીને આઝાદ કહે છે

## ફસલ સાતમી, જે ઓરતનો શવહર ગુજરી જાય તેણીના સોગ વીશેનું બયાન.

જે ઓરતનો શવહર ગુજરી જાય તેણીને ઇદો પુરો થાય ત્યાં સુધી સોગ રાખવો વાજીબ છે, ને ત્યાં સુધી બીજો શવહર કરવો હરામ છે; ને બીજા મરદને પણ કુલ ઇદ્દા વાળી ઓરતો સાથે નીકાહ કરવા હરામ છે,

સોગની અંદર એવો હુકમ છે કે સણગાર કરે નહીં; સારા અને રંગીન કપડા કે જેનાથી સોગથી વીરૂધ ગણાય એવા કપડા પેહરવા નહીં, રંગીન કપડાથી મતલબ એ છે કે જો અગર રંગીન કપડા પેહરવાથી ઝીનીત (શોભા) ગણાતી હોય તો ન પેહરે, મતલબ એ કે જેની અંદર ઝીનત કેહવાય તેવા કપડા પેહરવા નહીં; ખુશબો જેમકે અંતર વીગેરે લગાડવું નહી, શોભા માટે સુરમો પણ લગાડવો નહીં; પણ આંખની બીમારીના સબબથી અગર સુરમો લગાડવો જરૂર હોય તો રાત્રે લગાડીને સવારે લુછી નાખે. મહેંદી લગાડવી નહીં, ઝીનત સીવાય માથું ઓળવું દાતણ કરવું નખ લેવરાવવા સારા બીછાનાપર બેસવું તેની મનાઇ નથી, ને એ હુકમમાં તમામ ઓરતો નાની હોય મોટી હોય વીગેરેનો એક હુકમ છે,

## ફસલ આઠમી મરદ ઓરતોમાં અણબનાવના સબબથી મરદને કાંઈ આપીને તલાક લેવાનું બયાન.

જાણવું જોઇએ કે મરદ ઓરતમાં અણબનાવ થાય ને ઓરત કંટાળો ખાઇને મરદને કાંઈ આપીને પોતાનો છુટકો કરાવે, તેને શરામાં "ખુલઅ" કહે છે ને બને જણ એક બીજાથી કંટાળી ગયા હોય ને તલાક લીએ તો તેને "મોબારત" કહે છે, હવે તેમાં ઓરત મરદને મેહર માફ કરીને તલાક લીએ અથવા બીજું કાંઈ આપે તેમાં પણ તલાકની માફક કેટલીએક શરતો છે માટે તે વીશે પણ તલાકની જેમ જ્યાં આલીમ હોય ત્યાં લખીને મોકલવું અને ખુલાસા સાથે જવાબ મંગાવવો જોઇએ વીગેરે,

## ફસલ નવમી "ઝેહાર" એટલે ઓરતને મા બેન જેવી વીગેરે કહે તેના અહેકામનું બયાન.

કોઈ મરદ પોતાની ઓરતને પોતાની મહરમ જેમકે મા, બેન, ની પીઠ (વાંસા) જેવી અરબીમાં કહે બલકે બાજ્એ મુજતહેદ લખે છે કે પોતાની જબાનમાં કહે કે તુમારી મા, અથવા બેનને ઠેકાણે છો; તો તે "ઝેહાર" થાયછે ને ઝેહાર થાએ એટલે તે ઓરત સાથે ઝેહારનો કફ્ફારો આપવા વગર સોહબત કરવી હરામ થાએછે, ને કફ્ફારો આપ્યા

પછી સોહબત કરવી દુરસ્ત છે ને ઝેહારથી ઓરત હમેશા માટે હરામ થતી નથી તેમ નીકાહ તુટી જતા નથી;

ઝેહારની અંદર શરતો છે માટે તે શરતો પુરી હોય તોજ ઝેહાર થાય નેજો પુરી શરતો ન હોય તો ઝેહાર થયો ગણાય નહીં, ને સોહબત હરામ થતી નથી તેમ કફ્ફારો પણ વાજીબ થતો નથી;

ઝેહારની શરતો—૧–ઝેહાર કરવા વાલો બાલેગ અને આકેલ હોવો જોઇએ એટલે દીવાનો હોવો ન જોઇએ. ૨–પોતાના ઇખતીયાર અને ઇરાદાથી ઝેહાર કરેતો ઝેહાર થાય. ૩–ઝેહારનો શબ્દ જેમકે ઓરતને કહેકે તું મારી બેન અથવા માને ઠેકાણે છો તે કહેતી વખતે તરત તેજ ઠેકાણે બેઆદીલ સાંભળે તો ઝેહાર થાય છે. ૪–હએઝની અંદર ઓરત નહોય તે વખતે ઝેહાર થાયતો લાગુ પડેછે વીગેરે.

જાણવું જોઇએ કે ઝેહાર થવો પણ ઘણો મુશકીલ છે કે બેઆદીલની સામે કોણ એવી રીતે કહેછે? તેથી વધારે ખુલાસો લખ્યો નથી ને સાધારણ જે લોકો પોતાની ઓરતને કજીયા અને ગુસ્સામાં મા બેન કહી નાખેછે ને બેઆદીલ વગેરે શરતો પુરી હોતી નથી, તો તેવી બાબતથી કાંઈ ઓરત હરામ થતી નથી તેમ નીકાહ પણ તુટી જતા નથી તોપણ એવા શબ્દો કાઢવા તે ઝાહેરન ઈનસાનીયતને ઘટે નહીં તેથી જબાનને કબજે રાખવી અફઝલ છે.

ને ઝેહાર થઈ જાયતો તેનો કફ્ફારો એ છે કે, યા એક ગુલામ આઝાદ કરે અગર તે ન બની શકેતો બે મહીનાના રોજા તેની શરતો મુજબ રાખે; અને અગર તે પણ ન થઈ શકે તો સાઠ મસકીનને ખાવું ખવરાવે.

હવે જાણવું કે જે મરદે ઝેહાર કરેલ હોયતો જ્યાં સુધી કફ્ફારો ન આપે ત્યાં સુધી સોહબત હરામ છે ને તે કફ્ફારો ન આપે તો ઓરતની મરજીપર આધાર છે કે જોઈએ તો મુરદ કફ્ફારો આપે ત્યા સુધી સબર કરે અથવા હાકીમે શરાએ મુજતહેદની પાસે ફરયાદ કરે તો તે વખતે હાકીમે શરાએ તેને સમજાવી કફ્ફારો અપાવશે, ને તે છતાં પણ ન માને તો ત્રણ મહીનાની મુદત આપે; ને તેની દરમીયાન પણ ન માને તો હાકીમે શરાએ તેને જબરાઈથી તલાક અપાવશે ને તે છતાં પણ નહીં માને તો તેને કેદમાં નાખશે; ને ખાવા પીવામાં તંગી વાપરશે એટલે સુધી કે યાતો તે કફ્ફારો આપે અથવા તલાક આપે વીગેરે.

જાણવું જોઇએ કે એ ઝેહાર સીવાય બીજી કેટલીએક બાબતો છે કે મરદ કસમ ખાએ કે સોહબત નહીં કરૂં ને મરદ ઓરતપર ઝીનાનું તોહમત મુકે વીગેરે કેટલાએક અહેકામો છે કે તેની હર વખત જરૂરતપડતી નથી, તેથી લખવામાં આવ્યા નથી, ખુદા ન કરે ને વખતે કોઇને એવું દરપીશ થાય તો આલીમને પુછાવી તે મુજબ અમલ કરવો જોઇએ, કેમકે શરએ મોકદ્દસમાં તમામ બાબતોના ખુલાસા અને અહકામછે. કોઈ ચીજ પોતાની મરજી મુજબ અથવા નાત જાતના ધારા જે શરાથી ઊલટા હોય તે મુજબ ચાલવું તે બીદઅત અને હરામ છે, ને ખુદા રસુલના હુકમથી ઉલટું ચાલવું તે સખત

ગુનાહ છે, ઈનસાનને જરૂર છે કે દરેક બાબતમાં દીન ઈસલામની વીરૂધ પગ ન રાખે, ને ગેરવાજબી રીતે આગળ પગલા ન ભરે કેમકે તેમાં બહુજ ખતર અને દીન દુન્યાની ખરાબી છે,

દાખલા. તરીકે જેમકે મઇયીત ને ગુસલ કફન દફન કરવા માટે જવું તમામ પર વાજીબે કીફાઈ છે, વળી જવું જોઇએ તેમાં છુટકો પણ નથી અમીરને ઘરે હોય કે ગરીબને ઘરે કે.સગાને ત્યાં હોય કે ગૈરને ઘરે પણ જવું જરૂરતું છે, વળી દીન ઈસલામ સીવાય દુન્યાની રીતે પણ એક બીજા જાયછે ને નજાવાને ખરાબ સમજેછે વીગેરે; તો હવે કદાચ સરવે જણ મઈયીતમાં જતા ન હોય તો આપણે ભેગા થઇને ડંડ મુકરરર કરીએ કે જે કોઈ મઇયતમાં ન આવે તેનો ચાર આના ડંડ લેવો, તો હવે જો તે રાજી ખુશીથી આપે તો ઠીક તે લેવું અને કારે ખૈરમાં અથવા ઠેરાવ મુજબ બીજાં કોઈ હરામ ન હોય એવા કામમાં વાપરવું જાએઝ છે, પણ જો તે પરાણે અથવા નારાજ પણાથી આપે તો તે લેવું હરામ છે તે લેનાર વસુલ કરનાર અને નામુ લખનાર અને વાપરનાર તમામ ગુનાહમાં દાખીલ છે; હવે કોઈ એમ કહે કે અમને કેમ ખબર પડે કે તે નારાજ છે કે રાજી ? તો તે ઈનસાનના બોલવા બલકે સુરત ઉપરથીજ જણાઈ આવે છે ને તેમજ હોય કે તે રાજીથી આપેછે તો ઉગરાણી શા માટે કરવી જોઇએ ? એક પેટી રાખીને કહીએ કે ભાઈ આની અંદર પઇસા લાગુ પડે તે નાખી જાજો પછી દસ વીસ જણા પર પઇસા લાગુ થયા હોય બાદ દસ પંદર દીવસે પેટી ઉઘાડીને જોવું કે અંદરથી શું નીકળે છે, તો તરત ખબર પડવાની કે કેટલા સાહેબ રાજી ખુશીથી નાખી ગયા છે. હું તો જાણુંછું કે વખતે તે પેટીને તકલીફ ન આપતા તેમજ ખાલી રાખેતો નવાઈ નહીં;

## ફસલ ૧૦ મી મરદ નામરદ થઇ જાય તો શું કરવું તેનું બયાન

મરદ પહેલે સહીહ વસાલીમ હોય, પણ પછી નામરદ થઈ નકાંમો થઈ જાય તો, ઓરતની ખુંશી હોય તો એવી હાલતપર સબર કરીને તેના ઘરમાં બેસી રહે. અને અગર મરજી ન હોય તો હાકીમે શરાએ પાસે ફરયાદ કરે.

તો હાકીમે શરાએ જે દીવસ ફરયાદ આવે તે દીવસથી એક વરસ સુધી તેણીના મરદને મોહલત આપશે કે પોતાનો ઈલાજ કરાવે ને દવા કરે, ને જો સારો થયો તો ઠીક, નહીતો વરસ પછી ઓરતને તલાક લેવી હોય તો જબરાઈથી તલાક અપાવશે. હવે પેહેલેથી નામરદ હોય ને ઓરતે કબુલ કરેલ હોય અથવા ઓરતને ખબર ન હોય વીગેરે તે વીશેના પણ ખુલાસા છે, તે વધારે હકીકતની અત્રે જરૂરત નથી, અને અગર મરદ દીવાનો થઈ જાય તો તેની શરતો મુજબ હાકીમે શરાએ તેની ઓરતની મરજી હોય તો તલાક અપાવશે.

# અંહવાલ બીજો:

તેની અંદર પાંચ ફસલો છે.

## ફસલ પેહલી, મહેરમ, અને નામહેરમ, જે ઓરતો સાથે નીકાહ કરવા હરામ છે તે બયાન.

જાણવું જોઇએ કે મહરમ ઓરતો સાથે નીકાહ હરામ છે ને કેટલીક નામહેરમ સાથે પણ હેરામ છે, તો તે કેટલીએક તરાહની ઓરતો છે તેની કીસમ નીચે મુજબ.

**પંહેલી**, કીસમ **નસબી** કેહવાય છે જે ખાસ પોતાની સગીઓ હોય, તેમાં સાત કીસમ છે.

**૧–મા,** અને માની મા તથા બાપની મા એટલે નાની તથા દાદી તે ઉપર સુધી જોઇએ તેટલા દરજા હોય, તે તમામ મહેરમ છે.

**૨–દીકરી,** અને દીકરીની દીકરી ને તેની દીકરી તે નીચે જોઇએ તેટલા દરજા ઉતરે તે તમામ મહેરમછે; તેમજ દીકરીની દીકરી, તે પણ નીચે સુધી તમામ મહેરમ છે.

**૩–બેન.** પોતાતી બેન જે એક માબાપથી હોય તે, અથવા બાપ એક ને મા બે હોય, અથવા મા એક ને બાપ બનેના જુદા જુદા હોય તોપણ તે બેન મહેરમ છે.

**૪–ભત્રીજી,** એટલે સગા ભાઈની દીકરી અથવા તેના દીકરાની દીકરી, તેની દીકરીની દીકરી તે તમામ મહેરમ છે.

**૫–ભાણેજ,** એટલે સગી બેનની દીકરી તે નીચે સુધી તમામ મહેરમ છે.

**૬–ફુઈ,** પોતાની ફુઈ, અથવા પોતાના માબાપની ફુઇ તે પણ મહેરમ છે.

**૭–માસી,** પોતાની માસી, અથવા પોતાના માબાપની માસી તે પણ મહેરમ છે.

જાણવું જોઇએ કે એ તમામ ઓરતો મહેરમ છે તેઓ સાથે નીકાહ હરામ છે, ને આપણો પરદો મજકુર ઓરતોએ રાખવો વાજીબ નથી.



## ફસલ બીજી, બીજી કીસમની રેઝાઇ ઓરતોનું બયાન.



એટલે કોઈ ઓરતનું કોઈ બચ્ચું તેની શરતો મુજબ દુધ પીયે તો તે બચ્ચાને દુધ પીવરાવવાવાળી ઓરત મા તરીકે થઈ મહેરમ ગણાય છે, ને જ્યારે તે મા થઈ તો તેનો ધણી બાપ, અને તેના દીકરા દીકરીઓ ભાઈ બહેન ગણાઈ મહેરમ ગણાય છે તેથી તેઓ સાથે પણ નીકાહ હરામ છે તેમજ પોતાના સગા માબાપના સગાઓ જેવી રીતે સગા થાય છે, તેમજ દુધ માબાપના સગાઓ પણ સગા થાએ છે.

હવે દુધ પીવાથી જે ઉપર મુજબ સગપણ થઈ જાએ છે, તે દુધ પીવામાં કેટલીએક શરતો છે માટે તે શરતો પુરી હોય તોજ રેઝાપણું હાસીલ થાએ નહીંતો કાંઈ નહીં. તેની શરતો નીચે મુજબ.

૧-લી, શરત એ કે જીવતી ઓરતનું દુધ પીધું હોય.

૨-જી, એ કે છાતી થકી દુધ પીધુ હોય, કેમકે અગર કોઇ ઠામમાં દુધ કાઢીને પીવરાવ્યું હોય તો મહરમપણું નહીં થાય.

૩-જી એકે ચોખુ દુધ પીએ, એટલે બચ્ચાના મોઢામાં સાકર વીગેરે એવી બીજી કોઈ ચીજ હોય કે દુધ તેને મળીને પેટમાં જાય તો, તે વખતે પણ મહરમપણું હાસીલ નહીં થાએ.

૪-થી, એ કે તે ઓરતને બચ્ચુ થવાના સબબથી દુધ પેદા થયું હોય તો, કેમકે અગર અમસથુ કુદરતી બચ્ચું પેદા થવા વગર દુધ ઉતરે ને તેપીએ તો મહદમપણુ થતુ નથી.

૫-મી, એકે તે ઓરતને સહીહ નીકાહના મરદથી દુધ થયું હોય એટલે અગર ઝીનાના સબબથી હમલ રહીને દુધ થાય તે દુધ પીએ તો મહરમપણું થતુ નથી.

૬-ઠી, એ કે તે દુધ એટલું પીએ કે તે દુધથી હાડકા સખત થાય ને ગોસ્ત જામે, અથવા એક રાત ને દીવસ દુધ પીએ, અથવા દસ યા પંદર વખત બરાબર ઉપરા ઉપર દુધ પીએ, તો એથી પણ મહરમપણુ હાંસીલ થાએ છે, ને દસ પદર વખત જે દુધ ઉપરાઉપર પીવરાવાનુ છે તેથી મતલબ એ કે દરેક વખતે પેટ ભરીને દુધ પીએ, ને પોતે મુકી આપે એવી રીતે સએર થઇને પીએ. ને વળી એ દસ પદર વખતની અંદર વચમાં બીજી કોઈ ઓરતનુ દુધ પીધુ ન હોય.

૭-મી, એ કે એ દુધ પીવા વાળુ બચ્ચું બે વરસથી વધારે ઉમ્મરનુ ન હોય, ને બાઅંજે ઓલમા લખે છે કે તે ઓરતનુ બચ્ચુ બે વરસથી ઉપરનુ ન હોય.

૮-મી, એ કે બે છોકરાને દુધ બે વખત થઇને જુદા જુદા ધણીનુ દુધ પીવરાવે તો તે બંને બચ્ચાં આપસમાં મહરમ નહીં થાય.



## ફસલ ત્રીજી, ત્રીજી કીસમની મુસાહેરાત ઓરતોનું બયાંન.

એટલે પોતાની ઓરતના સબબથી જે ઓરતો સાથે નીકાહ કરવા હરામ ને કેટલીક મહરમ થાય છે તે છે.

૧-લી, ઓરતની મા એટલે સાસુ, મહરમ છે, તેમજ સાસુની મા નાની દાદી, તે ઉપર સુધી.

૨-જી, પોતાની ઓરત જેની સાથે સોહબત કરી હોય, તેની પેહલા ધરની છોકરી.

૩-જી, બાપની ઓરત એટલે ઓરમાન મા, તેમજ દાદાની ઓરત તે ઉપર સુધી ને તેમજ રેઝાઈ બાપની ઓરત પણ મહરમ છે.

૪-થી છોકરાની ઓરત તેમજ છોકરાના છોકરાની ઓરત તે નીચે સુધી મહરમ છે.

જાણવુ જોઇએ કે સાળી મહરમ નથી, પણ ઓરત ધરમાં હોય ત્યાંસુધી સાળી સાથે નીકાહ હરામ છે, હા, ઓરત ગુજરીજાય અથવા તલાક આપે તો પછી સાળી સાથે નીકાહ જાયજ છે.

ઓરતની ભત્રીજી અથવા ભાણેજ સાથે નીકાહ થઈ શકે છે પણ ઓરતની રજા લેવી જોઇએ તેણીની રજા વગર નીકાહ ન થાય,

**ચોથી કીસમની** ઓરતો એ છે કે તલાક વીગેરેના કારણથી તેઓ સાથે નીકાહ કરવા હરામ થઈ જાય છે તે કેટલીએક ઓરતો છે.

૧–લી, એ ઓરત કે જેણીને શવહર હોવા છતાં અથવા ઇદ્દામાં કોઇએ તેણી સાથે ઝીના કર્યા હોય, ને પછી તે ઓરતને તેનો ધણી તલાક આપે અથવા તે ગુજરી જાય તોપછી આ ઝીના કરનાર તેણી સાથે કદી નીકાહ કરી શકતો નથી, હા મરદ વગરની ઓરત સાથે ઝીના થયા હોય તો તેણી સાથે નીકાહ થઈ શકે છે (આ ઠેકાણે મસલો બયાન થયો છે, બાકી ઝીનામાં બહુજ ગુનાહ અને હરામ છે તેતો છેજ,)

૨–જી, એ ઓરત કે જેણીને મરદે તલાકે રજઇ આપી હોય; ને તે તેણીના ઇદ્દામાં હોય નેતે જાણતો હોય કે નીકાહ કરવા હરામ છે તે છતાં નીકાહ કરે તો તે હરામે મોઅબ્બદ થઈ જાય છે એટલે તે નીકાહ બાતીલ ને ફરીથી બીજા નીકાહ થઈ શકતા નથી; અને અગર અંજાણપણે નીકાહ કરે તો ફકત નીકાહ કરવાથી હરામ નહીં થાય પણ તે સોહબત કર્યા પછી હરામે મોઅબ્બદ થઈ જાય છે; કે ફરીને કદી પણ નીકાહ નહીં થાય.

૩–જી. એ ઓરત કે જેણીની સાથે હજના એહરામની સાથે નીકાહ કર્યા હોય, ને હરામ છે એવો મસઅલો પણ જાણતો હોય તો હરામ મોઅબ્બદ થઈ જાય છે પણ અગર મસઅલો ન જાણતો હોય ને ખબર વગર નીકાહ કરે ને સોહબત ન કરી હોય તો તે હરામે મોઅબ્બદ નહીં થાય.

૪–થી, એ ઓરત કે જે ઓરતને લોઆન કરે ને લોઆનનું બયાન જુદુજ છે.

૫–મી, એ ઓરત કે ગુંગી અથવા બેરી હોય ને તેનો મરદ તેને કહે કે તેં ઝીના કરાવ્યા છે તો એટલું કેહવાથીજ તે ઓરત હરામ થઈ જાય છે.

૬–કોઈ શખસ એવું બદકામ કરેજ નહીં પણ વખતે શએતાનના ફરેબમાં આવીને કોઈ મરદ મરદ સાથે બદ કામ કરેતો તે આગલાની મા, બેન, અને દીકરી, આ શખસ પર હરામ થઈ જાય છે એટલે તે ત્રણેમાંથી કોઈ સાથે નીકાહ કરી શકતો નથી,

૭–મી, એ ઓરત કે તલાકની રીત મુજબ મરદે અગર નવ વખત તલાક આપી હોય તો તે ઓરત પણ હરામ છે,

૮–મી, એ ઓરત કે નવ વરસ પુરા થયા ન હોય તે છતાં તેણીનો શવહર સોહબત કરે તો તે જાએજ નથી, ને જો સોહબતથી ખરાબી થઈ તેની શરતો મુજબ થાય તો તે ઓરત કાયમ માટે હરામે મોઅબ્બદ થઈ જાય છે,

૯–કોઈ એવું કામ તો કરેજ નહી, પણ વખતે શએતાનના ફરેબથી ફુઈ અથવા માસી સાથે બદ કામ કરે તો પછી તેણીની છોકરીઓ સાથે નીકાહ થઈ શકતા નથી,

# ફસલ ચોથી તહારત કરવાનું બયાન.

જાણવું જોઈએ કે તહારત રાખવી તે કાંઈ ફક્ત ઓરતનેજ માટે નથી, તે તો મરદ ઓરત માટે એકજ હુકમ છે, પણ ઘણું કરીને ઓરતો ઠામ ધોવે કામકાજ કરે તેથી તેઓને ધ્યાન વધારે રાખવું જોઇએ, એટલા માટે આપણ ઓરતોના અહેકામમાં લખ્યું છે,

૧–કોઈ ઠામ નજીસ થઈ જાય તો તે ઠામને બે વખત ધોઈ નાખે એવી રીતે કે તમામ ઠેકાણે બને વખત પાણી પહોંચે ને તે બને વખત પાણી નાખી દીએ તો પાક થઈ જાય છે, ત્રણ વખત ધોવે તો બેહતર છે અથવા નજીસ વાસણમાં ત્રણ વખત પાણી ભરીને ખાલી કરેતો તે પણ અંદરથી પાક થઈ જાયછે,

૨–ઠામ નજીસ કેવી રીતે થાય છે તે જરા જાણવું જોઇએ જેમકે ઘરની અંદર ગારો માટી છાણ તે પાક ન હોય એવી જમીન પરથી લાવીને ઘરમાં લીપે, અથવા ઘરની અંદરની જમીનનો ગારો માટી પેહલેથીજ કાફર વીગેરેએ બનાવી હોય કે નજીસ માટીથી બનાવી હોય તો તે જગો નજીસ કેહવાય છે, હવે તેના પર ભીનું ઠામ રાખે અથવા જમીન ભીની હોય ને સુકુ અથવા ભીનું ઠામ તેની ઉપર રાખે તો તે નજીસ થયું ગણાય;

૩–કોઈ ઠામ કુતરો નજીસ કરે જેમકે ચાટી જાય અથવા પાણી પીઈ જાય તો, તે ઠામને પહેલે સુકી માટીથી ઘસે પછી બે વખત ધોઇને પાક કરે,

૪–કપડા નજીસ હોય તો બે વખત ધોઇને બને વખત નીચોવે તો પાક થાય છે ને જો નદી તલાવ વીગેરેમાં કપડા એકજ વખત બોળીને નીચોવે તો પાક થઈ જાયછે,

૫–જમીન નજીસ થઈ જાય તો તેનાપર પાણી નાખીએ કે તે પાણીથી પલળીજાએ પછી તડકે સુકાઈ જાય તો પાક થઈ જાયછે,

૬–રીંગણા મુળા વીગેરે નજીસ હોય તો બે વખત ધોઈ નાખે કે તમામ ઠેકાણે પાણી પહોંચે તો બસ છે,

૭–શરાબથી અથવા સુવ્વરથી અથવા ઉંદર મરી જવાથી જે ઠામ નજીસ થઈ જાય તો સાત વખત ધોવું બેહતર છે,

૮–પોતાનું શરીર પણ નજીસ થાય તો બે વખત ધોવાથી પાક થઈ જાયછે,

૯–લોહી વીગેરેની નજાસતથી કપડું નજીસ થાય તો પેહલે તે નજાસતને છોડાવે પછી બે વખત ધોઇને પાક કરે, પણ બનતાં સુધી નજાસતનો ડાગ કાઢે ને પછી જે ડાગ રંગ બાકી રહે તેની હરકત નથી,

૧૦–જે કપડું કાચા રંગનું હોય કે ધોવાથી રંગ નીકળ્યાજ કરે તે થોડા પાણીથી પાક થતું નથી, તેને તળાવ નદી વીગેરેમાં ગોતો (બોળી) કરીને નીચોવે તો પાક થઈ જાયછે,

જાણવું જોઇએ કે જે પાણીથી પાક કરે તે પાક હોવું જોઇએ ને પાક કરતી વખતે પાક પાણીમાં નજીસ હાથ નાખવો નહીં પાક હાથેથી પાણી લેવું, અને હાથ પાક ન હોય તો કોઈ રીતથી પાણીમાં હાથ નાખ્યા વગર પાણી લઈ હાથ સાફ કરે,

# ફસલ પાંચમી ઘરબારના કામકાજ બચ્ચાને દુધ પીવરાવવા વીશેનું બયાન.



જાણવું જોઇએ કે ઓરત મરદની તાબેદાર છે તાબેદારીથી એમ ન જાણવું કે તે તમામ જાતની ખીદમત કર્યા કરે.

બચ્ચાને દુધ પીવરાવવું, મરદના કપડા ધોવા, ખાવું પકાવવું રાંધવું, પાણી ભરવું એ ચીજો ઓરતપર વાજીબ નથી; તે જો સવાબ માટે ખુશીથી કરે તો તેની મેહરબાની ન કરે તો મરજી પણ બાઅંજે આલીમ દુધ પીવરાવવાને વાજીબ જાણે છે. દુધ પીવરાવા માટે પોતે ન પીવરાવે તો દાઈ રાખવી જોઇએ અથવા દુધ પીવરાવાની મજુરી જો માગે તો આપવી જોઇએ. આ ઠેકાણે મારા વાંચક ભાઇઓ એમ ન કહેતા કે એવો હુકમ શા માટે જાહેર કર્યો એતો ઓરતો માથે ચડી જાએ, પણ સાહેબો આપણો હક તેના પર છે કે તે ધણીની સામે ન બોલે ધણીની રજા વગર બાહેર ન જાએ, ને જો એ બાબતોમાં ધણીથી ઉલટી ચાલે તો ખુદાની લાઅંનત ઉતરેછે વીગેરે બાબતોથી બીરાદરો ખુશી થાએ ને તેણીના હકનું બયાન થાએ તો નારાજ થાએ એ કેટલી બે ઇનસાફીની વાત છે?

હા ઓરતો ધણીના ઘરમાં ખુશીથી કામકાજ કરેજ છે, તો આ મસાએલ જાહેર થવાથી કાંઈ જે કામ કરતી હશે તે કાંઈ મુકી દેનાર નથી, પણ એટલુંજ કે મરદોને જાહેર થાય કે કોઈ કોઈ કામકાજ માટે ઓરતો પર જુલમ ગુજારે છે ને જરા ભુલચુક રાંધવામાં આવે તો ગુસ્સે થાએ અથવા મારે, તો તેઓને ખબર પડે કે ખુદાએ તેઓ પર કાંઈ ફરજ કરેલ નથી, તેથી થતો જુલમ વખતે ખુદાનો ખૌફ ખાએ તો. અટકે ગરીબ લોકોની ઓરતો ખુદ પોતાનેજ પોતાનું ઘર વ્હાલું હોય છે તેથી કાંઇ તેણીઓ ધણીને વધારે ખરચ કરાવેજ નહીં, તેમ પોતાના શવહરોની મોહબ્બતમાં ખલલ નાખેજ નહીં.

ઓરતને શરા મુજબ ફક્ત એક વરસમાં ચાર જોડ કપડા આપવા વાજીબ છે, ઉપરાંત જરૂરી ચીજો આપવી વાજીબ છે. પણ તે કરતા વધારે તે હકદાર નથી તરાહ તરાહ જાતના કપડા જરૂરી કરતા વધારે ઝેવર દાગીનાં વીગેરે જે ઓરતને માટે મરદો કરાવે છે તે પણ પોતાની ખુશીથી કરાવે છે તો ઓરતો પણ પોતાના ધણીના ઘરમાં સારી રીતે ખાવા પકાવાનું કામ કાજ કરે તો મરદ પણ સારી રીતે કપડા દાગીના લાવી આપે, ને જો ઓરતો કહે કે લ્યો ફલાણી બાબત મારા પર વાજીબ નથી તો શું મરદો નહીં કહે? કે ફલાણી ફલાણી બાબતો તારા માટે મને કયાં વાજીબ છે? તો મતલબ એકે એક બીજા સલાહ અને સંપથી ચાલે તો અલબત બહુજ રાજી ખુશીથી એક બીજાની ઝીંદગી ગુજરે માટે ઓરતે મરદના હાલપર નજર કરી ઘરનું કામ કાજ કરીને શવહરને રાજી રાખી ખુદા વ રસુલ પાસે પોતાનો મોહટો દરજો મેળવવો, કેમકે ઓરતો ઘણી વખત મરદના કસુરમાં આવી જાય છે, માટે જો ઘરના કામ કાજ કરતી રહે તો અલબત તે કસુરની માફી થઈ દીન અને દુનીઆમાં બેડો પાર થાય.

# અહેવાલ ત્રીજો

તેની અંદર ચાર ફસલો છે.

## ફસલ પેહલી "હેયઝ" ના મસાએલનું બયાન.

જાણવું જોઇએ કે નવ વરસની અંદર અને પચાસ વરસની ઉપર ઓરતોને હએઝનું ખુન આવતું નથી, પણ સઇદાણીઓને સાઠ વરસ સુધી આવી શકે છે.

હએઝ ત્રણ દીવસથી ઓછું ને દશ દીવસથી વધારે રેહતુ નથી; ત્રણ દીવસથી ઓછું અથવા દસ દીવસથી વધારે ખુન આવે તો તે હએઝ નહીં કેહવાય, પણ ઇસતેહાઝા કહેવાશે, જેનો હુકમ નીચે જુદોજ બયાન થશે,

હએઝની અંદર નમાઝ માફ છે માટે નમાઝ ન પડે, ને પડે તો હરામ છે અને હૈઝ પછી કઝા પણ પડવી નહીં ને હએઝની અંદર માહે રમઝાનના રોઝા પણ રાખવા નહીં, પણ તે જેટલા રોઝા હએઝના સબબથી રખાણા નહોય તે હએઝથી પાક થવા પછી કઝાની નીય્યતથી રાખે,

હએઝની અંદર આઠ ચીજો હરામ છે; ૧—નમાઝ વાજીબ અથવા સુન્નત પડવી હરામ છે, પણ મઇયીતની નમાઝ માટે હરકત નથી, ૨—ખાનએ કાઅબનો વાજીબ અથવા સુન્નત તવાફ કરવો હરામ છે, ૩—મક્કા અને મદીનાની મસજીદમાં દાખીલ થવું હરામ છે, ૪—બીજી હરકોઈ મસજીદમાં ઠેહરવું હરામ છે, ૫—કુરઆનના હરફ તથા પેગમબરો અને ઇમામો અ૦ ના નામ ઉપર હાથ અડાડવો હરામ છે, ૬—સુરએ અંઝાએમ પડવા હરામ છે એટલે સુધી કે એ સુરાની બીસમીલ્લાહ પણ ન પડે, ને તે ચાર સુરા છે કે જેની અંદર સીજદા વાજીબ છે, પેહલો સુરો—"અલેફલામમીમ" સીજદાહ, બીજો "હામીમ" સીજદાહ, ત્રીજો "વનનજમ" ચોથો "ઇકરાઅ" એ ચાર સુરા સીવાય કુરઆન પડવામાં હરકત નથી, ૭—માહે રમઝાનના તથા બીજા કેટલાએક રોઝા રાખવા હરામ છે, ૮—મસજીદમાં કોઈ ચીજ રાખવી.

જાણવું જોઇએ કે હએઝવાળી ઓરતપર એ આઠ ચીજો હરામ છે, તેમજ એજ આઠ ચીજો નીફાસવાળી ઓરતપર પણ હરામ છે, તેમજ મરદ અથવા ઓરત જનાબતના ગુસલવાળા ઉપર પણ એ આઠ ચીજો હરામ છે, ને હએઝ અને નીફાસની અંદર સોહબત કરવી હરામ છે.

## ફસલ બીજી નીફાસના મસાએલનું બયાન.



બચ્ચું પેદા થતી વખતે અથવા પેદા થયા પછી જે ખુન આવે તેને નીફાસ કહેછે, અને નીફાસના ખુનની ઓછી મુદત નથી જરા વાર આવીને બંધ થઈ જાય તો તે પણ

નીફાસ છે. ને વધારામાં વધારે દસ દીવસ સુધી લોહી આવે તોપણ નીફાસ ગણાશે, ને નીફાસ જો દસ દીવસ કરતા વધી જાય તો આઠાર દીવસ સુધી નીફાસ ગણે પણ તે દસ ઉપરના જેટલા દીવસ ખુન રહે તેમાં નીફાસ અને ઇસિતેહાઝા બંને મુજબ અંમલ કરે એટલે નીફાસમાં હરામ હોય તે કામ ન કરે ને ઇસિતેહાઝા માફક ગુસલ કરીને નમાઝ પડે બચ્ચું પેદા થવાની પહેલા ખુન આવે અથવા બીલકુલ ખુન ન આવે તો તેને માટે નીફાસનું ગુસલ વાજીબ નથી ને નમાઝ પણ માફ નથી તે પાક છે નમાઝ પડે વીગેરે. ને હએઝની અંદર જેટલી ચીજો હરામ છે તેટલી ચીજો નીફાસમાં પણ હરામ છે. બચ્ચું પેદા થએથી લોકો કહે છે કે ઓરતને અડવું નહીં તેણીના હાથનું ખાંવું નહીં તે કાંઈ શરાથી હરામ કે મનાઇ નથી.

## ફસલ ત્રીજી ઇસતેહાઝાના મસાએલનું બયાન.

ઇસિતેહાઝાનું ખુન ઘણે ભાગે પીળું થંડું અને પાતળું હોય છે, ને તે હએઝની દસ દીવસની મુદ્દત ઉપરાંત અથવા ત્રણ દીવસની અંદર આવે તે પણ ઇસિતેહાઝા છે, ઇસતેહાઝાની થોડી કે ઝાઝી મુદ્દત નથી જોઈએ તેટલા દીવસ આવે, ઇસિતેહાઝામાં નમાઝ માફ નથી નમાઝ પડવી જોઈએ ને રોઝા રાખવા; ઇસતેહાઝાની ત્રણ કીસમ છે ને તે દરેકના જુદા જુદા અહકામછે.

ઇસિતેહાઝા **"કલીલા"** **"મોતવસ્સેતા"** **"કસીરા"** એ ત્રણેની પારખ એમ છે કે રૂ રાખવા પછી તપાસે કે જો લોહી રૂ ઉપર ચોટેલું હોય ને રૂની અંદર દાખીલ થયું ન હોય તો તેને **કલીલા** કહેછે. ને જો લોહી રૂની અંદર દાખીલ થયું હોય પણ રૂની બાહેર નીકળ્યું ન હોય તો તે **"મોતવસ્સેતા"** છે, ને લોહી રૂની અંદર થઇ બાહર નીકળે તો તે **કસીરા** છે.

કલીલાવાળીને જરૂર છે કે દરેક નમાઝ પડવાની પહેલા નજીસ જગોને ઉપરથી ધોઇને પાક કરે, ને રૂ બદલીને મજબુતીથી બાંધે, ને દરેક નમાઝ માટે વઝુ પણ જુદુ જુદુ કરીને નમાઝ પડે મોતવસ્સેતાવાળી માટે પણ એજ કલીલાવાળીની જેમ પાક કરી રૂ બદલી વઝુ કરીને નમાઝ પડવાનો હુકમ છે પણ વધારે એટલુંજ કે સુબહની નમાઝ ની પહેલા સુબહની નમાઝ માટે ગુસલ કરે; ને કસીરાવાળી માટે કલીલાની માફક અમલ કરીને સુબહની નમાઝ માટે ગુસલ કરીને નમાઝ પડે, ને ઝોહર અસર બંને નમાઝ માટે એક ગુસલ કરે, ને તે પછી મગરીબ ઇશા બંને નમાઝ માટે એક ગુસલ કરે.

એ મજકુર અઅંમાલ કરે એટલે નમાઝ પડે ને રોઝા પણ રાખે; ને ઇસ્તિહાઝા નો અમલ કરે એટલે હએઝ અને નીફાસમાં જે જે ચીજો હરામ છે, તે હરામ રેહતી નથી. જાણવું જોઈએ કે ત્રણે ગુસલોની અંદર બીજા ઘણા મસાએલ છે, પણ આ ઠેકાણે જેટલી બહુજ અગત્યની જરૂરત હતી તેટલી બીના લખી છે અને જે મુજતેહેદની તકલીદ કરે તેની રાએ મુજબ કામ પડે જવાબ મંગાવી અંમલ કરવો.

ઓરતો ઉપર છ ગુસલ વાજીબ થાય છે, ૧–જનાબત,. ૨–હએઝ, ૩–નીફાસ, ૪–ઇસ્તેહાઝા, ને એ ચારેના હુકમ ઉપર બયાન થઇ ચુક્યા, ૫–મસેમઈયીત એટલે કોઇ મંઇયતને ગુસલ આપવાની પહેલા અડવાથી, આપણા પર ગુસલ ચડે તે. ૬–મઈયીતનું એટલે કોઈ ગુજરી જાય તો તેને ગુસલ આપવું તે, ને આ છઠું ગુસલ વાજીબે કીફાઇ કહેવાય છે, વાજીબે કીફાઇ એટલે ખાસ કોઇ ઉપર અથવા તમામ ઉપર વાજીબ હોય એમ નહીં, હા કોઈ ગુસલ ન આપે ત્યાં સુધી જેને જેને ખબર હોય તે તમામ પર વાજીબ છે, પણ જ્યારે કોઇ એક જણ ગુસલ આપે તો તમામ ઊપરથી તે વાજીબ ઉતરી જાયછે.



## ફસલ ચોથી ગુસલ કરવાની રીતનું બયાન.



જાણવું જોઈએ કે મરદ અને ઓરતને ગુસલ કરવાની એકજ રીત છે, એટલે તેમાં કાંઇ મરદ ઓરતમાં તફાવત નથી; અને ઓરતો માટે જે છ (૬) ગુસલ વાજીબ બયાન થયા તે તથા બીજા સુન્નત ગુસલ જેમકે જુમ્માનું તૌબાનું વીગેરે તે તમામ ગુસલ કરવાની રીત સરખી છે. ફક્ત નીય્યતમાં ફેર છે. જેમકે જનાબતનું ગુસલ કરવું હોય તો પેહેલે તમામ શરીરને પાક કરે એટલે જ્યાં જ્યાં નજાસત લાગી હોય તે બે વખત ધોઇ નાખે, પછી નીય્યત કરે કે ગુસલ કરૂ છું હું જનાબતનું અથવા હર કોઈ ગુસલ જે કરવું હોય તે, કુરબતન એલલ્લાહ ( ખુદાની ખુશી માટે ) એમ નીય્યત કરીને પહેલે માથુ મોહું ગરદન કાન વીગેરે તમામ ધોવે એટલે સુધી કે માથાના વાળની નીચે બરાબર પાણી પહોંચે, આખી ગરદન ગળું નીચે સુધી ધોવે, પછી જમણી તરફનું અરધું અંગ ગળા પાસેથી તે જમણોહાથ બગલ પેટ વાંસો પગ વીગેરે તમામ ધોવો દુંટી ને શરમની જગાઓનો અરધો ભાગ ધોવો મુશકીલ તેથી તમામ ધોવો, તમલબ એકે અરધામાં જરાએ કોરૂ ન રહે અરધાથી વધારે ધોવાએ તેની હરકત નહીં, પછી તેજ માફક ડાબી બાજુનું અરધું અંગ ધોવે ને તે પણ અરધાથી જરાએ ઓછું ન રહે તેથી જમણી તરફનું જરા ધોવે તો હરકત નહીં, આપણા લોકોના આદત છે કે ગુસલ મોહરીમાં કરીએ ને મોહરી નજીસ હોય છે તેથી છાંટા પગ ઉપર ઉડે પગ નીચે હોયતો તળીઆ નજીસ થાય, માટે જ્યારે પગ ધોવાનો વારો આવે તે વખતે પેહલે તે પગને પાક કરીને પછી ગુસલ માટે ધોવે.

મરદ ઓરત બંનેને માટે હુકમ છે કે જનાબતનું ગુસલ કર્યા પછી નમાઝ માટે વઝુ કરવાની જરૂરત નથી; ને બીજા ગુસ્લો કરવા પછી નમાઝ માટે વઝુ પણ કરે.



# અહેવાલ ચોથો

તેની અંદર ત્રણ ફસલો છે.

## ફસલ પહેલી મરદ પર ઓરતના હકનું બયાન.



મરદપર ઓરતનો હક એછે કે તેના ખાવા અને પેહરવા માટે એટલું આપે કે બીજાની મોહતાજ ન થાય, એટલે તેને પુરૂ થાય ને પોતાની મકદુર પ્રમાણે તેને હર બાબતમાં વધારે આપે એટલે ખાવા પેહરવાની તંગી ન કરે,

ને તેના માટે પોતે કપડા સારા પેહરે ઝીનતથી રહે કેમકે મરદ સારી હાલત ઝીનત (શોભા) થી, રેવાથી ઓરતોને પાક રેહવાનું કારણ છે, મતલબ એકે ઓરતની સામે જેવા તેવા. ખરાબ હાલથી ન રહે, કે તેને જોઇને ઓરતને રંજ થાય કે ન કપડાનું ઠેકાણું ને ન શરીરનું ભાન, કપડા મેલાં તો મેલાંજ શરીરપર મેલતો મેલજ ભરેલો એવી હાલતથી ન રહે, કેમકે જેમ મરદોને ઓરતોનો સણગાર ને સારા કપડા પેહરી સ્વચ્છ રેહવુ પસંદ છે તેમજ ઓરતોનો પણ હાલ છે કે મરદો સારા કપડા પેહરી સ્વચ્છ રહે તે તેઓની ખુશીનો સબબ છે

ઓરતની નાદાની અને ભુલ ચુક ઉપર ન જુવે બલકે માફ કરી આપે, ને હર વખતે જરા જરા વાતમાં તેને તંગ ન કરે ને ઇજા ન આપે. ને વાત વાતમાં તેનાથી ગુસ્સે ન થાય; ને મારકુટ ન કરે, જનાબે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે બેહતરમાં બેહતર એ મરદ છે કે પોતાની ઓરત સાથે ખુશમીજાજથી રહે, ને ખરાબમાં ખરાબ એ મરદ છે કે પોતાની ઓરતને મારે અને ઇજા પહોંચાડે,

મરદો ઇદને દીવસે પોતાની મકદુર પ્રમાણે ઓરતો માટે સણગારનો સામાન અને તોહફા લાવે, **રીવાયત**માં છે કે જેને ખુદાવંદે કરીમ બરકત આપે તો વાજીબ છે કે પોતે પોતાના ઘરના માણસો માટે હાથ છુટો રાખે, કેમકે ઘરના માણસો કેદીની મીસાલ છે, ને જે શખસો બરકત થવા છતાં ઘરના માણસો પર તંગી કરશે તો તેની નેઅમત જલદી બરબાદ થઈ જશે,

જે કોઈ પોતાના ઘરના માણસોનો ભાર બીજા પર નાખે તો તે મલઊન છે, એટલે પોતાની ઓરત અને બચ્ચાઓનો ખરચ પોતે ન આપતા બીજાને માથે નાખે કે તે આપે તો તેવો શખસ મલઊન છે,

મોઅમીનને જરૂર છે કે જેવી હાલતમાં ખુદા રાખે એવી હાલતથી પોતાના ઘરના માણસો સાથે વરતે, બેહતરમાં બેહતર સદકો અને એહસાન એ છે કે પેહલે પોતાના ઘરનાં માણસોને ખરચ કાઢીને પછી બચે તેમાંથી સદકો અને એહસાન કરે, જે શખસ પોતાની ઓરત સાથે સારી રીતે ચાલે તો ખુદા તેની રોજીમાં બરકત આપે,

હઝરત ઇમામ ઝએનુલ આએદીન અ૦ ફરમાવ્યું કે અગર મારા ઘરના માણુસને ગોસ્ત ખાવાની ખાહીશ હોય ને હું બજારમાં જઇને વેચાતી લાવું તો ગુલામ આઝાદ કરવા કરતા એ કામને હું વધારે પસંદ કરૂછું,

મનકુલ છે કે એક વખત કોઈ શખસ હઝરત રસુલે ખુદા સ૦ ની પાસે બે દીનાર સોનાના લાવ્યો, ને અરજ કરી કે યાહ હઝરત આ બે દીનારનો જહાદ કરવાવાળા માટે ઘોડો વેચાતો લીઓ; હઝરતે ફરમાવ્યું કે આ દીનાર લઇજા ને તારા માબાપના ખરચમાં વાપર કે આ અફઝલ છે, આ સાંભળીને તેણે હઝરતના હુકમ મુજબ અમલ કર્યો

વળી થોડાં દીવસ બાદ બે દીનાર લાવ્યો હઝરતે ફરમાવ્યું કે અગર તારી ઓરત હોય તો તેના ખરચમાં લાવ કે તે આ કરતા બેહતર છે તે વખતે પણ તેણે હઝરતના ફરમાન મુજબ કર્યું, થોડી મુદ્દત બાદ બીજા બે દીરહમ લાવ્યો તે વખતે હઝરતે ફરમાવ્યું કે અગર તારો કોઈ ખાદીમ હોય તો તેના ખરચમાં લાવ કે આ તે કરતા વધારે સારૂ છે એ વખતે પણ એજ મુજબ કર્યું, વળી થોડા દીવસ પછી બે દીરહમ લાવ્યો ને અરજ કરી કે યા હઝરત હવે તો જહાદ માટે ઘોડો લેવાની મરજી છે, હઝરતે ફરમાવ્યું કે ઠીક ઘોડો વેચાતો લે પણ યાદ રાખ કે આ કામ એ કામ કરતા અફઝલ નથી,

હદીસમાં છે કે મોઅમીનને જરૂર છે કે હમેશા પોતાની ઓરત સાથે હસી ખુશીથી રહે પોતાની ઓરત સાથે જેટલી મોહબ્બત રાખશે તેટલી ફઝીલત તેના ઇમાનની વધારેછે,

અને મરદને જરૂર છે કે પોતાની ઓરતને હલાલ હરામ, અને અહકામે ખુદાની તાલીમ આપે, ને દીનના આદાબ પણ શીખવે,

"નાજી" કહે છે કે આ જમાનામાં તો કોઈકજ ઠેકાણે હશે કે ઓરતોને અહકામે દીન શીખવે ને નમાઝ રોઝાની તાકીદ કરે, પણ એથી ઊલટું કે જે કામ શરાથી વિરૂધ હોય તે કામ ઓરત કરે તો તેને મના કરતા નથી જેમકે **ગીત** ગાવા જવું ને રાસડા લેવા ને કુદવું કે તેમાં કેટલાંક કામ હરામ અને શરા મુજબ બેશરમાઇના કામ છે તે ઓરત કરે તો ના પાડતા નથી એ કેટલું ભુલ ભરેલું છે? અરે ખુદા કહે કે નમાઝ પડો રોઝા રાખો ને ઓરતો ન નમાઝ પડે, ન રોજા રાખે તેની જરા પણ તાકીદ ન કરવી, તે ઠીક નથી કાલે કયામતમાં ખુદાને શું જવાબ આપીશું?

અગર શાકમાં મીઠું વધારે થાય અથવા જમવાનું વેલું મોડું થાય તો ઓરતને બેહદ ઠપકો આપવો, બલકે બાજે વખત મારવી તે ઘણુંજ નાદાનીનું કામ છે. ને જે ઠેકાણે મારવાનો હુકમ છે ત્યાં મારવાને બદલે ઠપકો પણ ન આપવો? એ શું ખુદાને નારાજ કરવાનું કામ નથી? જેમકે હદીસમાં છે કે ઓરત નમાઝ ન પડે તો બનતા સુધી નરમાસ અને મીઠાશથી ખુબ સમજાવે વીગેરે, આખર કોઇ રીતે ન માને તો છેલ્લે બાકી મારીને નમાઝ પડાવવાનો હુકમ છે માટે જેમ બને તેમ પોતાના ઘરના માણસને અહકામે દીન શીખવી નમાઝ રોઝાની તાલીમ આપવી, તેમજ પોતાના બચ્ચાઓને પણ નાનપણથીજ દીનઇસ્લામની કેળવણી આપવી ને હરામ અને ગુનાહના કામથી મના કરવી.



# ફસલ બીજી ઓરતપર મરદના હકનું બયાન.

ઓરતપર મરદનો હક એ છે કે ઓરત મરદની ખીદમત કરે ને કોઈ કામ મરદની મરજી વીરૂધ ન કરે, કોઈ ચીજ ઘરની અંદરથી મરદના હુકમ સીવાય આપે નહીં, ને હુકમ વગર આપે તો ઓરતને ગુનાહ ને મરેદને સવાબ થાશે. એટલે સુધી કે મરદની રજા સીવાય સદકો પણ કરવો નહીં, ને ઘરનો બંદોબસ્ત રાખે, અને ઘરને સાંચવે.

ઓરત મરદના ઘરમાં અગર કોઇ મસલેહતને બેહતરી માટે કોઈ ચીજ એક ઠેકાણેથી બીજે ઠેકાણે રાખે તો તેનાપર ખુદા એવી રહમત કરે કે ફરીને તેનાપર અઝાબ ન કરે. ને મરદને માટે થઇને પોતે બનાવ સણગાર કરીને રહે, મેલી ને ગંદી ન રહે ને મેંહદી વગરના હાથ ન રાખે. ને મરદની રજા વગર ઘરની બાહેર કોઈ ઠેકાણે પણ ન જાય; કેમકે જે ઓરત મરદની રજા સીવાય ઘરેથી બાહેર જાય તો આસમાન જમીન અને રહમત અને ગઝબના ફીરસ્તા તેનાપર લાઅનત કરે એટલે સુધી કે ઘરે પાછી આવે ત્યાં સુધી લાઅનત કર્યા કરે.

રીવાયત છે કે હઝરત રસુલે ખુદા સ૦ ના વખતમાં એક ઓરતે પુછાવ્યું કે યા હઝરત મારો શવહર મુસાફરીએ ગએલ છે, ને મને કહી ગયો છે કે હું પાછો આવું ત્યાં સુધી બાહેર જઇશ નહીં. હવે મારો બાપ બીમાર છે માટે જો આપ ફરમાવો તો મારા બાપને જોવા માટે જાઉં. હઝરતે જવાબ મોકલ્યો કે તારા શવહરની ફરમાબરદારી કર ને ઘરમાં બેસી રહે. વળી થોડા દીવસ બાદ હઝરતને પુછાવ્યું હઝરતે તે વખતે પણ તેજ જવાબ મોકલ્યો.

પછી આખર તેનો બાપ ગુજરી ગયો; તે વખતે તેણે પુછાવ્યું કે હું મારા બાપની નમાઝ માટે જાઉં? હરઝતે ફરમાવ્યું કે તને તારા શવહરની તાબેદારી લાઝીમ છે.

જ્યારે તેના બાપને દફન કરી ચુક્યા તો હઝરતે તે ઓરતને કેહવરાવ્યું ને તેં તારા શવહરની તાબેદારી કરી તેના સબબથી ખુદાએ તને અને તારા બાપને બખશી આપ્યો.

ઓરત મરદની તાબેદારી કરે તો તેને સુન્નની ઇબાદત કરવા જેટલો સવાબ મળે. ને હુકમ છે કે મરદની મરજી ન હોય તો ઓરત સુન્નત રોઝો પણ ન રાખે, તેમજ શવહરની મરજી સીવાય રોઝાની માનતા પણ ન કરે. ને ગુલામ પણ તેની મરજી સીવાય આઝાદ ન કરે. મનકુલ છે કે એક ઓરતને હઝરત રસુલે ખુદાએ ફરમાવ્યું કે તું મુતવફ્ફાતીયોમાંથી છો; તેણીએ અરજ કરી કે યા હઝરત મુતવફ્ફાતી તે કોણ? હઝરતે જવાબ આપ્યો કે જે ઓરતનો મરદ ખીલવતમાં બોલાવે ને તે આડા અવળા બાના કાઢીને ન જાય તે, ને પછી શવહર સુઈ જાય ત્યાં સુધી મલાએકા તે ઓરતપર લાનત કર્યા કરેછે. મનકુલ છે કે ઓરતથી વગર કારણે પણ શવહર નારાજ થઈ જાય તો પણ તેને રાજી કર્યા વગર સુવે નહીં અને અગર રાજી કર્યા વગર સુઈ જાય તો તેની કોઈ ઇબાદત કબુલ નથી. ને ઓરત મરદને કહે કે તારામાં કોઈ દીવસ ખરાબ સીવાય નેકી હુ જોતી નથી તો તેના તમામ આમાલ બાતીલ થઈ જાય. જે ઓરત પોતાના શવહરને ઇજા પહોંચાડે દુ:ખ આ-

ખ્યા કરે તો તેની કોઇ ઇબાદત ખુદા કબુલ નહીં કરે. અગરચે હમેશા નમાઝ પડે રોઝા રાખે બંદા આઝાદ કરે ને પોતાનો માલ રાહે ખુદામાં વાપરે.

મનકુલ છે કે જે શખશ પોતાની ઓરતની બદમીજાજી ઉપર સબર કરેતો જનાબે અઇયુબ પયગંબર અં૦ જેટલો સવાબ મળે. ને તે ઓરત પર જંગલની રેતીની ગણત્રી પ્રમાણે ગુનાહ લખાય છે. કેટલીક ઓરતો ધણી નેક પણ હોય છે ને ખુદાની ખુશીનાજ કામ કર્યા કરે છે જેમકે તે મતલબની એક નકલ બયાન કરૂંછું, કે—મનકુલ છે કે એક નેકબખ્ત ઓરતે વાએઝની અંદર સાંભળ્યું કે જે કોઇ મોઅમીન અથવા મોઅમેના દુન્યાના કામને છોડીને અવ્વલ વખતમાં નમાઝ પડયા કરે તો ખુદા તેના દીલને નુરાની કરે ને તેની મુશકીલોને આસાન કરે. ને બદ લોકોની બદીથી બચાવે; મજકુર ઓરત જ્યારથી આ હદીસ સાંભળી ત્યારથી હમેશા અવ્વલ વખતમાં નમાઝ પડવા લાગી, એક દીવસ રોટી પકાવા માટે ખમીર કરેલો ને ખમીર ખુબ જોશમાં આવીને ઠામમાં ન રહે એવો થઇ ગયેલો ને તન્નુર (ચુલો) સળગાવેલો, ને છોકરો રોવા લાગ્યો ત્યાં એકદમ અઝાન થઇ તે વખતે તેણીએ વીચાર કર્યો કે ત્રણ કામ સાથે થયા હવે પેહલે કયું કામ કરૂં, એમ વીચાર કરતા ઠેરાવ્યું કે પેહલે નમાઝ પડી લઉં કે તેનાથી બેહતર કોઈ કામ નથી એમ વીચારી તન્નુર સળગતો, ખમીર એમજ, છોકરો રોતો મુકીને નમાઝ પડવા લાગી; તે વખતે શએતાન રાડે રાડ પાડવા લાગ્યો તેના તાબેદાર ભેગા થઈ ગયા ને પુછવા લાગ્યા કે અએ સરદાર શું આફત આવી છે? અરે બયાન તો કર! તેણે કહયું કે હું સીજ્દો ન કરવાથી રાન્યો ગયો ને આ ઓરતને જુઓ કે તમામ કામ પડતા મુકીને નમાઝ પડે છે, મુરીદોએ કહયું કે કાંઈ ફીકર નહીં તે નમાઝમાં મશગુલ થાય એટલે તેના છોકરાને તન્નુરમાં નાખી દે કે તેને બળતો જોઇને નમાઝ તોડી નાખશે;

પછી શએતાને તેના છોકરાને તન્નુરમાં નાખ્યો તે પોકાર કરવા લાગ્યો. તેની માના કાનમાં અવાજ જવાથી નમાઝ તોડી નાખવાનો વીચાર થયો, પણ વળી ખ્યાલ કર્યો કે આ શએતાનનો ફરેબ છે માટે નમાઝ તો પુરી કરવી પછી નમાઝ પડીને છોકરા પાસે ગઈ તો જોયું કે છોકરો આગની અંદર રમે છે ને જરાએ ઇજા પ્હોંચી નથી તેથી ખુશી થઇને તન્નુરમાંથી કાઢી ખુદાને શુકરનો સીજદો કરીને તેને દુધ પીવરાવ્યું.

સારી ઓરતો ધણીના દુઃખમાં ભાગ લીએ છે ને બદ ઓરતો સુખની અંદર પણ રાહત આપતી નથી, ઓરતોને માટે જહાદ એ છે એટલે જેહાદનો સવાબ એની અંદર છે કે પોતાના શવહરની ખાતરદારી કરે મુશકીલાઇને સખતીપર સબર કરે.

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે અએ ઓરતો તમો સદકો કરો જોકે તે- અરધો ખુરમો હોય, ને પોતાના શવહરોની તાબેદારી કરો કેમકે તમારમાંથી ધણી ઓરતો દોઝખી થાશે, જ્યારે આ મુજબના કલામ સાંભળ્યા; તો ઓરતો રોવા લાગી; ને એક જ- ણીએ ઉઠીને અરજ કરી કે યા હઝરત શું અમો કાફરની સાથે દોઝખમાં બળીશું? ખુદા- ની કસમ અમો કાફર નથી, હઝરતે ફરમાવ્યું તમો પોતાના શવહરથી તો કાફર થાઓછો, એટલે તેઓનીતો ના ફરમાની કરો છો.

બીજી ઓરતે અરજ કરી કે યા હઝરત અમો સખતી ઉપાડીએ હમલની મીઝા અ-
મીએ બચ્ચાઓને દુધ પીવરાવીએ, એ ચીજો બસ નથી? એટલુંજ નહીં પણ જો એક
બખ્ત છોકરો પેદા થાય તો શું દોઝખમાં જઈશું? એ સાંભળીને હઝરત રોવા લાં-
ગ્યા ને ફરમાવ્યું કે અગર તમારા શોહરોને રંજીદા ન રાખો ને નમાઝ પડો તો કોઈ
પણ તમારામાંથી દોઝખમાં નહીં જાય.

આ ઠેકાણે નમાઝનું નામ આવ્યું તો જરા ઓરતોની નમાઝ માટે બેસુખન કડવા બયાન કરૂંછું અગરચે તેના ફળ મીઠા સાકર જેવા છે; તે શું કે જ્યારે ઓરતોને ફરજંદ ન થાય તો ખુબ નમાઝ પડે ને હર વખત દોઆ માગે કે અએ ખુદાવંદ એક ફરઝંદ અતા ફરમાવ, એટલુંજ નહીં પણ ઘણી જાતની માનતા પર માનતા માને જ્યારે ખુદાવંદે કરીમ પોતાની મેહરબાનીથી ફરજંદ આપે તો (કહેવત છે કે અર્થ સરે વૈદ વેહરી થાય.) તો પછી નમાઝને ઊંચી ટાંગી મુકે મુસલ્લાને બાંધી મુકે ચાંખડીને બળતણ કરે કે નહી કોણ જાણે વખતે તેમ પણ કરે; ને કોઇ પુછે કેમ બેન નમાઝ કેમ પડતા નથી? તો કહે અરે બાઇ જુવોની? શું નમાઝ પડુ આ બચલો રોયા કરે તેથી નમાઝની ફુરસદ મળ-તી નથી, ને ઝાડો, પીશાબ કરે કપડા પાક રહેતા નથી તેથી નમાઝ પડાતી નથી.

પણ એટલું નથી વીચાર કરતી કે નમાઝ પડતા તે કેટથી વાર લાગે? અરે કપડા નાપાક હોય તો નમાઝના કપડા જુદાજ રાખીએ ને નમાઝ પડવી હોય તે વખતે બદલી નાખીએ ને અંગ નજીસ થયું હોય તો જેટલું નાપાક થયું હોય તેટલુંજ એ વખત ધોઈ નાખીએ બસ હવે શું ઉજર છે? કે એ પરવરદીગારે નેઅંમત આપી તેના શુકરને બદલે કુફર કવામાં આવે?

પછી એક ઓરતે હઝરત રસુલે ખુદા સ૦ ને પુછ્યું કે યા હઝરત મરદ પર સર વેથી વધારે હક કેનો છે? હઝરતે જવાબ આપ્યો કે બાપનો.

વળી પુછ્યું કે ઓરત પર સરવેથી વધારે હક કેનોછે હઝરતે જવાબ આપ્યો કે તેના ધણીનો ને અગર જો ખુદા સીવાય બીજા કોઇને સીજદો કરવો જાયઝ હતે તો હું ઓરતોને હુકમ કરતેકે પોતાના મરદને સીજદો કરો.

હુકમ છે કે મરદની રજા વગર ઘરથી બાહેર ઓરતને જવું ન જોઇએ, ને સગા અથવા ગેર સગા સાથે જે નામેહરમ હોય તેની સાથે વગર જરરતે વાત પણ ન કરે, ને પોતાની આવાજ પણ જાણીને કોઇને ન સંભળાવે, તેમજ બીજા કોઈ નામહરમને પો-તાનું શરીર દેખાવા ન આપે; ને ફકત પોતાના ધણીને બતાવા સીવાય બીજા કોઇને પણ બતાવા ઠાઠ માઠ અને સણુગાર ન કરે. પણ અફસોસ આ મુલકમાં તો રીવાજ છે કે ઉભી બજારે જ્યાં સારા નરસા માણસોનો વધારે મેલાવડો હોય અથવા મેળો કે ઓરસ હોય ત્યાં જવા માટે ખુબ સણુગાર કરીને તેલ અત્તર લગાડી નીકળે, ને ઘરે મ-રદ પાસે આવે ત્યારે તેજ જુના પુરાના ફાટેલા તુટેલા કપડા પહેરે; ખેર તેઓના મરદોને એમજ ગમતુ હશે, નહીંતો ઓરતની મકદુર નથી કે ધણીની મરજી વિરૂદ્ધ કરી શકે.

ને ઓરતોને માટે હુકમછે કે જે ઓરત બદચાલની હોય તેની સાથે વાત પણ નકરે, ધણીની રજા વગર કોઈ ઠેકાણે નોકરી પણ ન કરે, કેમકે શોહરનું મકાન ખાલી હોવાથી

નુકસાન થવાનો સંભવ રહેછે; પણ મરદ બીચારો લાચાર હોય ને તેનો ખરચ ચલાવી ન શકતો હોયતો પોતાની ઈજત આબરૂ રહે એવી નોકરી કરવામાં હરકત નથી જરૂર છે કે વખતે આપસમાં તકરાર થાયતો ગુસ્સામાં એક બીજાને જે મહરમ હોય તેની નીસબત ન આપે એટલે જેમકે મરદ પોતાની ઓરતને મા, બેન, ફુઈ માસી, વીગેરે ન કહે તેમજ ઓરત પોતાના મરદને બાપ, કાકો, ભાઇ, વીગેરે એમ ન કહે, એ બાબતનું ધ્યાન રાખે, કેમકે કીતાબમાં લખેલ છે કે એવા કલમાં જો બે આદીલની સામે નીકળે તો એક ગુલામ આઝાદ કરવો વીગેરે કફારો આપવો વાજીબ થઈ પડેછે, પણ હવે તે બાબત જે મુજતહેદની તકલીદ કરે તેને પુછીને વાકેફ થવું જોઇએ.

## ફસલ ત્રીજી ઝીનાનું બયાન.



મરદને જરૂર છે કે પોતાની ઓરત અને લોંડી કે જે હલાલ હોય વીગેરે તે સીવાય બીજી ઓરતોથી પરહેઝ કરે કેમકે અગર માણસ પોતાની ઓરતને મુકીને બીજી ઓરત સાથે ઝીનાખોરી કરે તો તેની ઓરતને પણ બગડવાનો સંભવ રહેછે બલકે હદીસમાં છે કે અગર તમો ચાહો કે તમારી ઓરતો બદકામથી પાક રહે તો તમો બદકામથી છેટે રહો તો તે પણ પાક રહેશે, ને ઝીના કરનારને સખત આઝાબ થાશે ને તે ગુનાહે કબીરા છે ને કબીરાનો અઝાબ વધારે છે ધણીવાળી ઓરત સાથે ઝીના કરવાને "ઝીનાએ મોહસેના" કહે છે ને તેના ગુનાહ બહુજ વધારે છે એટલે ઝીના કરવા તેજ ગુનાહ છે પણ તેમાં બે જાતના ગુનાહ છે એક તો ધણી વગરની ઓરત સાથે ઝીના કરવા ને બીજું ધણીવાળી ઓરત સાથે ઝીના કરવાને બનેમાં ગુનાહ છે પણ ધણીવાળી ઓરતસાથે ઝીનાનો ગુનાહ બહુજ વધારે છે, કે તે ખુદાનો અને તે ઓરતના ધણીનો બનેનો ગુનેહગાર થાયછે કે કયામતમાં વખતે ખુદા તેના ગુનાહ માફ કરે. પણ ધણી માફ ન કરેતો પણ અઝાબ થાશે;

ઓરત ઝીના કરાવે તો તેને પણ ઘણા ગુનાહ છે, જે ઝીના કરે તેને માટે આખેરતમાં તો અઝાબ છેજ પણ દુન્યામાં પણ તેના માટે હદ મારવાનો હુકમ છે, પણ તે હદ પયગમબર યા ઈમામ હાજર હોય તો મારી શકે. ઝીનાની હદ બે જાતની છે તેમાં પણ ખુદાના ઈનસાફ અને રહમત તરફ જરા ધ્યાન કરવાનું છે કે જો ઓરતવાળો શખશ ઝીના કરે તો તેની સજા એ છે કે તેને સંગસાર કરવો એટલે પથરાથી કુટીને મારી નાખવો, ને જો ઓરત વગરના શખશે ઝીના કરી હોય તો તેને ફક્ત એકસો કોરડા મારવા. તેમજ ઓરત માટે છે કે મરદવાળી ઓરત ઝીના કરાવે તો સંગસાર કરવી, ને મરદ વગરની ઓરત ઝીના કરે તો તેને એકસો કોરડા મારવા.

દુન્યાની અંદર અજબ મામલો ચાલે છે કે ન જુવે ન ખાત્રી થાય જરા શક પડે કે ફલાણે ઝીના કર્યા તેવું યકીન કરી બેસે છે એટલુંજ નહીં પણ ઝીના કરવાની ખાત્રી આપીને લોકોને કહેછે, પણ જો શરા પ્રમાણે પુછો તો ઝીના કરવાનું સાબીત થવું બહુજ મુશ્કીલછે જ્યારે ચાર આદીલ માણસ પોતાની નજરે બરાબર ઝીના થતા જુએ તેપણ કેવી રીતે

કે જરાએ પરદો નહીં જેનો દાખલો અજબ તરાહનો લખેલો છે તે લખતો નથી એમ જુએ તો ઝીના સાબિત થાય તે સિવાય બીજી જુએ તેટલી નીશાની જુવે જેમકે એક ઘરમાં બે જણને જુએ તોપણ શરા મુજબ યકીની સાબીત થાય નહીં. પણ તે સાબીત ન થવાથી કાંઈ અઝાબ ઓછો થતો નથી તેથી એટલોજ ફાયદો કે દુન્યામાં તેને સજા ન થઈ શકે ને લોકોમાં રૂસવા ન થઇ કોઇથી ઝાની ન કહેવાય,

ઝાની માટે ખુદાવંદે કરીમે ૭ અઝાબ મુકરરર કરેલાછે ત્રણ દુન્યામાં અને ત્રણ આખેરતમાં. દુન્યાના અઝાબ એછે કે ૧–મોઢાનું નુર ચાલ્યું જાયછે, ૨–મોહતાજ થાય છે, ૩–મોત જલદી આવેછે. ને આખેરતના અઝાબ એછે કે ૧–ખુદા ગઝબ કરે છે, ૨–હીસાબમાં સખતી થાયછે ૩–ને હમેશા દોઝખમાં રહેવાની લાયક થાયછે ને મરવા પછી પણ કયામત સુધી ઘણો અઝાબ થયા કરેછે.

હવે એટલું જાણવાનું કે ઇનસાનને જરૂરછે કે ખુદાની રહમતથી નાઉમ્મેદ ન થાય. ને જેજે ગુનાહ થઈ ગયા હોય ખુદાના દરબારમાં સાચા દીલથી તોબા કરે તો ૪૦ તે કરીમ પોતાની રહીમીથી બખશી આપશે. માટે તોબા કરવામાં ઢીલ કે શરમ ન કરવી ને શએતાનનો ભુલાવો અને ધોખો ન ખાવો જલદીથી ગુનાહથી તોબા કરી ગુનાહથી પાક થવું પણ તોબામાં જેજે શરતો છે તેના પર અમલ કરવો જરૂર છે તે સીવાય ઢોંગીની અને મક્કાર દગાબાજની તોબા કબુલ થતી નથી તે આલેમુલ ગએબ તમામ ખાનગી અને દીલની બાબતોનો જાણનાર છે તેનાથી મક્કર અને ફરેબ નહીં ચાલે એ તો દુન્યાના લોકોને ઠગવાનુ અને છેતરવાનું રહ્યું ત્યાં ફરેબ ચાલવાનો નથી જેમકે આ ઠેકાણે એક નકલ યાદ આવી તે અલબત આ મકાનને માટે મુનાસીબ નસીહતકારક અને ખુશી ઉપજાવનારી છે અગરચેં કોઈ પાસે સાંભળેલી છે,

એક ઝમાનામાં કોઈ શખસ પાસે ઝકાતના પઇશા ભેગા થયા હવે તે મોટી રકમ હોવાથી આપતા મન થાય નહીં તેમ ન આપવા તેમ પણ દીલ રાજી થાય નહીં એવી ફીકરમાં પડતા તેણે વીચાર કર્યો કે કોઈ એવી તજવીજ કરવી કે પઇશા બચે ને ઝકાત ન દેવાય એવો હીલો કરવો એમ વીચાર કરીને એક મોહટુ તરબુજ મંગાવ્યું તેની ડગળી કાઢીને અંદર જકાતના પઇશાનું સોનું વીગેરે ભરી પાછા ડગળી લગાડીને હતું એવું કર્યું ને તેનાં હકદાર ફકીરને બોલાવીને કહ્યું કે બ્યો માબાપ આ તમારો હક છે એમ કરી ને આપ્યું ને તેને પુછ્યું કેમ માબાપ તમારો હક પહોંચ્યો? તે બીચારે હા પાડી, હવે ફકીર તો તરબુજ લઈને ચાલ્યો ત્યાં આ ભાઈ સાહેબે છોકરાને શીખવીને પેહલેથી જરા છેટે ઉભો રાખેલો જ્યાં તરબુજ લઇને ફકીર નીકળ્યો તો તે છોકરો બોલ્યો કે ઓ મીયાસાબ યેહ તરબુજ બોહોત અછા હમ્કો મુજકો દો તો આઠ આને દુ, બીચારો ફકીર જાણે બે આનાના માલના આઠ આના આવેછે તરબુજ આપીને આઠ આના લઈ ચાલ્યો ગયો, હવે તે ભાઈબંધ ઘરે આવીને તરબુજ પોતાના બાપને આપ્યું તેણે તેની અંદરથી નાણું કાઢી લીધું ને ખુશ થયા કે આઠ આનામાં જકાતનો હક અદા થઇ ગયો; ખુદાવંદે કરીમે તે જમાનાના પયગમ્બરપર વહી મોકલી કે તેને કહે કે તે મકર કર્યો તેમને ખબર પડી અને તેમ જકાતનો હક અદા થાય નહીં.

# અહેવાલ ૫ મો

## તેની અંદર ત્રણ ફસલો છે.

### ફસલ પહેલી-મરદો અને ઓરતોના અહેકામમાં તફાવતનું બયાન.

જાણવું જોઈએ કે વાજીબ અથવા સુન્નત વીગેરે ઘણી બાબતો છે કે તેની અંદર ઓરત મરદના જુદા જુદા અહેકામ છે તેની અંદરથી જરૂરી કેટલીક બાબતો નીચે મુજબ.

૧—છોકરીને વરસની ગણત્રીથી નવ વરસ પુરા થીએથી અહેકામે ખુદા વાજીબ થાય છે. ને છોકરાને વરસની ગણત્રીથી પંદર વરસ પુરા થીએ વાજીબ થાય છે.

૨—અકીકો કરે તો છોકરી માટે અકીકાનું જનાવર માદા લીએ ને છોકરા માટે નર લીએ તો બેહતર છે.

૩—ખતના (સુનતા) છોકરાની કરવી વાજીબ છે; ને દીકરીની સુન્નત છે.

૪—છોકરાને લખવા સીખવું, ને છોકરીને ન સીખાવવું કેમકે મકરૂહ છે;

૫—મરદોને મસજીદમાં નમાઝ પડવી બેહતર છે, ને ઓરતોને ઘરમાં નમાઝ પડવી બેહતર છે; પણ આ ઠેકાણે જરા જણાવવાનું છે કે, ઘણું કરીને આપણા કાઠીઆવાડ તરફ આપણા લોકોમાં નમાઝના મકાન અને મસજીદો છે તેની અંદર મરદ ઓરત વીગેરે નમાઝ પડવા આવે છે, ને ઘણી ઓરતો ઘણું કરીને ઘરે તહારત બરાબર ન રેહવાથી મકાન અથવા મસજીદમાં નમાઝ પડવા આવે છે, ને જો મસજીદમાં આવવાની મના કરીએ તો નમાઝ પણ ન પડે, માટે એવા વખતમાં મારી સમજ મુજબ મુનાસીબ એ છે કે પરદા પોશીથી ઓરતોને મસજીદમાં કે મકાનમાં નમાઝ પડવાની રજા આપી તાકીદ કરવી જોઈએ.

૬—વઝુ કરવા માટે મરદોને સુન્નત છે કે કોણી ધોતી વખતે પેહલે કોણીના વાસાપરથી પાણી નાખે. ને ઓરતો માટે સુન્નત છે કે કોણીના અંદરના ભાગપરથી પાણી નાંખે.

૭—અઝાન અને એકામાહ મરદ લોકો આવાજથી કહે, ને ઓરતો માટે હુકમ છે કે અગર નામહેરમ સાંભળે તો આહીસ્તાથી કહે.

૮—નમાઝની હાલતમાં મરદે બંને પગ ચાર આંગળ જેટલા છેટે રાખવા ને ઓરતોએ બંને પગ ભેગા રાખવા, ને મરદોએ બંને હાથ સીધા પગ પાસે રાખવા ને ઓરતોએ બંને હાથ છાતી પાસે રાખવા. રૂકુઅંની અંદર મરદોએ બરાબર ઝુકવું કે વાંસો બરાબર રહે; ને ઓરતોએ થોડું ઝુકવું. મરદ સીજદામાં જાય તો પેહલે જમીનપર હાથ રાખવો પછી ગોઠણ રાખે, ને સીજદામાં કોણીઓ ઉચી રાખે ને તશહુદ માટે બેસે તો બંને પગ ઉંધા રાખીને બેસે. ને ઓરતો સીજદામાં જાય તો પહેલે જમીનપર બેસી જાય પછી સીજદામાં જાય અને સીજદામાં કોણી જમીનપર રાખે, ને તશહુદમાં ઉભડક પગના તળીઆ ઉપર બેસે.

૯—નમાઝની અંદર મરદોને આગળ પાછળની શરમની જગો છુપાવવી વાજીબ છે, એટલે અગર તમામ કપડા પેહર્યા ન હોય ને ફકત લુંગી પેહરી હોય તોપણ નમાઝ પડી શકાય છે, અગર નમાઝને સારી રીતે ઇજાર પેહરાણ અબા અમામો (પાગડી) પેહરીને પડે તો બેહતર છે. ને ઓરતોને નમાઝ પડતી વખતે તમામ બદન છુપાવવું વાજીબ છે, તેમાં ફકત મોદું હાથ પગ કાંડા સુધી ઉઘાડા હોય તો હરકત નથી.

૧૦—નમાઝ વગર પણ ઓરતોને પરાયા નામહરમથી તમામ બદન છુપાવવું વાજીબ છે પણ નમાઝની અંદર જેટલો ભાગ ખુલ્લો રાખવો જાએજ છે ઉપર લખ્યું છે તેટલો ભાગ પરાયા મરદની સામે ખુલ્લો હોય તો તેમાં ઇખ્તિલાફ છે, બાઅંઝે એલમાં જાએજ જાણેછે પણ તે પણ કહેછે કે ગરદન કાન ગળું માથાના વાળ એતો છુપાવવા વાજીબ છે, ને નમાઝમાં પણ એજ મુજબ હુકમછે; ને તમામ શરીર છુપાવે કે જરાએ ન દેખાય તો બહુજ બેહતર છે.

૧૧—ખાલીસ રેશમી કપડું મરદ પેહરવું હરામ છે ને ઓરતોને પેહરવું જાયજ છે તેઓ માટે હરકત તેમ મનાઈ નથી.

૧૨—સોનાના ઝેવર જેમકે વીટી કડા વીગેરે મરદોને પેહરવા હરામ છે. ને ઓરતોને માટે સોનાની મનાઇ નથી; જોઇએ તેટલું પેહરે.

૧૩—મરદ પેસ ઇમામ હોય તેના પાછળ મરદ ઓરત તમામ જમાઅતની નમાઝ પડી શકેછે પણ ઓરત પેસ ઇમામ હોય તો તેણીની પાછળ ફકત ઓરતો જમાઅતની નમાઝ પડી શકેછે, મરદો પડી શકતા નથી.

૧૪—ઓરતો પર જુમ્મા અને ઇદની નમાઝ વાજીબ નથી.

૧૫—રોજા રાખીને મરદ લોકને પાણીમાં બેસવાની હરકત નથી, ને ઓરતો માટે મકરૂહછે

૧૬—કોઈ શખશ ગુજરી જાય, તેની નમાઝ રોઝા કઝા હોય, ને તેની પાછળ એક છોકરો ને એક છોકરી હોય, તો તે નમાઝ રોઝા છોકરા પર વાજીબ છે કે કઝા કરે છોકરી પર વાજીબ નથી.

૧૭—હંજના મસાએલમાં કેટલેએક ઠેકાણે મરદો અને ઓરતોમાં તફાવત છે, પણ તે અત્રે લખવાની જરૂર નથી કેમકે એતો હજ કરવા જાય તે વખતે તપાસીને સરવે કોઈ હંજ કરેછે.

૧૮—મરદ ઓરતને તલાક આપી શકેછે પણ ઓરત મરદને છોડી શકતી નથી તેમ જબરાઇથી તલાક લઇ શકતી નથી, હા કેટલેક ઠેકાણે ઓરત જબરાઈથી તલાક લઈ શકેછે, જેનું બયાન ઊપર લખ્યું છે.

૧૯—મરદપર વાજીબ છે કે કમાઇને ઓરતને ખવરાવે ! ને ઓરત પર કમાઇને મરદને ખવરાવવું વાજીબ નથી.

૨૦—ઘરની બાહેર જવું હોયતો મરદને ઓરતની રજાની જરૂર નથી પણ ઓરતને વાજીબ અને જરૂર છે કે મરદની રજા વગર બાહેર ન જાય.

૨૧—મરદ માટે ઇખ્તીયાર છે કે એકથી ચાર ઓરત નીકાહ કરીને સાથે રાખી શકે ચારથી વધારે ઓરત સાથે રાખવી હરામ છે. હા ચારમાંથી એકને તલાક આપે અથવા

ગુજરી જાયતો બીજી ઓરત કરવી જાયજ છે. ને ઓરત માટે તો એકજ શવહર કરવો જાયજ છે, જ્યાં સુધી શરા મુજબ સહીહ તલાક ન આપે અથવા શવહર ગુજરી ન જાય, ને તલાક આપ્યા પછી અથવા શવહર ગુજરી ગયા પછી જ્યાં સુધી ઇદ્દો પુરો ન થાય ત્યાં સુધી બીજો શવહર કરવો હરામ છે.

૨૨–ઓરતની રજા વગર ઓરતની ભત્રીજી કે ભાણેજ સાથે મરદથી નીકાહ થઇ શકતા નથી તેમજ આઝાદ ઓરતની રજા વગર લોંડી સાથે પણ નીકાહ થઈ શકતા નથી

૨૩–ગવાહી બાબતમાં હુકમ એવો છે કે માલના મુકદ્દમાંમાં એક મરદ અંદીલને બે ઓરતોની ગવાહી કબુલ કરવામાં આવેછે; ને નીકાહ, તલાક, અને ચાંદની સાબેતી માટે મરદની ગવાહી કબુલ ને ઓરતોની ગવાહી કબુલ કરવામાં નહી આવે, તેમજ કીસાસ અને ખુનના બારામાં પણ ઓરતોની ગવાહી કબુલ નથી; ને વસીયતના બાબમાં ચાર ઓરતોની ગવાહી કબુલ કરવામાં આવેછે. ને એક ઓરત સીવાય બીજી ઓરતો નહોય તો એક ઓરતની ગવાહી ચોથા ભાગમાં લાગુ પડશે. ને ઓરતોની ખાનગી બાબતોની ગવાહી ઓરતો આપે તે કબુલ કરવામાં આવેછે, જેમકે કોઇ ઓરત બાકેરા (કુવારી) છે કે નહીં વીગેરે

૨૪–ઓરત ગુજરી જાય તો મરદને માટે ઇદ્દો નથી તરત બીજી શાદી કરી શકે છે. પણ ઓરતને માટે હુકમ છે કે મરદ મરી જાયતો ચાર મહીના ને દસ દીવસ સુધી ઇદ્દો રાખે પછી બીજો શવહર કરવો હોયતો કરે, તેમજ તલાક માટે છે કે ઓરતને તલાક આપ્યા પછી * ઓરતને તરત બીજો શવહર કરવો જાયજ નથી વીગેરે બયાન તેના મવકાપર લખાણુ છે

૨૫–વારસામાં છોકરા કરતા છોકરીનો હીસ્સો ઓછો છે.

૨૬–મરદો માટે આખી ઉમર સુધી માબાપની તાબેદારી કરી તેઓનો હુકમ પાળવો વાજીબ છે ને ઓરતો માટે શાદી કીધા પછી શવહરનો હુકમ પાળવો વાજીબ છે. એટલે શવહરને નારાજ કરીને બાબાપની તાબેદારી ન કરે.

૨૭–જેહાદ (લડાઈ કરવી) તેની શરતો મુજબ કે જ્યારે ઇમામ જાહેર હોય ને રજા આપે વીગેરે) તો તે મરદપર વાજીબ છે. ને ઓરતો પર જેહાદ વાજીબ નથી;

૨૮–મરદની વેચાતી લીધેલી લોંડી હોય તો, તે લોંડી ઓરતની જેમ છે એટલે તેને મરદથી પરદો કરવાની જરૂરત નથી. ને કોઈ ઓરત ગુલામ વેચાતી લીએ તો તે મહેરમ નથી ને બીજા મરદોની જેમ નામહેરમ છે, તો તેનો પણ પરદો કરે.

## ફસલ બીજી ખાસ ઓરતો માટેજના અહકામનું બયાન.

૧—ઓરતોએ હાથમાં મેહેંદી લગાડવી, પણ મહેંદી વીગેરેનાં નકશા હાથ પગ પર (ચીતર) કરવા મકરૂહ છે.

૨—ઓરતોએ પરાયા મરદને આવાજ ન સંભળાવવી, ને જરૂરત પડે પરાયા મરદથી વાત કરે તો નરમ અને મીઠાસથી વાત ન કરે બલકે રોઅબ અને દબદબાથી જવાબ આપે કે, તે આગલાનું દીલ તેણી તરફ લલચાએ નહીં.

૩—ઓરત ઓરતે આપસમાં એક બીજીની શરમની જગોપર નજર કરવી હરામ છે ને ગુનાહ છે, એટલે સુધી કે નવ વરસની દીકરી થઈ હોય તો પછી તેની શરમની જગોપર પણ નજર ન કરે.

૪—તાજવા પડાવવા હરામ છે,

૫—હૈઝ અને નીફાસમાં નમાઝ માફ છે. ને પડે તો હરામ છે.

૬—હૈઝ અને નીફાસમાં નમાઝના વખતસર વઝુ કરીને કીબલા સામે તસબીહ પડવી ખુદાનો ઝીકર કરવો સુન્નત છે.

૭—માથાના વાળ મુંડાવવા હરામ અને ગુનાહ છે.

૮—પગની અંદર ઝાંઝર ઘુઘરાવાળો દાગીનો જેનો આવાજ સંભળાય તે પેહરીને પરાયો મરદ સાંભળે ત્યાં નીકળવું ન જોઇએ.

૯—ઘણે ભાગે મરદ લોક ચાલતા હોએ એવે રસ્તે બનતા સુધી ઓરતોએ ન ચાલવું. ને જરૂરતથી એવેજ રસ્તે જવું પડે તો મરદોથી છેટે છેટે થઇને ચાલે.

૧૦—સારા સારા કપડા ઝેવર વીગેરે સણગાર ફક્ત પોતાના મરદને બતાવવા માટેજ કરે.

૧૧—પોતાની સગી જે ન હોય એવી ઓરતની સાથે એક ચાદર અથવા એક ગોદડું ઓઢીને બે જણીયું સુવે નહીં.

૧૨—બુઢી ઓરતો જે બહુજ ઝઇફ થઈ ગઈ હોય તેણીને માટે જવાન ઓરતોની જેમ પરદાની વધારે તાકીદ નથી,

૧૩—ઓરતો મરદનો લીબાસ (કપડા) પેહરે તો તે હરામ છે, તેમજ મરદો માટે પણ ઓરતોનો પેહેરવાસ પેહરવો હરામ અને ગુનાહ છે.

૧૪—મરદો કરતા ઓરતોનો મરતબો હલકો છે માટે ઓરતોએ હર હાલમાં પોતાના મરદની સામે બહુજ નમ્રતાઇથી વરતવું.

## ફસલ ત્રીજી ઓરતોના રોદડાનું બયાન

દુન્યાની અંદર ઘણા થોડા લોકો એવા હશે કે ઓરતો તરફથી સુખ્યા હોય, કેમકે બનેના મીઝાજ એક સરખા હોયજ નહી. ને ઘણે ભાગે તકરાર અને ફસાદ એજ કાર-

ણુથી થાય છે હવે મરદને પોતાની ઓરતની બદમીઝાજી પર સબર કરી થંડા દીલથી સીખામણુ આપીને રૈઝી કરવી જોઇએ કે જો આપણો આવો હાલ છે માટે આ મુજબ ચાલવું, તારી ફલાણી ટેવ બરાબર નથી તેથી મને સદમો થાય છે માટે એમ કરીશ નહીં. ઓરતે પણ પોતાના મરદની તબીઅત સાંચવવી તે જો વખતે નારાજ થાય અથવા વગર કારણે ઇજા પહોંચાડે તો જ્યારે ખુશીમાં હોય તે વખતે કહે કે ફલાણી બાબત તમો ન કરો તો આપણી મોહબ્બતમાં વધારો થાય વીગેરે.

હવે બહુજ લાંબી નજરે જોતા મરદો કરતા ઓરતોના વાંક વધારે હોય છે માટે આ ઠેકાણે ઓરતોના દુઃખની એક નકલ સાંભળેલી લખવી ઘટે છે, તે એ કે, એક વખત એક આલીમ મીમબરપર બેસી વાએઝ કરતો હતો, તે વાએઝમાં ઓરતો વીશે હકીકત નીકળતા તેણે હાજરીન મજલીસના માણસોને કહ્યું કે અએ સાહેબો તમારી અંદર જે જે સાહેબોને ઓરત તરફથી દુઃખ હોય તે ઉભા થાઓ, ને જેને જેને ઓરતો તરફથી સુખ હોય તે બેસી રહો.

આ સાંભળીને તમામ જણ ઉભા થઈ ગયા ફકત એકજ શખસ બેસી રહયો. તે વખતે આલીમ સમજ્યો કે આ ઉભા થએલા તમામ જણને ઓરતો તરફથી દુઃખ છે, પણ અલહંમદો લીલ્લાહ આ એક જણ સુખીયો છે કે તેને પોતાની ઓરત તરફથી જરા પણ દુઃખ નથી, એ વીચારીને લોકોને કહ્યું કે સાહેબો! આ એકજ જણને ઓરતનું સુખ પુરેપુરૂં છે, આ સાંભળીને તે બીચારો બોલ્યો કે ના, ના, ઓ સાહેબ એમ સમજશો નહીં હું પણ દુઃખ્યો છું, એટલુંજ નહી પણ આ તમામ સાહેબો કરતા મને મારી ઓરતનું દુઃખ વધારે છે, ને ઉભો થયો નહીં તેનું એ કારણ છે કે ગઈ રાત્રે મારી ઓરતે એટલો માર માર્યો છે કે આ વખતે ઉભા રહેવાની મને શકતી નથી.

યા અલ્લાહ એવી પણ ઓરતો દુન્યામાં થતી હશે? કે મરદને મારે? વાય વાય તેણીની હાલતપર ખુદાને શું જવાબ આપશે? જનાબે ફાતેમા અં૦ ને શું મોઢું બતાવશે? અરે મરદની સામે બોલવાથી ને જરા નારાજ કરવાથી તમામ નેકી બરબાદ થઈ જાય છે તો આ કેવી ગજબની વાત છે?

ખુદાવંદે કરીમ બેહક્કે મોહંમ્મદ વઆલે મોહંમ્મદ તમામ બીરાદરોને એ બલાથી બચાવે, ને તમામ ઓરતોને નેક તોફીક આપે કે પોતાના ધણીની તાબેદારી કરે; ને મરદો પણ પોતાની ઓરતોપર ઝુલમ અને જફા ન કરે કે ઓરત બીચારી કેદીની મીસાલ છે, માટે તેને હર હાલમાં દીલાસો આપી એક બીજા સંપ અને સલાહથી રેહવું.



# અહેવાલ છઠ્ઠો.

**ઓરતોને હમલ રહે બચ્ચું પેદા થાએ વીગેરે બાબતો.**



**તેની અંદર તેર ફસલો છે.**

## ફસલ પહેલી, દીકરીની ફઝીલતનું બયાન.

જનાબે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે બહુજ બરકતવાળી એ ઓરત છે, કે પૈહેલે તેને છોકરી થાય, ને પછી છોકરો થાય. વળી હઝરતે ફરમાવ્યું કે જેના ઘરમાં છોકરીઓ હોય તેના ઘરમાં હમેશા **બાર** બરકત નાઝીલ થાય છે. ને આસમાનથી બાદ રહેમત; તે ઘરમાં આવે છે. અને હમેશા તે ઘરની ઝીયારત કરવા ફીરીશ્તા આવેછે, અને દીકરીઓના બાપ માટે હમેશા એક વરસની ઇબાદત લખાય છે. અને ઘરમાં કાંઈ ચીજ બચ્ચાઓ માટે લાવવી, તો અફઝલ છે કે પેહલે દીકરીને આપે, પછી દીકરાને આપે. "**નાજી**" કહે છે આ જમાનામાં તો તેથી ઉલટું સાંભળવામાં આવે છે કે, સારી સારી ચીજ પેહલે છોકરાને આપે, ને જો વધારો હોય તો, પછી છોકરીને આપે. ને કોઈ કોઈ ઓરત છોકરીને છાશ આપે, ને છોકરાને દુધ આપે, ને સવારમાં છોકરાને નાશતો કરાવે ને છોકરીને કાઢી મુકે વીગેરે ને કહેછે કે છોકરો તો બા ! મોટા થઇને ખવરાવશે, છોકરી તો પોતાને ઘરે ચાલી જાશે. પણ તે બીચારીયું, નથી જાણુતી કે રીઝક ખુદા પર છે, છોકરી પણ પોતાના નસીબ સાથે લઇને આવે છે માટે એમ કરવું ન જોઇએ. હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે દીકરીઓ હસનાત છે. અને છોકરા નેઅંમત છે; તો હસનાત એટલે નેકયુંનો તો સવાબ મળશે, ને નેઅંમતનો તો સવાબ નહીં મળે, પણ હીસાબ દેવો પડશે **બીજી** હદીસમાં છે કે, દીકરીઓ મેહેનત છે, અને છોકરા નેઅંમત છે, ને ખુદા મેહેનતના સબબથી બેહીસ્ત આપે છે, ને નેઅંમતના સબબથી કાંઈ બેહીસ્ત નથી આપતો, હદીસમાં છે કે, અગર કોઇ દીકરીને ખુંશી કરે તો ખુંદાના ખૌફથી, ભુખ્યા રહેવા જેટલો સવાબ છે. હદીસમાં છે કે છોકરીઓને **લખતા** સીખવવું નહીં, પણ કાંતતા સીખવવું અને દીન ઇસલામની બાબતો કુરઆન વગેરે સીખવવાની ઘણી તાકીદ છે. દીકરીને નવ વરસ પુરા થાય કે તમામ ખુદાના હુકમ જેમકે નમાઝ, રોઝા વીગેરે વાજીબ થાય છે, માટે. જરૂર છે કે નવ વરસ પુરા થવાની પેહલાં, દીકરીને નમાઝ, રોઝા, તથા તેના મસાએલ સીખવવા, ને આદત રાખવી કે પરદો રાખે, શરમ હયા, થી, ચાલે, ઠેકડી મસકરી ને હસવાની મના કરે, વળી એ પણ આદત પાડવી કે પરાયા મરદ જે નામહરમ હોય તેની સાથે વાતોના તડાકા ન કરે ઘરમાં મરદો નોકર હોય તેની સાથે અદબ શરમથી

વરતે વીગેરે. નવ વરસ પુરા થાય તે વખતની અંદરજ તેને ઇમાનની ચીજો યાદ અપાવવી જરૂર છે ખુદા, રસુલ, ઇમામ, કેયામત, નો એતેકાદ કરાવે જો દસમું વરસ બેસે ને એતેકાદ દુરસ્ત ન હોય તો તેને મુસલમાન કહેવું મુશકીલ થઈ પડશે. પણ હાય અફસોસ આ જમાનામાં તો ઉપર લખેલી બાબતોથી ઉલટું ચાલવાનો રીવાજ બહુજ જોવામાં આવે છે. દીકરી નીશાળે ગુજરાતી ભણવા નહીં જાય તો મારીને મોકલશે, ને નમાઝ નહીં પડે અથવા નહીં શીખે તો જરા ઠપકો નહીં આપે. દીકરીને પ્યારના સબબથી માથે ચડાવીને બોલકી કરવી વીગેરે તે તેના હકમાં દુશમની છે માટે જેમ બને તેમ અદબ આદાબ વીગેરે બહુજ સીખવવા.

હઝરત રસુલે ખુદા સ૦ થી મનકુલ છે કે હકતઆલા છોકરાઓ કરતા છોકરીઓ પર વધારે મેહરબાન છે. જે ઓરતકે પોતાની મહરમ હોય જેમકે દીકરી, બેન, ભત્રીજી, ભાણેજ, વીગેરે એને ખુશી કરેતો કયામતના દીવસે ખુદાવંદે કરીમ તેને ખુશી કરશે.

હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે છોકરીઓ હસનાત છે ને છોકરાઓ નેઅમત છે; ને ખુદા હસનાતનો સવાબ આપે છે ને નેઅમતનો હીસાબ લીએ છે;

ને તે જનાબે પોતાના એક અસહાબને ફરમાવ્યું કે મેં સાંભળ્યું છે કે તને ખુદાએ છોકરી આપી છે ને તેનું તેને ચાહતો નથી; તો તે તને શું નુકશાન પહોંચાડે છે? અરે તે તો ફુલ છે તેની ખુશબો શુંઘ, ને તેની રોજી ખુદા પર છે. ને હઝરત રસુલે ખુદા સ૦ છોકરીઓના બાપ હતા.

મનકુલ છે કે હઝરત ઇબ્રાહીમ અ૦ ખુદાના દરબારમા દોઆ કરી કે અએ પરવરદીગાર મને એક છોકરી આપ કે મારા મરવા પછી મારા પર રોવે.

મનકુલછે કે જે કોઇ પોતાની છોકરીને મરવાની આરજુ કરે તેના માટે કેયામતમાં સવાબ નહીં રહે, ને ખુદા પાસે ગુનેહગાર થશે.

મનકુલ છે કે એક શખશ હઝરત રસુલે ખુદા સ૦ ની પાસે બેઠો હતો ત્યાં તેને કોઈએ ખબર આપી કે તારે ઘરે છોકરી પેદા થઈ, આ સાંભળીને તેના ચેહરાનો રંગ બદલાઇ ગયો; એ જોઈ હઝરતે ફરમાવ્યું કે જમીન તેને ઉપાડે છે આસમન તેના પર છાંયો કરે છે ને ખુદા રોજી આપે છે, ને તે તારા માટે ફુલ છે તે ખુશબો સુંઘ.

એમુજબ ફરમાવીને અસહાબો તરફ મોંઢુ કરીને ફરમાવ્યું કેજેને એક દીકરી હોય તેને મોટા ભાર છે ને જેને બે દીકરી હોય, તો ખુદાની કસમ તેની ફરયાદને પહોંચજો! ને જેને ત્રણ છોરીઓ હોય તો જહાદ વીગેરની બાબતો તેના પરથી માફ કરી આપો! ને જેને ચાર છોકરીઓ હોય તો અએ ખુદાના બંદાઓ તેના પર રહેમ કરજો! અએ ખુદાના બંદાઓ તેને કરજ આપજો. ને અએ ખુદાના બંદાઓ તેના પર રહેમ કરજો.

બીજી રીવાયતમાં તે હઝુરતથી મનકુલ છે કે જે કોઇ ત્રણ છોકરીઓ અથવા ત્રણ બેહનોને પાળે તેના માટે બેહીસ્ત વાજીબ છે. પછી ફરમાવ્યું કે એક અથવા બેને પાળે તોપણ તેના માટે બેહીસ્ત વાજીબ છે;

"નાજી" કહેછે કે હઝરતનું ફરમાવવું તો આ મુજબ છે ને કેટલાક તેથી ઉલટું વરતે છે કે જ્યારે છોકરી પેદા થાય કે ગોયા બલા સમજે ને તેને ખાવા પીવામાં છોકરાઓ

કરતા તફાવત રાખે છે તે ઠીક નથી, જેમકે ઓરતો છોકરાઓને દુધ આપે ને છોકરીઓને છાછ આપે તે ગેરવાજબી છે વીગેરે; ને છોકરીઓ ઉમ્મર લાયક થાય ને તેને શાદી કરી આપે પણ જો તે જેની સાથે રાજી ન હોય તેની સાથે જબરાઈથી શાદી કરી આપવી હરામ છે; માટે દીકરીની રજા લેવી જોઇએ; ને એટલાજ માટે શરામાં જ્યારે નીકાહ પડાવે તો છોકરીની રજા લઈ તેને પુછીને વકીલ કરે તે વખતે નીકાહ પડાવાય છે, ને તેમજ છોકરાનો પણ હુકમ છે કે તેની પણ રજા સીવાય નીકાહ પડાવાય નહીં, ને એ બાબતો ઘણી અગત્યની હોવા છતા તેના પર જરા થોડું ધ્યાન રહે છે તો એમ થવું ન જોઇએ બલકે શાદીની બીના કરવાની પહેલાંજ તમામ બાબતો તપાસવી જોઇએ.

## ફસલ બીજી, દીકરીની જલદી શાદી કરી આપવાનું બયાન.

જનાબે ઈમામે રઝા અ૦ થી મનકુલ છેકે, જીબરઈલે અમીન અ૦ ખુદાના હુકમથી હઝરત રસુલે ખુદા સ૦ ની પાસે આવ્યા ને કહ્યું કે યા હઝરત! તમારો પરવરદીગાર સલામની બાદ ફરમાવે છે કે, કુંવારી છોકરીઓ, ઝાડના મેવાની માફક છે, કે જે વખતે મેવો ઝાડ ઉપર પાકીને તઈયાર થાય. તો તેને તોડી લીધા સીવાય બીજો ઈલાજ નથી. કેમકે અગર તેને ન તોડેતો સુરજ અને હવા તેને ખરાબ કરીને બગાડી નાખેછે. તો તેજ પ્રમાણે, જે વખતે કુંવારી છોકરીઓ, ઊમ્મર લાયક થાય, તો તેની શાદી કરી આપવા સીવાય ચારો નથી. અગર શાદી જલદી ન કરી આપે તો પછી, તેના માટે ખરાબીનો ખોફરહેછે. આ હુકમ સાંભળીને હઝરત મીંબર પર ગયા, ને લોકોને ભેગા કરીને ખુતબો પડયા ને તેઓ માટે ખુદાએ જે હુકમ મોકલ્યો હતો તે ઉપર મુજબ કહી સભળાવ્યો. તે વખતે લોકોએ પુછયું કે યા હઝરત અમો છોકરીઓ કેને આપીએ! હઝરતે જવાબ આપ્યો કે, તેના "કુફવ" (વડ) ને આપો, લોકોએ પુછયું યા હઝરત કુફવ કોણ છે? હઝરતે જવાબ આપ્યો કે. મોઅમીનલોક એક બીજાના કુફવ છે. એટલે મોઅમીન લોક આપસમા એક બીજાને છોકરીઓ આપે. ને તેજ વખતે મીંબરપર બેઠાંબેઠાં, પોતાના કાકા ના દીકરી "સબાઆહ"ને એક મીકાદાદ નામના અસહાબને આપીને નીકાહ પડી આપ્યા ને ફરમાવ્યું કે, અએ લોકો મારા કાકાની દીકરી મીકદાદને એટલા માટે આપી કે, તમારામાંથી નીકાહની શરતો ઓછી થઇ જાય, એટલે તમો આપસમાં હસબ નસબને ખાનદાન અને વડ ન તપાસો, બલકે જે મોઅમીન હોય. તેને પોતાની છોકરીઓ આપો. "તાજી" કહે છે આ બાબતમાં પણ, જોવામાં ઉલટું આવેછે કે લોક પોતાની અક્કલ બહુજ દોડાવે છે. ને ખુદા રસુલનો જે હુકમ છે તેને છાપરે મુકી આપે છે. પણ યાદ રહે કે મોઅમીન સીવાય બે-દીનને દીકરી આપવી હરામ છે. ને તેનાથી ખુદા રસુલ બલકે પંજતને પાક અ૦ નારાજ છે. ને છોકરી જ્યાં સુધી બેદીનના ઘરમાં રહે ત્યાં સુધી હમેશાં તેના માટે અઝીમ ગુનાહ લખાય છે. એટલુંજ નહીં પણ ઝીના ખોરીમાં ગણાયછે;

## ફસલ ત્રીજી બચ્ચાં થવાંની દોઆંઓનું બયાન.

હઝરત રસુલે ખુદા સ૦ થી મનકુલ છે કે ફરઝંદે સાલેહ બેહીસ્તના ફુલમાંથી એક ફુલ છે, ને ઈન્સાનની નેકબખતી નેક ફરઝંદથી છે, ને ફરમાવ્યું કે ઝાઝા છોકરા થાય એમ કરજો કે તમો ઝાઝા હોવાથી કયામતમાં ફખર કરીશ.

મનકુલ છે કે જેને છોકરૂં ન થાય તો સીજદામાં આ નીચેની દોઆં પડે **"રબ્બે હબલી મિલ લદૂનકા ઝુર રીયતન તંઇયેબતન ઇન્નકા સમીઉદ દોઆંઅ, રબ્બે ઝુરની ફરદન વઅનતા ખયરૂલ વારેસીન".**

બીજી રીવાયતમાં છે કે જે કોઈ ચાહે કે તેની ઓરતને હમલ રહે, તો જુમ્માની નમાઝ પછી બેરકાત નમાઝ પડે ને રૂકુઅ અને સીજદામાં બહુજ વાર લગાડે, પછી નમાઝ પડી રહ્યા બાદ આ નીચેની દોઆં પડે; **"અલ્લાહુમ્મા ઇન્ની અસ અલોકા બેમા સઅલકા બેહી ઝકરીય્યા રબ્બે લાતઝરની ફરદન વઅનતા ખયરૂલ વારેસીન. અલ્લાહુમ્મા હબલી મિલલદુનકા ઝુર રીયતન; તંઇયે બતન ઇન્નકા અખંઝુ તોહા ફઇન કંઝયતા ફી રહમેહા વલદન, ફજ અલહો ગોલામન મોબારકન ઝકીય્યન વલાતજ અલ લિશશયતાને ફીહે શિરકન વલા નસીબન,"**

મનકુલ છે કે એક શખશે હઝરત ઇમામ મોહમ્મદ બાકર અ૦ ની ખીદમતમાં અરજ કરી કે યા હઝરત મને ફરઝંદ થતો નથી હઝરતે ફરમાવ્યું કે હમેશાં રાતના યા દીવસના સો (૧૦૦) વખત ઇસતીગફાર કર; ને બેહતર છે કે નીચે મુજબ ઇસતીગફાર કરે **"અસતગફેરૂલ્લાહા રબ્બી વઅતુબો એલહય,"**

મનકુલ છે કે બચ્ચાઓ પેદા થવા માટે હમેશા સવારના અને સાંજના નીચે મુજબ અમલ કરે, કે—૧૦ વખત **"અસતગફેરૂલ્લાહા રબ્બી વઅતુબો એલયહે"** ને નવ વખત **"સુબહાનલ્લાહે** ને પછી એક વખત **"અસતગફેરૂલ્લાહા રબ્બી વઅતુબો એલયહે"** પડે; રાવી કહે છે કે ઘણા જણાઓએ એ અમલ કર્યો ને ઘણા બચ્ચાઓ થયા. હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે ફરઝંદની ખાહીશ હોય તેણે હમેશા મળસકે ઉઠીને ૧૦૦ વખત ઇસતીગફાર પડવું, ને જો તે વખતે જો ભુલી જાએ તો બીજે વખતે કઝાની નીય્યતથી પડે.

એક શખશે અરજ કરી કે યા હઝરત મને છોકરા થતા નથી હઝરતે ફરમાવ્યું કે જે વખતે સોહબત કરવાનો ઇરાદો કર તો તે વખતે આ દોઆં પડ—**અલ્લા હુમ્મા ઇન રઝકતના ઝકરન સમ્મયતોહુ મોહમ્મદન"**

મનકુલ છે કે હઝરત ઇમામ રઝા અ૦ ની પાસે એક શખશ આવ્યો ને અરજ કરી કે યા હઝરત હું હમેશા બીમાર રહું છું ને મને ઓલાદ થતી નથી હઝરતે ફરમાવ્યું કે તારા ઘરમાં આવાજથી અઝાન આપ્યા કર! રાવી કહે છે કે મેં એ મુજબ કર્યું તો હું તનદુરસ્ત થઈ ગયો ને ઘણા બચ્ચા થયા.

મનકુલ છે કે એક શખશે હઝરત ઇમામ જાઅફર સાદેક અ૦ની પાસે શીકાયત કરી કે યા હઝરત મને છોકરા થતા નથી; હઝરતે જવાબ આપ્યો કે જ્યારે તારી ઓરતની

પાસે જવાની મરજી થાય તો પેહલે આ ત્રણ આયત પડીને પછી સોહબત કર તો ઇનશા અલ્લાહ ખુદા તને છોકરા આપશે, તે આયતો આ છે–"**વઝન્નુને ઇઝઝહબા મોગાઝેબન ફઝન્ના અનલન નકદેરા અલયહે ફનાદાફિઝ્ઝુલોમાત્તે, અનલાએલાહા ઇલ્લા અનતા સુબહાનકા ઇન્ની કુનતોમે નઝ્ઝાલેમીન ફસ તજબના લહુ વ નજયનાહો મેનલ ગમ્મે વકઝાલેક નુનજીલ મોઅમેનીન. વ ઝકરીય્યા ઇઝનાદા રબ્બહુ રબ્બે લાતઝરની ફરદન, વ અનતા ખયરૂલ વારેસીન**".

બીજી હદીસમાં છે કે જેને ફરજંદ ન થાય તોતે નીય્યત કરે કે અગર મને ફરજંદ થશે તો તેનું નામ "**અલી**" રાખીશ, ને જો એ મુજબ નીય્યત કરે તો ઇ૦ ખુદા તેને છોકરો આપે.

હઝરત ઇમામ ઝએનુલ આબેદીન અ૦ થી મનકુલ છે કે જે કોઈ આ દોઆંને બહુજ પડે તો તે જે ચાહે તે એટલે માલ ફરઝંદ, અને દીન અને દુન્યાની ખેઅર, તો ખુદા તેને અતા ફરમાવે અને તે આ મુજબ પડે કે–**રબ્બે લાતઝરની ફરદન વ અનતા ખયરૂલ વારેસીન વજ અલ્લી મીલ્લદુનકા વયેરેસોની ફીહયાતી વયસતગફેરોલી બાઅદા મવતી, વજ અલહા ખલકન સવીય્યન વલા તજ અલલિશ્શયતાને ફીહેનસીબા અલ્લાહુમ્મા ઇન્ની અસતગફેરેકા, વ અતુબો એલયકા ઇન્નકા અનતલ ગફુરૂર રહીમ**" અને ખાસ કરી છોકરૂં થવા માટે ઊપરની દોઆ સીતેર વખત પડવાનુ લખ્યું છે.

તીબ્બુલ આઇમ્મા નામની કીતાબમાં મનકુલ છે કે એક શખશે હઝરત ઈમામ મોહમ્મ બાકર અ૦ ની પાસે ઔલાદ થોડી હોવાની શીકાયત કરી; હઝરતે ફરમાવ્યું કે ત્રણ દીવસ સુધી સુબહની અને ઈશાની નમાઝ બાદ ૭૦ વખત "**સુબહાનલ્લાહ**" ૭૦ વખત "**અસતગફેરૂલ્લાહ**" પડ અને પછી આ આયત પડ–"**ઇસતગફેરૂ રબ્બકુમ ઇન્નાહુ કાના ગફ્ફારા, યુર સેલિસ્સમાઅ, અલયકુમ મિદરારા; વયુમ દિદકુમ, બેઅમવાલિન વ બનીના, વયજ અલ લકુમ જન્નાતિન વયજ અલલકુમ અનહારા.**" એ મુજબ ત્રણ દીવસ અમલ કરીને ત્રીજી રાતના તારી ઓરત સાથે સોહબત કર કે સારી ખીલકતવાળો છોકરો ખુદા તને આપશે.

**નસા દેરૂલ હીકમત** નામની કીતાબમાં મનકુલ છે કે એક શખશ હઝરત ઇમામ જાઅફર સાદેક અ૦ ની ખીદમતમાં આવ્યો.ને અરજ કરી કે યા હઝરત ખુદાએ મને આઠ દીકરીઓ આપી છે પણ હજી સુધી એકે છોકરાનુ મોહું જોયું નથી. હઝરતે ફરમાવ્યું સોહબત કરવા માટે તારી ઓરતનાપગ વચ્ચે બેસ તે વખતે તારો જમણો હાથ ઓરતની ડુંટીની જમણી બાજુપર રાખીને "**ઇન્ના અનઝલનાહુ**" નો સુરો સાત વખત પડ; પછી સોહબત કર.

મજકુર શખશ કેહેછે કે એ મુજબ કરવાથી ખુદાએ મને ઉપરાપર સાત દીકરા આપ્યા.

હઝરત ઈમામ **હસન** અ૦ ફરમાવ્યું કે જેને ફરજંદની ખાહીશ હોય તે ઈસતીગફાર બહુજ કર્યા કરે.

## ફસલ ચોથી, હમલવાળી ઓરતના સવાબનું, તથા તેણીએ શું કરવું ને હમલથી છોકરો પેદા થાય તેનું બયાન.

મનકુલ છે કે હમલવાળી ઓરતને ઘણો સવાબ છે, અહલેબએતે તાહેરીનથી રીવાયત છે કે—હમલવાળી ઓરતને હર વખત રોજા રાખવા જેટલો સવાબ છે; બલકે જહાદ કરવા જેટલો સવાબ છે;

ને જે હમલવાળી અથવા સુવાવડી ઓરત ગુજરી જાય તો હકતઆલા તેની રૂહને કબરમાં રેહવા આપતો નથી, પણ ક્યામત સુધી તેની રૂહને ખાસ પોતાના દરબારમાં આરામથી રાખેછે.

હઝરત ઈમામ જાઅફરે સાદેક અ૦ મે ફરમાવ્યું કે હમલવાળી ઓરતો અગર "એહી" નામનું ફળ ખાય તો બચ્ચાનો રંગ સાફ ને ખુશબોવાળો થાય છે.

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે ઓરતને બચ્ચુ થાય કે તરત "રૂતુબ" ખાય કેમકે તેની તાઅરીફ હકતઆલાએ ફરમાવી છે જનાબે મરયમને ફરઝંદ હઝરત ઈસા પેદા થયા તે વખતે ફરમાવ્યું કે રૂતૂબ ખાઓ; કોઈએ પુછ્યું કે રૂતુબનો વખત ન હોય તો? હઝરતે ફરમાવ્યું કે મદીનાના ખુરમામાંથી નવ દાણા ખવરાવે; ને જો મદીનાનો ખુરમો ન મળે તો પછી જે ખુરમો હોય તે ખવરાવે કેમકે હકતઆલાએ ફરમાવ્યું છે કે મારી ઈઝ્ઝત અને જલાલની કસમ છે કે કે જે ઓરત જણીને તરત રૂતૂબ ખાય તો તેના છોકરાને સારો બનાવું;

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે હમલવાળી ઓરતને "કુદુર" ખવરાવો! કેમકે કુદુરની ખોરાકી બચ્ચાના પેટમાં જાય તો તેના સબબથી બચ્ચું અક્કલમંદ ને મજબુત દિલવાળુ થાય છે; જો છોકરો હોયતો બહાદુર થાય છે, ને અગર છોકરી હોયતો મરદને પ્યારી થાય છે.

મનકુલ છે કે હઝરત ઈમામ ઝએનુલ અબેદીન અ૦ ની એવી આદત હતી કે જ્યારે ઓરતને બચ્ચું પેદા થવાનો વખત થાય તો બીજી ઓરતોને ઘરની બાહેર કાઢી મુકતા કે બચ્ચાની શરમની જગ્યોપર પેહલ વેહલે ઓરતોની નજર ન પડે. ને જે વખતે તેઓને બચ્ચુ થવાની ખુશ ખબરી આપે તો પોતે એમ પુછતા ન હતા કે–છોકરો છે કે છોકરી? પણ પુછતા હતા કે ખલકત બરાબર છે કે નહીં ? જો જવાબ મળતો કે ખલકત બરાબર છે ને કાંઈ અએબ નથી, તો ખુદાની તાઅરીફની એક દોઆ પડતા હતા; તેનો મતલબ એ કે ખુદાની તાઅરીફ કરૂંછું કે તેણે મને એબ વગરનું બચ્ચું આપ્યું.

ઓરતને હમલ રહયા પછી કોઈની મરજી હોય કે છોકરોજ થાય, તો જ્યારે ચાર મહીના પુરા થાય તે વખતે પોતાની ઓરતને કિબલાની સામે મોઢુ કરીને બેસારે ને "આયતલ કુરસી" પડે; પછી પોતાની ઓરતના સાથળપર હાથ રાખીને કહે કે ખુદાવંદા મેં આ બચ્ચાનુ નામ "મોહમ્મદ" રાખ્યુ, તો ઇ૦ તે નામની બરકત અને ખુદાની મેહરબાનીથી છોકરોજ થશે; ને છોકરો થવા પછી પોતાના અહદપર વફા કરે એટલે તેનુ નામ મોહમ્મદ રાખે, ને જો તેમ નહીં કરે તો મુબારક નહીં થાય; "નાજી" કહે છે કે મજકુર અમલ આ નાચીજનો અજમાવેલ છે ને તેમજ થીએલ છે.



## ફસલ પાંચમી. હમલ પડી ન જાય ને બચ્ચું આસાનીથી જન્મે તેની દોઆઓનું બયાન.



મનકુલ છે કે અગર ઓરતને જણવું મુશકીલ થઈ પડે તો તેનાં માટે હરણના ચામડામાં નીચેની આયતો લખે ને તેનાપર દોરો બાંધીને તે ઓરતની જમણી રાન ઉપર બાંધે તો ઈ૦ આસાનીથી બચ્ચું પેદા થશે, ને બચ્ચું જન્મ્યાં પછી તે છેડી લીએ (ને તળાવ અથવા દરયામાં નાખે કેમકે બાહેર રખડીને બેઅદબી થવા દેવી ન જોઇએ.) ને તે આયત આ છે.—**"બિસમિલ્લાહિર રહેમાનિર રહીમ. કઅન્નાહુમ યવમા યરવનહા આચુઅંદુના લમયલબસુ ઇલ્લા સાઅતન મિનહાર; કઅન્નાહુમ યવમા યરવનહાલમયલબસુ ઇલ્લા અંશિય્યતન અવઝોહાહા; ઇઝ કાલતિમ રઅતો ઇમરાના રબ્બેઇન્ની નઝુરતોલકા માફીબતંની મોહરરરન."**

ઓરતના હમલને હીફાઝતમાં રાખવા માટે લખે છે કે પાક ઠામમાં "સુરએ" બચ્ચ-નાહ" પુરો લખીને પાય તો જણવા સુધી તમામ આફતથી ખુદાની હીફાઝતમાં રેહશે ને બચ્ચું આસાનીથી જન્મવા માટે ઓરતને જણવાનો દુખાવો શરૂ થાય કે તરત આ નીચે મુજબ તાવીજ લખીને ઓરતની જમણી રાન પર બાંધે તોપણ આસાનીથી બચ્ચું પેદા થાશે, તે તાવીઝ આ છે—

અખંરિજ નફસી, મિનહાઝલ મજલીસ

| | | |
|---|---|---|
| ૪ | ૯ | ૨ |
| ૩ | ૫ | ૭ |
| ૮ | ૧ | ૬ |

## ફસલ છઠ્ઠી, બચ્ચું પેદા થયા પછી શું કરવું તે બયાન.

હઝરત ઈમામ જાઅફરે સાદેક અ૦ થી મનકુલ છે કે જ્યારે છોકરૂં પેદા થાય તો મસુરની બરાબર "જાવશીર" લીએ ને પાણીમાં ઘુંટી નાખે પછી તે પાણીને બે ટીપાં જમણી બાજુએ નાકમાં ને એક ટીપું ડાબી બાજુ નાકમાં નાંખો! ને નાળ કાપવાની પછી જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં એકામાહ કહો. જો એ મુજબ કરે તો તેના માટે કાંઈ ન રહે ને ભરાઈ જવાનું દરદ થાય નહી. અને બચ્ચાના કાનમાં અઝાન ગુસલ આપવાની બાદ આપવી.

બીજી રીવાયતમાં છે કે સુયાણી અથવા બીજા કોઈને કહે કે બચ્ચાના જમણા કાનમાં એકામાહ કહે તો તેની બરકતથી જીન લોક હરકત કરી શકે નહીં, ને દીવાનું પણ થાય નહીં.

હઝરત ઈમામ મોહંમ્મદ બાકેર અઁ૦ ફરમાવ્યું કે બચ્ચાના તાળવાને ફુરાતના પાણીથી ઉપાડો ને જમણા કાનમાં એકામાહ કહો.

બીજી રીવાયતમાં છે કે તાળવાને ખાકે શફા અને ફુરાતના પાણીથી ઉપાડો ને ફુરાતનું પાણી ન હોયતો વરસાદના પાણીથી ઉપાડો, એક ઠેકાણે છે કે તે પણ નહીં તો, કોઈ પણ મીઠા પાણીએ ઉપાડો. હઝરત અમીરૂલ મોઅમેનીન અઁ૦ ફરમાવ્યું કે બચ્ચાઓના તાળવાને ખુરમાંથી ઉપાડો કે હઝરત રસુલે ખુદાએ હસન અને હુસેએન અઁ૦ના તાળવાને ખુરમાંથી ઉપાડેલ છે.

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જેને ઘેર બચ્ચું પેદા થાય તો જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં એકામાહ કહે તો શએતાનના ફરેબથી બચે.

બચ્ચાઓ જન્મે કે તરત જરીવાળા કપડામાં વીટવા મકરૂહ છે, ને સફેદ કપડામાં વીટવા સુન્નત છે. ને હઝરત ઈમામ જાઅફર સાદેક અઁ૦ ફરમાવ્યું કે બચ્ચાઓના તાળવાને ઈમામ હુસએન અઁ૦ ની તુરબત (ખાકેશફા)થી ઉપાડો કે તેથી દરદો અને બલાઓથી અમાન મળે છે.

હર અહલે ઈસલામને જરૂર છે કે જ્યારે બચ્ચું પેદા થાય તો તેના બદનપરથી નજાસત દૂર કરે પછી ગુસલ આપે; ને નીય્યત કરે કે ગુસલ આપુંછું આ બચ્ચાને મવલુદતુ સુન્નત કુરબતન **એલ્લાહ,** પછી પાક પાણીથી પેહલે બચ્ચાના માથા ગરદનને ધોવે પછી જમણી તરફનું અરધું અંગ, ને પછી ડાબી બાજુનું અરધું અંગ ધોવે; મતલબ એ કે આપણે જનાબત વીગેરેનું થોડા પાણીથી જેમ ગુસલ કરીએ છીએ તેમજ ગુસલ આપે, પછી જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં એકામાહ આપે, તો બચ્ચું ભરાઈ જવાની બીમારીથી ને તેના ખૌફથી હીફાઝતમાં રહે ને ખાકે કરબલા અથવા ખુરમાનો શીરો અથવા મધ ફુરાતના પાણીમાં અથવા વરસાદના અથવા બીજા કોઈ મીઠા પાણીમાં ભેળવીને છોકરાનું **તાળવું** ઉપાડવું સુન્નત છે. હઝરત અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે અગર કુફાના લોકો પોતાના ફરજંદોના તાળવાને **ફુરાત**ના પાણીથી ઉપાડતે તો તે તમામ અમારા **શીઆહ** થતે,

## ફસલ સાતમી, બચ્ચાનું નામ રાખવાનું બયાન.

છોકરાના જમણા કાનમાં બાંકું કરવુ સુન્નત છે. રીવાયતમાં છે કે બચ્ચુ પેદા થવાની પેહલા માબાપ તેનું નામ રાખે; કેમકે અગર હમલ પડી જાય ને તેનું નામ રાખ્યું ન હોય તો તે કયામતમાં પોતાના માબાપને કેહશે કે મારૂં નામ કેમ રાખ્યું નહીં.

મનકુલ છે કે જનાબે ફાતેમા અઁ૦ ને હમલ હતું તેનું નામ હઝરત રસુલે ખુદા સ૦ "મોહસીન" રાખેલું, પણ હજાર અફસોસ કે જનાબે રસુલે ખુદા સ૦ ની વફાતની

બાદ, જનાબે ફાતેમા અ૦ ના પેટ મુબારકપર એક શખશે દરવાજો પાડયો ને તેનાં સબબથી તે બચ્ચું શહીદ થઈ ગયું એટલે હમલ પડી ગયું.

જ્યારે બચ્ચું પેદા થાય તો જો છોકરો હોય તો સાત દીવસ સુધી તેને **મોહંમ્મદ** કેહવું, ને જો દીકરી હોય તો **ફાતેમાહ** કેહવુ સુન્નત છે, પછી જોઈએ તે નામ રાખે.

બાપ ઉપર પહેલો હક ફરજંદનો એ છે કે સારૂ નામ રાખે; **"નાજી"** કહે છે કે એ હક હાલના લોકો અદા કરે છે ખરા! તો પણ કેટલાક સમજુ હોવા છતાં પોતાના બચ્ચાઓના નામ વાહિયાત જેવા રાખે છે તે ઘણું અજબ છે, જેમકે **નાથો, સીદીઉ, ભુર્યો, લવકો, માધો, ગાંડો, કાળો ભીમો, કાનજી. દામજી, શામજી,** વીગેરે શું હજી આંખ ઉઘડી નથી? અરે તેવા નામ જહાલતના જમાનામાં રાખતા, અલહમદોલીલ્લાહ તે વખત તો ગયો હવે તો સુધરેલો જમાનો દીન બદીન ઈલમના ફેલાવાનો વખત આવ્યો, તો શુ હવે અમો નામ રાખવાને જાહીલયતના કામો જે દરયાને પીર કરી માનવે। બાઈડીયો દુધના કળશા રેડવા ને પગે લાગવા જાય, ખીજડાને પુંજવો શું એવા એવા કામ હવે અમો કરવા દેશું?! ના, ના, હરગીજ થવા દેનાર નથી, તો કોઈ કહેશે કે શું તમારો હુકમ ચાલે છે? તે મના કરશો? હયો આવોતો ખરા! ને મના તો કરી જુઓ? તો ખબર પડે કે કેટલી વીશે સો થાય છે; તો તેતો જવાબ એમજ આપીશુ કે અહલે ઈસ્લામ જે ઈસ્લામ પાળનાર છે તેઓનેજ કહીશું, ને ઈસ્લામના માઈના શું થાય છે તે જાણો ને સમજો તે અરબી શબ્દ છે તેના માઇના ફારસીમાં લખીને ગુજરાતીમાં તરજુમો કરૂં છું તે વાંચો!!

**"અલઇસલામો"**=યાઅની-(તવકે ફરમાં બરદારી દરગરદન નેહાદન.)

ખુલાસો=ઇસ્લામ એટલે તાબેદારીનો તોક ગળામાં પેહરી લેવો. **હયો** જ્યારે જેણે જેણે શરા મુકદ્દસની તાબેદારીનો તોક ગળામાં પેહર્યો હશે તે શું પોતાના ઘરબારમાં સુધારો કરી જાહીલીયતની બાબતોને ભોંય પછાડી અથવા દુધને બદલે તે બાબતોને દરયામાં નાખીને **ઇસલામી** રીવાજ નહીં કરે?!

બાપ ઉપર છોકરાનો પેહલો હક એ છે કે તેનું નામ સારૂ રાખે; તે વીશે આગળ મતલબ લખી બીજી બાબત ઉપર ઉતરી બયાન લખ્યું હવે જાણવું કે જે નામમાં ખુદાની બંદગી નીકળે તે નામ સારૂ છે; જેમકે **"અબદુલ્લાહ" "અબદુર રહંમાન"** પછી પયગંમબરો અને ઈમામોના નામ મુબારક રાખવા કે તે મુબારક છે; જેમકે રીવાયતમાં છે કે–જે ઘરમાં છોકરાનું નામ **મોહંમ્મદ, અલી, હસન, હુસયન જાઅફર તાલેબ,** હોય; ને દીકરીનું નામ **ફાતેમા** હોય; તો તે ઘરમાં તે નામોની બરકતથી મોહંતાજી થતી નથી.

રીવાયતમાં છે કે બચ્ચાઓની વીલાદતને છઠે દીવસે બાપ પોતાના બચ્ચાનુ નામ રાખે ને દીકરીઓના નામ જનાબે ફાતેમા અ૦ ની દીકરીઓના નામ મુબારકપર રાખે જેમકે **ઝયનબ, કુલસુમ, રોકય્યાહ,** જો એવા નામ રાખે તો એ નામ સાંભળીને શયેતાન નારાજ થાયછે; ને કલઈની જેમ ગળે છે ને જો અહલેબએતના દુશમનોના નામ રાખે તો તે સાંભળીને શએતાન રાજી અને ખુશી થાય છે.

રીવાયતમાં છે કે જેનું નામ ઇમામોના નામપર હોય તેના અદબ માટે તેને ગાળ દેવી નહીં, તેમ તેને રંજીદા કરવો નહીં; ને તેનાથી રંજીદા થવું પણ નહીં.

રીવાયતમાં છે કે હઝરત રસુલે ખુદા મોહંમ્મદ મુસ્તફા સલલલ્લાહો અંલયહે વઆલે હી વસલ્લમે ફરમાવ્યું કે જેને ખુદા ચાર ફરજંદ આપે ને તે ચારેમાંથી એકનું નામ પ. ણ મારા નામ મુજબ ન રાખે તો તેણે ગોયા મારાપર જુલમ કરવા જેવું છે.

મનકુલ છે કે એક શખશ હઝરતની પાસે આવ્યો ને અરજ કરીકે યા હઝરત મારે ઘરે છોકરો આવ્યોછે તેનું શું નામ રાખું ? હઝરતે જવાબ આપ્યો કે મારી પાસે બેહતરમાં બેહતર "હંમઝા" નામ છે માટે એ નામ રાખ.

મનકુલ છે કે એક શખશ હઝરત ઈમામ જાઅંફરે સાદેક અં૦ ની ખીદમતમાં આઓ ને અરજ કરી કે યા હઝરત મને ખુદાવંદે કરીમે એક છોકરો આપ્યો, હઝરતે ફરમાવ્યું કે મુબારક થાય તેનું શું નામ રાખ્યું ? તેણે જવાબ આપ્યો કે મોહંમ્મદ નામ રાખ્યું છે. એ સાંભળીને હઝરતે પોતાના માથાને નીચું કરયું ને બે ત્રણ વખત એ નામ જબાનથી લીધું ને એટલું માથું નમાવ્યું કે નઝદીક હતુ કે જમીનપર અડી જાય; પછી ફરમાવ્યું કે મારી મારા ફરજંદોની મારા માબાપની મારી ઓરતોની અને તમામ દુન્યાની જાન હઝરત રસુલે ખુદા સ૦ ઉપર ફીદા થાય; અએ શખશ; તેં તારા છોકરાનું એવું મુબારક નામ રાખ્યું તો હવે તેને ગાળ આપીશ નહી; તેમજ તેને મારીશ નહીં ને તેને ઈજા આપીશ નહીં. ને જાણ કે જે ઘરની અંદર મોહંમ્મદ નામ હોય તે ઘરને પાક અને પાકીઝા કરે છે.

કેટલીએક હદીસોમાં છે કે હઝરતે ફરમાવ્યું કે હકમ, હકીમ, ખાલીદ, માલીક, એ નામ રાખવા નહી, ને ફરમાવ્યું કે ખુદા દુશમન રાખે રાખે છે હારીસ, માલીક, અને ખાલીદ, એ નામોને.

હદીસમાં છે કે "યાસીન" નામ રાખવું નહીં કેમકે તે ખાસ નામ હઝરત રસુલે ખુદાને માટે છે;

હઝરતે ફરમાવ્યું કે જે લોકો મશવેરો કરવા બેસે ને તેની અંદર મોહમ્મદ, હામેદ, મહમુદ, અહમદ, એવા નામનો કોઈ શખશ હોય તો તે મશવેરામાં જે બેહતર હોય તેજ નીકળે.

હદીસમાં છે કે—બચ્ચાનું નામ મોહમ્મદ રાખો તો પછી તેને ગીરામી રાખો (ગીરામી એટલે સારી રીતે માનથી.) તે જે ઠેકાણે આવે તો તેના માટે જગ્યો આપો, ને તેની સામે ખાટુ મોંઢું ન કરો.

મનકુલ છે કે જે ઘરની અંદર કોઇ પયગમબરનું નામ હોય, તો હકતઆંલા હમેશા સવારના અને સાંજના ફીરીસ્તાને મોકલે છે કે તેઓ માટે પાકીજા દોઆં કરે.

રીવાયતમાં છે કે નામ સાતમે દીવસે રાખે. હઝરત અમીરલ મોઅમેનીન અં૦ ફરમાવ્યું કે ફરઝંદને બીમારી આવે છે તેથી તેના મા બાપના ગુનાહ માફ થાય છે,

મનકુલ છે કે એક દીવસ હઝરત રસુલે ખુદા સ૦ ની પાસે જીબરઇલ આવ્યા, તે વખતે હઝરત અને મૌલાઅંલી બને રોતા હતા જીબરઇલે રોવાનું કારણ પુછયું, તો હઝરતે જવાબ આપ્યો કે અમારા બે ફરઝંદ બીમાર થઈ ગયા ને તેઓને અઝીયત થઈ તેથી રોવું આવે છે; જીબરઈલે કહયું કે યા હઝરત તમારા શીઆહના ફરઝંદો જ્યારે રોવે છે તો તેઓનું રોવું સાતમાં આસમાનસુધી "લાએલાહ ઈલલલ્લાહ" પડવા જેવું છે, ને જ્યારે સાત વરસ થઈ જાય છે તો તેઓનું રોવું માબાપની બખશીશ ચાહવામાં ગણાય

છે. ને જ્યારે બાલીગ (ઉમ્મર લાયક) થાય તો તેના સવાબમાં માબાપને ભાગ મળે છે, ને જો ગુનાહના કામ કરે તો તેમાં ભાગ નથી.)

હઝરત રસુલે ખુદાએ ફરમાવ્યું કે જે વખતથી ઓરતને હમલ રહે ત્યાંથી તે બચ્ચાના દુધ પીવરાવવાના દીવસ ખલાસ થાય ત્યાં સુધી તે ઓરતને ઇસ્લામી કુમક અને મદદ માટે સરહદમાં કુફારોનો અટકાવ કર્યો હોય ને તેઓના શરથી બચાવ્યા હોય, એવો સવાબ મળે છે.

ને જો એ દરમીયાનમાં મરી જાય તો ખુદા તેને શહીદનો મરતબો આપે છે.

## ફસલ આઠમી, અંકીકાનું બયાન.



જાણવું જોઇએ કે બચ્ચાનો અંકીકો સાહેબે મકદુર ઉપર સુન્તે મવક્કીદા છે બલકે બાઅંઝ ઓલમા પાસે વાજીબ સાબીત છે. ને બેહતર છે કે સાતમે દીવસે અંકીકો કરે; ને જો સાત દીવસ કરતા વધારે વાર લગાડે તો બચ્ચું બાલેગ થાય ત્યાં સુધી તેના બાપ ઉપર સુન્નત છે, ને તે પછી પોતાની આખી ઉમ્મર સુધી પોતા પર સુન્નત છે. મોઅતબર હદીસમાં વારીદ છે કે જેને ઘરે ફરજંદ પેદા થાય તેનાપર અકીકો કરવો વાજીબ છે. કેટલીક હદીસનો ખુલાસો એ કે બચ્ચું અકીકાની અંદર ગુચવાએલ છે એટલે જો અંકીકો ન કરે તો વખતે બલા અને હલાકતમાં ફસાવાનો ખોફ રહેછે. હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ થી મનકુલ છે કે પઇશાવાળા ઉપર અંકીકો કરવો વાજીબ છે, ને જો ગરીબ હોય તેને મળે તે વખતે અંકીકો કરે, ને ન મળે તો કાંઈ હરકત નથી ને કોઇએ અંકીકો કર્યો ન હોય ને તેના માટે કુરબાની કરે તો તે અંકીકાના બદલામાં બસ છે.

કોઈ શખ્શે તે હઝરતને પુછ્યું કે અમોએ અંકીકા માટે બકરૂં તપાસ કર્યું પણ મળ્યું નહીં માટે અગર ફરમાવો તો અકીકાની કીમતના પઇશા સદકો કરીએ હઝરતે જવાબ આપ્યો કે નહીં, જ્યારે મળે તે વખતે અંકીકો કરજો કેમકે મોઅમીનને ખવરાવવામાં ને ખુન વેહવરાવવામાં એટલે બકરૂ ઝબેહ કરવાને ખુદા દોસ્ત રાખે છે

કોઇએ પુછ્યું કે બચ્ચું સાતમે દીવસે ગુજરી જાય તો તેનો અકીકો કરવો કે કેમ? જવાબ મળ્યો કે ઝોહરની પહેલાં ગુજરી જાય તો અકીકો ન કરે, ને ઝોહરની બાદ ગુજરી જાય તો અકીકો કરે.

ઉમરબીન યઝીદે હઝરતને પુછ્યું કે યાં હઝરત મને ખબર નથી કે મારા બાપે મારો અકીકો કર્યો છે કે નહીં, હઝરતે જવાબ આપ્યો કે તું તારો અકીકો કર; તે વખતે બુઢપણમાં તેણે પોતાનો અકીકો કર્યો.

હદીસમાં છે કે ફરઝંદનો અકીકો સાતમે દીવસે કરવો ને નામ પણ સાતમે દીવસે રાખવું; ને સાતમેજ દીવસે માથાના વાળ ઉતરાવી તે વાળને રૂપાની સાથે તોળીને તેટલું રૂપુ સદકો કરવું, ને અકીકાની એક રાન સુયાણીને આપવી કે જેણીએ જન્મ થતી વખતે મદદ કરી હોય. ને બાકીનો ગોસ્ત લોકોને ખવરાવવો સદકો કરવો. ને બીજી હદીસમાં વાળ તોળવા માટે રૂપા અથવા સોના સાથે તોળીને તેટલું રૂપુ અથવા સોનું

સદકો કરવાનું ફરમાવેલ છે. ને અગર સુયાણીએ મદદ ન કરી હોય તો તે ભાગ બચ્ચાની માને આપવો કે તે જોઇએ તે કરે; ને અકીકાનો ગોસ્ત ઓછામાં ઓછા દસ માણસોને ખવરાવે, ને દસથી વધારે હોયતો બેહતર છે ને પોતે અકીકાનો ગોસ્ત ખાવો નહી, ને સુયાણી યહુદી વીગેરે હોય તો તેને ગોસ્ત ન આપતા તેની કીમત થાય તે આપવી.

હઝરત ઇમામ રઝા અં૦ થી મનકુલ છે કે હઝરત રસુલે ખુદાએ હસન અને હુસએન અં૦ નો જન્મ થવા પછી કાનમાં અઝાન આપી, ને જનાબે ફાતેમાએ સાતમે દીવસે અકીકો કર્યો ને સુયાણીને એક રાન એક અશરફી આપી.

અકીકાની અંદર જો ઉંટ હોયતો પાંચ વરસ અથવા તેથી વધારાનો હોય અને બકરૂં હોયતો એક વરસ અથવા તેથી વધારાનું હોય અને મેંઢું હોયતો છ મહીના અથવા તેથી વધારાનું હોય; ને અકીકાનું જનાવર બેહતર છે કે ખસી સીંગ તુટેલ કાન કાપેલ ન હોય; તેમજ બહુજ દુબળું પણ ન હોય, તેમજ લંગડું આંધળું પણ ન હોય.

અગરચે હદીસમાં છે કે અકીકો કુરબાની માફક નથી તેથી અગર અએબવાળું હોય તોપણ હરકત નથી.

ને છોકરાના અકીકા માટે સુન્નત છે કે નર હોય ને છોકરીના અકીકા માટે માદા હોય વળી એમ પણ છે કે બને માટે નર બેહતર છે;

અને સુન્નત છે કે અકીકાનો ગોસ્ત મા બાપ ન ખાય, બલકે એથી બેહતર એ છે કે જે ખાવામાં તે ગોસ્ત નાખ્યો હોય તે ખાવાનું પણ મા બાપ ન ખાય તેથી પણ બેહતર એ છે કે તે ઘરના તમામ માણસો જેઓ તેના બાપના સગા હોય તે પણ ન ખાય, ને સુન્નત છે કે અકીકાના ગોસ્તની અંદરના હાડકા ભાંગે નહીં, બલકે બંદ બંદથી જુદા કરે, ને કાચુ વેંહચી આપે તો પણ ઠીક છે. ને અકીકાનુ જનાવર ન મળે તો કીમત સદકો કરવો ફાયદાકારક નથી, બલકે જનાવર મળે તે વખતે અકીકો કરે, ને અકીકો ગરીબોનેજ ખવરાવવો જરૂર નથી, પણ બેહતર છે કે ગરીબોને અને સાલેહ લોકો હોય.

સુન્નત છે કે પેહેલે બચ્ચાના વાળ ઊતરાવે પછી અકીકાનુ જનાવર ઝબહ કરે; હદીસમાં છે કે માથાના વાળ ઊતરાવવા અકીકાનું જનાવર ઝબાહ કરવું વાળ સોના યા રૂપાથી તોળવાને સદકો કરવો તે તમામ એક વખતે ને એક ઠેકાણે કરે, માથુ મુંડાવતી વખતે ચોટલી ન રાખે ને તમામ વાળ ઉતરાવે.

રીવાયતમાં છે કે હઝરત રસુલે ખુંદા સ૦ ની ખીદમતમાં એક શખશ પોતાના છોકરાને દોઆં કરાવા માટે લાવ્યો, તેના માથા પર ચોટલી હોવાથી હઝરતે દોઆં કરી નહીં; ને ફરમાવ્યું કે ચોટલી કાઢી નાખો.

બચ્ચાના માથાના વાળ ઉતરાવવા પછી ઉપર કેસર ચોપડવુ, ને અકીકાનુ લોહી ચોળવાની મનાઇ છે.

હઝરત ઇમામ જાઅંફર સાદેક અં૦ થી મનકુલ છે કે અકીકાનું જનાવર ઝબાહ કરતી વખતે આ મુજબ દોઆં પડે **"બીસમીલ્લાહે વબીલ્લાહે અલ્લા હુમ્મા**

હાઝેહી અકીકતુન અંન, (એટલુ કહીને છોકરાનું તથા તેના બાપનું નામ* લેવું ને પછી કેહવું કે) લહમોહા બેલહમેહી, વદમોહા બેદમેહી, વઅંઝમોહા, બેઅંઝમેહી અલ્લાહુમ્મજ અંલહા, વેકાઅન લેઆલે મોહમ્મદીન અંલયહે વઆલેહીસ્સલામ." અને જો દીકરીનો અકીકો હોય તો ઉપરની દોઆંમાં કેટલાક શબ્દોમાં ફરક છે માટે પેહલી તે નાની દોઆં પડી છોકરીનું તથા તેણીના બાપનું નામ લઇને આ મુજબ પડવું, " લહંમોહા બેલહુંમેહા, વદમોહા બેદમેહા, વઅંઝમોહા બેઅંઝમેહા, અલ્લાહુમ્મજ અંલહા વેકાઅન લેઆલે મોહમ્મદીન અંલયહે વઆલેહીસ્સલામ"

## ફસલ નવમી ખંતના (સુનતા) કરવાનું બયાન.

જાણવું જોઇએ કે છોકરાની ખતના (સુનતા) કરાવવી સાતમે દીવસે તાકીદ ભરેલી સુન્નત છે, ને તે પછી ખતના કરે તો ચાલે; ને તે બાલીગ થયા પછી તો પોતા ઉપર વાજીબ થઇ જાય છે; બલકે બાઅંઝ ઓલમા લખે છે કે છોકરો બાલીગની નજીક પહોંચે તે વખતે બાપ ઉપર વાજીબ છે કે છોકરાની ખતના કરાવે. હઝરત ઇમામ જાઅંફર સાદેકે ફરમાવ્યુ કે તમો છોકરાની ખતના સાતમે દીવસે કરાવો, કે તેથી બચ્ચાંનું બદન વધારે પાક થાયછે ને બદનમાં ગોસ્ત જલદી પેદા થાય છે; જેની ખતના ન થઈ હોય તેની પેશાબથી જમીન કરાહત રાખે છે. ખંતના કરાવતી વખતે આ નીચેની દોઆં પડવી; "અલ્લાહુમ્મા હાઝેહી સુન્નતોકા, વસુન્નતો નબીય્યેકા સલવાતોકા અંલયહે વઆલેહી, વઇત્તેબાઉન, મીન્નાલકા, લે નબીય્યેકા, વબેઇરાદતેકા, વકઝાએકા, લેઅમરીન અરદતાહુ, વકઝાઇન હતમતહુ, વ અમરીન અન ફઝતહુ, ફઅઝકતહુ, હર્રલ હદીદ, ફી ખેંતા નેહી, વહેજામતેહી, લેઅમરીન, અનતા અઅરફો બેહીમીન્ની; અલ્લાહુમ્મા ફતહહીરહો, મેનઝ ઝોનુબે, વઝીદની ફીઉંમરેહી, વદફઇલ આફાતે અંન બદનેહી, વલ અવજાઅં, અંન જીસ્મેહી, વઝીદહો મેનલગેના, વદફઅં અંનહુલ ફકરા, ફઇન્નકા તઅંલમો વલા નઅંલમો.

મનકુલ છે કે એ દોઆં પડવાથી બચ્ચું કતલ થવાથી અમાનમાં રેહશે.

* જાણવું કે છોકરાનું ને તેના બાપનુ નામ ને છોકરીનું ને તેણીના બાપનું નામ લેવું તો આ મુજબ કેહવું દાખલા તરીકે, ગુલામ મોહમ્મદ ઇબને ગુલામ અલી, ફાતેમા બીનતે નુરમોહમ્મદ

## ફસલ દસમી બચ્ચાને દુધ પીવરાવવાનું બયાન.



મનકુલ છે કે બચ્ચાઓને બે વરસ સુધી દુધ પીવરાવવું, અને મશહુર છે કે કોઈ જરૂર વગર બચ્ચાંને બે વરસથી વધારે દુધ પીવરાવવું હરામ છે પણ બીમારી વીગેરેના જરૂરી કારણોથી બે વરસથી વધારે પીવરાવે તો હરકત નથી; અને એકવીસ મહીનાથી ઓછું પણ ન પીવરાવે.

આલેમો એમ ફરમાવે છે કે માને વાજીબ છે કે પોતાનું દુધ બચ્ચાંને પીવરાવે; કેમકે જો ઓરતનું દુધ બચ્ચાંને ન પીવરાવે તો તે મરી જવાનો ખૌફ રહે છે; ને જો ન મરે તો કુવ્વતવાળું નહી થાય, માનું દુધ બચ્ચાં માટે મુબારકમાં મુબારક ( બહુજ સારૂ ) છે, ને બન્ને છાતીથી દુધ પીવરાવવું કેમકે એક તરફનું ખાવાની જેમ ને બીજી તરફનું પાણીની જેમ છે. ગબર જે આગને પુજે છે તેવી ઓરતનું તથા ઝીનાનું, તથા હરામી ઓરતનું દુધ પીવરાવવું નહીં, ને યહુદાણી અને નસરાનીનું દુધ પીવરાવે તો તે-ઓને શરાબ પીવાની અને સુવ્વરનો ગોસ્ત ખાવાની મનાઈ કરે. અને મનાઈ છે કે બેવ-કુફ ઓરતનું, અને આંખમાં એબ હોય એવી ઓરતનું દુધ પીવરાવવું નહીં, કેમકે દુધની તાસીર બચ્ચાંમાં થાય છે.

હઝરત અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે દુધ પીવરાવવાવાળી દાઈ સુરત અને સીરત ( આદત ચાલચલણ ) માં નેક હોવી જોઈએ, કેમકે દુધની બચ્ચાંમાં તાસીર થાય છે, ને બચ્ચું જેનું દુધ પીયે તેણી જેવી ખૌહલ અને સુરતવાળું થાય છે, એમ પણ વારીદ છે કે છોકરાને બે વરસ અને છોકરીને એકવીસ મહીના દુધ પીવરાવવું જોઈએ, તેથી ઓછું પીવરાવવું તેઓપર ઝુલમ કરવા જેવું છે.

## ફસલ અગીઆરમી, બચ્ચાની પરવરીશ તથા તેઓના હકનુ બયાન.



હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે જ્યારે બચ્ચું ત્રણ વરસનું થાય તો તેને કહે કે સાત વખત "લાએલાહા ઇલલલ્લાહ" કહે. ને જ્યારે ત્રણ વરસ અને સાત મહીના ને વીસ દીવસનું થાય તો કહે, કે સાત વખત "મોહમ્મદુન રસુલુલ્લાહ" કહે ને જ્યારે ચાર વરસ પુરા થાયતો કહો કે સાત વખત, "સલલલ્લાહો અલા મો-હમ્મદીન વ આલેહી" કહે ને જ્યારે પાંચ વરસ પુરા થાય તો કહો કે, ખુદાને સીજદો કરે. ને જ્યારે છ વરસ થાય તો તેને નમાઝ સીખાવો; ને જ્યારે સાત વરસ પુરા થાય તો વઝુ અને નમાઝ બરાબર સીખવો ને નમાઝ પઢવાની તાકીદ કરો. ને જ્યારે નવ વ-રસ પુરા થાય તો વઝુ અને નમાઝની વધારે તાકીદ રાખો ને વઝુ નમાઝ તરક કરે તો મારો; જ્યારે બચ્ચું વઝુ અને નમાઝ યાદ કરે છે તો ખુદા તેના માબાપને બખ્શીશ આપે છે.

હદીસમાં છે કે બચ્ચાને સાત વરસ સુધી રમવા આપો, ને સાત વરસથી ચઉદ વરસ સુધી કુરઆન કીતાબ લખવાનું વીગેરે સીખાવો અને ચઉદ વરસ પછી બીજા

સાત વરસ સુધી અદબ આદાબ સારી ચાલચલણ વીગેરે સીખાવો, તો એ એકવીસ વરસ થવાથી જો છોકરામાં સારા આસાર ને દીનદારી વીગેરે તેમાં જુઓ તો તેને વધારે તાઅલીમ આપવાની કોશીશ કરો; ને દીનદારી વીગેરેના આસાર ન જુએ તો પછી તેનાપરથી હાથ ઉપાડી લીઓ.

ને છોકરી હોય તો તેને પણ મસલા મસાએલ દીનની જરૂરી ચીજો સીખવો છ વરસની છોકરીઓ થાય તો બંનેને એક બીછાનામાં સુવરાવવી નહીં, ને બીજી રીવાયતમાં છે કે છોકરા છોકરીઓ દસ દસ વરસના થાય તો પછી એક બીછાનામાં ભેગા સુવરાવો નહીં.

હઝરત ઈમામ જાઅફરે સાદેક અં૦ ફરમાવે છે કે પોતાના બચ્ચાઓને દીનની કેળવણી જલદી આપીને હદીસો સીખવો કે બેદીન લોકો તેઓને ફેરવી ન શકે.

હઝરત અલીએ ફરમાવ્યું કે હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે પોતાના છોકરાઓને તરતા અને તીર મારતા સીખવો; ને એક રીવાયતમાં છે કે જે બચ્ચું આડું ચાલે ને તેજ હોયતો સમજવું કે તે મોટો થવા પછી અકકલમંદ અને ગંભીર થશે.

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જેમ માબાપની તાબેદારી ન કરવાથી છોકરા "આક" થઈ જાય છે તેમજ માબાપ પણ છોકરાઓથી આક થઈ જાય છે ને તેઓને પણ ગુનાહ થાય છે, તે માટે માબાપને જરૂર છે કે બચ્ચાઓથી સારી રીતે વરતે, આસાન કામ બતાવે મુશકીલ કામ ન કહે. ને તેઓને ઈજા ન આપે, તેઓથી ખરાબ રીતે ન વરતે.

જે કોઈ પોતાના બચ્ચાંને એક બોસો લીએ તો ખુદા તેને માટે એક નેકી લખે છે જે પોતાના બચાઓને ખુશી કરે તો ખુદા તેઓને કયામતમાં ખુશી કરશે. એક શખશ હઝરતની ખીદમતમાં આવ્યો ને બોલ્યો કે યા હઝરત મેં કોઈ દીવસ મારા બચાઓને પ્યાર કર્યો નથી. જ્યારે તે ચાલ્યો ગયો તો હઝરતે ફરમાવ્યું કે હું આ શખસને જહન્નમી જાણું છું; જેને ખુદાએ બચ્ચા આપ્યા હોયતો તે બચ્ચાઓ સાથે રમત કરીને રાજી કરે.

ને તમામ બચ્ચાંઓ સાથે સરખી મોહબ્બત રાખે, પણ હા કોઈ બચ્ચાને તેના ઈલમ અને નેક હોવાના સબબથી વધારે પ્યાર કરે તો હરકત નથી.



## ફસલ બારમી, નેક ઔલાદનું ફળ.

જાણવું જોઈએ કે છોકરા નેક હોય તો માબાપને ઘણો ફાયદો છે, અને પાછળ કાંઇ પણ કારેખૈર કરે તો માબાપને ઘણો ફેઝ પહોંચે છે.

હઝરત રસુલે ખુદા સ૦ થી મનકુલ છે કે હઝરત ઈસા અં૦ એક કબર તરફથી નીકળ્યા તો ખબર પડીકે એક શખસને કબરમાં અઝાબ કરે છે; પછી બીજે વરસે તેજ કબર તરફથી નીકળ્યા તો તે મઈયતને અઝાબ કરતા નહતા; તેથી હઝરત ઈસાએ સવાલ કર્યો, તો પરવરદીગાર તરફથી વહી થઈને જવાબ આવ્યો કે તે મઈયતનો છોકરો મોટો થયો ને તેણે એક રસ્તામે દુરસ્ત કરાવ્યો ને એક યતીમને જગ્યો આપી; તેના સબબથી (કે તે છોકરે નેક અમલ કર્યા) તેના બાપને બખશી આપ્યો. એ મુજબ ફરમાવીને

હઝરતે ફરમાવ્યું કે ઈનસાનની પાછળ જે સારી મીરાસ છે તે છોકરો છે કે તેની પાછળ ખુદાની ઇબાદત કરે.

એક રીવાયતમાં છે કે જે ફરજંદ વગરનો મરી જાય તો એવું છે કે તે લોકોમાં હતો નહીં; ને જે મરી જાય ને છોકરો પાછળ હોય તો તે જીવતો છે સમજવું.

હકીકતમાં જો વીચાર કરીએ તો એમજ છે પણ જો નેક ઔલાદ હોય ને બાપની કમાણી સારા કામમાં વાપરે તો, ને જો હરામ કામમાં વાપરે ને બદ કામ કરે તો માબાપને મરવા પછી નારાજ અને રંજીદા થવાનું કારણ છે. ખુદાવંદે કરીમે પાંચ પઈશાની પુંજી આપી હોય તો તેને પોતાની હયાતીમાં સારી રીતે કારેખૈરમાં વાપરી લેવી એ કેમ ખબર પડે કે ઔલાદ પાછળથી કેવા કામમાં વાપરશે. પણ હા! એકદમ બચ્ચાઓને ભીખારી કરીને પણ ન જાય કે તેની ઘણી મઝીમ્મત છે.

## ફસલ તેરમી, મા બાપના હકનું બયાન.

જનાબે અમીરૂલમોમનીન એટલે ખુદા એ તઆલા કુરઆને શરીફમાં ફરમાવે છે. **વકઝા રબ્બોકા, અલ્લાતઅબોદુ, ઇલ્લાઇય્યાહો. વબીલ વાલેદયને એહસાના.** યાને તારા પરવરદીગારે તમામ બંદાઓને વાજીબ અને લાઝીમ, હુકમ કર્યો છે કે, કોઈની ઇબાદત ન કરો! પણ ખાસ ખુદાવંદે કરીમનીજ ઇબાદત કરો. અને તમો માબાપ સાથે બહુજ મોટા દરજાની નેકી કરો. કેમકે તેઓનો બહુજ મોટો મરતબો છે. અને તેઓનો કેટલો મોટો મરતબો છે, તેની દલીલ કે,

ખુદાએ કુરઆનમાં, પોતાની ઇબાદતની સાથેજ, માબાપ સાથે નેકી કરવાનો હુકમ ફરમાવ્યો છે. હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે, ખુદાએ જે માબાપ સાથે એહસાન કરવાનો હુકમ કર્યોછે, તેનો મતલબ એ છે કે, તેઓ સાથે ભલાઈથી ચાલો. અને માબાપને જે ચીજની જરૂરત હોય, અને તને ખબર પડે, તો તેઓ માગે તેની પહેલા આપ, એટલે તેઓ જે બાબતને ચાહતા હોય, અને હજી તેઓ બોલ્યા ન હોય તેની પેહલા તેઓની મરજી પ્રમાણે તેઓનુ કામ કરી આપ. વળી ખુદા ફરમાવે છે કે, તારા માબાપ અથવા બંનેમાંથી, કોઈપણ જો જઈફ થાયતો, "**ફલાતકુલ, લહોમા ઊફ્ફીન,**" એટલે તેઓને "ઉફ" પણ ન કહો, એટલે તેઓથી ગુસ્સામાં આવી, બીજો બોલતો નહી પણ જે બહુજ નાનો બોલ "ઉફ" છે એટલું પણ ન કહો, અને વળી ફરમાવેછે કે, તેઓને ઝીડક (છણુક) નહીં. જનાબે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે, જે શખશના માબાપ તેનાથી રાજી હશે, તો હું પણ તેનાથી રાજી છું. વળી હઝરતે ફરમાવ્યું કે જન્નત તમારી મા ના કદમની નીચે છે, એટલે તેઓની ફરમા બરદારી, અને તાબેદારીમાં તમારા માટે જન્નત છે. હદીસમાં વારીદ થયું છે કે, બેહીસ્તની ખુશબો પાંચસો વરસના રસ્તાથી આવેછે. પણ જે શખશે માબાપને નારાજ કર્યા હશે તે બેહીસ્તની ખુશબો પણ સુંઘવા નહી પામે હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે, જે કોઈ માબાપને નારાજ રાખશે તો ખુદા તેને કેહશે કે, તું જોઇએ તે અમલ કર, પણ હું તારી બખશીશ નહીં કરૂં.

અને હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે, મા, બાપ, મારે તોપણ તેઓને સખતીથી જવાબ ન આપ. તેઓ સામે બોલ નહીં. અને ખુદાએ ફરમાવ્યુ છે કે, મા બાપ સાથે બહુજ આદાબથી નેક વાત કર, અને આજેઝીથી વરત, અને તેઓ સાથે બડાઇ કર નહીં. વળી ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું અગર મા બાપ મારે તો કહે, કે ખુદા તમને બખશી આપે. અને જેમ "ગુલામ" પોતાના માલીક સાથે વરતે તેમજ મા બાપ સાથે વરત. અને યાદ કર તું, એ દીવસને કે, જે દીવસે તું, લાચાર હતો ને તારામાં કોઈ જાતની શક્તિ ન હતી તે વખતે તારી પરવરીશ કેવી રીતે કરી છે? ને કેવી રીતે તને સાંચવતા હતા. વળી હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે, મા બાપની સામે નજર ભરીને પણ જોવું નહી. પણ બહુજ નરમીથી અને આજેઝીથી તેઓ તરફ નજર કર, અને તેઓના હાથ કરતાં તારા હાથ ઉંચા ન કર, તેઓના બોલવાથી વધારે અવાજથી બોલ નહી. અને તેઓની આગળ થઇને ચાલ નહીં. ને તેઓની પાછળ પાછળ ચાલ, ને ગુલામ અને ખીદમતગારની માફક તેઓની પછવાડે ચાલ. હઝરત ઇમામ મુસા કાઝીમ અ૦ ફરમાવ્યું કે, મા બાપનું નામ લઇને બોલાવવું નહીં; તેઓની આગળ બેસવું નહીં. ને પાછળ બેસવુ. અને માબાપને કોઈ ખરાબ કહે; અથવા ગાળ આપે એવું કામ કરવું નહીં; ખુદા ફરમાવે છે કે, તું ખુદા પાસે દોઆ માગ અને કહે કે અએ પરવરદીગાર મારા માબાપ ઉપર રહેમ અને મેરબાની કર અને તેઓની બખશીશ કર, ને એવી મેરબાની કર કે, હમેશા બાકી રહે. અને મા બાપ મોઅમીન હોય તો કહેવું કે ખુદાવંદા, તેઓને "બેહીશ્ત" માં જગ્યો આપ, અગર મોઅમીન ન હોય તો કહે કે, ખુદાવંદા તેઓને મોઅમીન કર; હઝરત ઇમામ રઝા અ૦ ને કોઇએ પુછયું કે, યા હઝરત માગ મા બાપ બેદીન છે તો તેઓ વાસ્તે દોઆ કરૂં? હઝરતે જવાબ આપ્યો કે હા, તેઓ માટે દોઆ કર, ને તેઓ જીવતા હોય તો પણ તેઓ તરફથી સદકો (ખેરાત) કર, ને તેઓ સાથે નરમાસ કર, કેમકે જનાબે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે ખુદાએ મને "રહેમત" ની સાથે મોકલ્યો છે સખતીની સાથે મોકલ્યો નથી.

હઝરત ઇમામ જાઅફરે સાદીક અ૦ ફરમાવ્યું કે, માબાપની ફરમાં બરદારી કર, ને તેઓ સાથે નેકી કર, અને અગર તેઓ હુકમ કરે કે, તારી ઓરતને છોડી આપ, તો છોડીદે, એટલે તલાક આપ અગર હુકમ કરે તારો માલ આપી દે તો માલ પણ આપ; કેમકે એમ કરવાથીજ ઇમાનદારી છે. "નાજી" કહે છે કે, માબાપના કેહવાથી ઓરતને તલાક આપવી. તેમાં કેટલી એક શરતો છે, તે કોઈ આલીમને પુછવાથી ખુલાસા સાથે માલુમ પડશે. અને મેં પોતે કરબલામાં નાઇબે ઇમામ, જનાબે "શેખઝએનુલ" આબેદીન સાહેબ મરહુમને, આસરે બસો સવાલ પુછયા હતા, તેમાં એક સવાલ, આ, પણ પુછયો હતો કે અગર માબાપ હુકમ કરેકે તારી ઓરત ને તલાક આપ, તો શું તલાક આપવી વાજીબ છે? જવાબ આપ્યો કે વગર કારણે, નાહક હુકમ કરેતો તેઓના કહેવાથી તલાક આપવી વાજીબ નથી. હા, અગર ઓરતે માબાપની બેઅદબી કરી હોય, ને તોબા પણ ન કરતી હોય તો પછી તેઓના કેહેવાથી તલાક આપવી જોઇએ.

જાણવું જોઇએ કે માબાપનો હુકમ તમામ કામમાં પાળવો વાજીબ છે. પણ જે ઠેકાણે

કે, ખુદાનો હુકમ તુટતો હોય તે ઠેકાણે તેઓના હુકમ માનવો હરામ છે, જેમકે અગર માબાપ કહે નમાઝ ન પડ, અથવા તહારત ન રાખ, અથવા વાજીબ રોજો ન રાખ અથવા હજ વાજીબ થવા છતાં હજ કરવાની ના પાડે વીગેરે; એવી બાબતોમાં તેઓનો હુકમ પાળવો હરામ અને ગુનાહ છે. પણ બનતા સુધી, બહુજ મીઠાસ અને નરમાસ અને લાચારીથી જવાબ આપવો. જેમકે કોઇનો બાપ કહે કે નમાઝ પડીશ નહીં તો એકદમ ગરમ થઇને પોકાર પાડી એમ ન કહે કે, ના, ના, હુતો નમાઝ પડીશ. ખુદાનો હુકમ છે, તમો ના પાડો તેમાં શુ? એમ ન કહેતાં, એમ કહેકે અએ પીતાજી સાહેબ આપ મને નમાઝ પડવાની ના પાડોછો તેતો ઠીક હું તમારો ગુલામછું ને જે કામ ફરમાવો તે કરવા તાબેદાર હાજર છે. દીલોજાનથી આપનો હુકમ બજાવી લાવું; તમારા હુકમથી જરાપણ ઉલટું ચાલવા મારી મરજી નથી. પણ જુવો નમાઝ પડવી વાજીબ છે ને તે આપણા પરવરદીગારનો ફરઝ હુકમ છે, માટે તેની મના કરોછો તે કેમ થઇ શકે? માટે મેહરબાની કરીને તે બાબતમાં મને માફ રાખો, હું ખુબ જાણુંછું કે આપને નારાજ ન કરવા જોઇએ.—પણ આ બાબતમાં તમને રાજી રાખવા જાઊં તો; મારો અલ્લાહ પૈદા કરનાર નારાજ થઇ જાય; તો તે મારાથી નહીં બને. મતલબ એકે, ઘણીજ નમ્રતાઇથી સમજાવે પણ કોઇ રીતે ખુદાનો હુકમ તોડે નહીં. હા, સુન્નત કામની ના પાડે તો ન કરે, જેમકે સુન્નત રોઝો રાખવાથી માબાપ નારાજ થતા હોયતો ન રાખે વીગેરે.

પણ હાય અફસોસ, કેટલાક શખશ એવા છે કે, માબાની સાથે નરમાસથી ચાલવું એક તરફ, પણ ઉલટાં માબાપની સામે બોલે, ગાળો આપે છે, તે કરતાં વધારે અફસોસ કરવા લાયક આ બાબત છે કે સાંભળવા પ્રમાણે કોઈ કોઈ મા બાપને મારેછે. "અલ્લાહો અકબર" ગઝબની વાત છે, એવા શખશનો દીન અને દુન્યામાં શું હાલ થાશે? અરે. રે, રે, મા બાપની સામે આવાજથી બોલવાનો હુકમ ન હોય, તેના બદલામાં તેઓને મારવું હકં વાત તો, આ, છે કે, તેના હાથ સુકાઈ જવા જોઇએ પણ ખુદા બહુજ રહીમ છે તેથી તુરત બદલો નથી આપતો. ખેર "કલ કયામત હોગી."

# અહેવાલ સાતમો.

## મોહટા મરતબાવાળી બીબીઓના બીયાન.

### તેની અંદર અગીઆર ફસલો છે.

### ફસલ પહેલી જનાબે ફાતેમાહ અ૦ ના નુરને જન્નતમાં હઝરત આદમ અને હવ્વાએ જોવાનું બયાન.

મનકુલ છે કે જ્યારે ખુદાવંદે કરીમે હઝરત આદમ અ૦ ને પેદા કર્યા, તો તેઓ

એકલા નમુનાએ તેથી તેઓની ડાબી બાજુથી જનાબે હવ્વાને પેદા કર્યા, પછી બને જણ જન્નતુલ ફીરદૌસ અને બેહીસ્તના બગીચાઓમાં ફરવા લાગ્યા; ને ખુદાવંદે કરીમની બનાવેલી અજાએબ ચીજોની સએર કરતા હતા, ને આઇનાની અંદર પોતાના ચેહરા પણ જોતા હતા, ને પોતાની ખુબસુરતી અને રૂપાળાપણું જોઇને આપસમાં કેહતા હતા કે આપણા કરતાં વધારે ખુબસુરત કોઇને ખુદાએ બનાવેલ હશે કે નહીં.

જ્યારે એ મુજબનો વીચાર તેઓનો થયો તો ખુદાવંદે તઆલાએ જીબરઈલ અમીનને તેઓ પાસે મોકલ્યા, જીબરઇલે આવીને કહ્યું કે એ આદમ તમારા દીલમાં જે વાત ગુજરી તે ખ્યાલની પાક પરવરદીગારને ખબર પડી છે, ને હુકમ કર્યો છે કે તમો બેહીસ્તમાં ફરો એટલે તમારા સવાલનો જવાબ મળી આવશે.

આ સાંભળીને હઝરત આદમ અને હવ્વા બને જણા જન્નતના બાગ બગીચામાં વળી ફરવા લાગ્યા; ફરતા ફરતા એક ઠેકાણે નીકળ્યા તો ત્યાં એક મોહટું આલીશાન ફકત રાતા હીરાના એકજ દાણાનું બનેલું મકાન જોવામાં આવ્યું, તેની ભીંતો લીલા ઝમરૂદની ને છાપરૂ સફેત મોતીનું હતું; તેની અંદર પરથાર ફીરોઝાનો ને તરાહ તરાહના જવાહેરાત અને સોનાથી નકશ કરી ચીતરેલ હતું. પણ તે મકાનનો દરવાજો બંધ હતો. તે જોઇને બનેએ જીબરઇલને પુછ્યું કે ઓ જીબરઇલ આ દરવાજો બંધ છે, તો તેની અંદર શું ચીજ અને ભેદ હશે તે બયાન કરો.

આ સાંભળીને જીબરઇલે કહ્યું કે તેના ભેદની મને પણ ખબર નથી, ને જ્યારથી મને ખુદાએ પેદા કર્યો તે વખતથી હું આ મકાનને જોઉં છું, મારી ઉમ્મરની ગણત્રી હું જાણતો નથી પણ એટલી ખબર છે કે એક સીતારો એક ફલકના ખુણામાં છે ને તે સીતારો ત્રીસ હજાર વરસે એક વખત ઉગે છે ને ફલકની અતરાફ સએર કરે છે, તે સીતારાને ત્રીસ હજાર વખત મેં ઊગતા જોયો છે, તો એટલી મોટી ઊમ્મર હોવા છતા આ મકાનની અંદરના ભેદની મને ખબર નથી.

તે વખતે હઝરત આદમે પરવરદીગારે આલીમની દરગાહમાં દોઆ કરી કે અએ ખુદાવંદા આ મકાનના અંદરના ભેદથી મને આગાહ કર; તે વખતે રબ્બુલ ઇઝ્ઝત તરફથી આવાઝ આવી કે અએ જીબરઈલ આ મકાનના દરવાજાને ઉઘાડો તે વખતે જીબરઇલે ખુદાનો હુકમ થવાથી દરવાજો ઊઘાડયો; ને આદમ અને હવ્વા બને જણ અંદર દાખીલ થયા, તો જોયું કે તેની અંદર એક રાતા યાકુતનું **તખ્ત** છે; ને તે વખત ઊપર એક **છોકરી** આરામ ફરમાવે છે, ને એવી તો ખુબસુરત હતી કે તેઓના ચેહરા પર નજર ઠેહરી શકતી ન હતી; માથા ઉપર લીલા નુરનું એક **તાજ** હતું ને લીલા ઝબરજદનો હાર ગળામાં હતો, ને કાનની અંદર ઊંચા નુરાની મોતીના બે લોલક હતાં, ને તખતની અતરાફ તેજવાળા ચમકતા સીતારા અને બહુજ રૂપાળીઓ હજાર હુરાઓ અદબ માટે હાથ બાંધીને ઊભીયો છે. જ્યારે આદમ અને હવ્વાએ એ નુરાની સુરત એવી ઇજ્જતોશાન સાથે જોઈ, તો હેબતના સબબથી કે આ કોણ હશે ? એકદમ સીજદામાં ગયા. ને બોલ્યા કે આ સુરતની સામે આપણે ઉભા રેહવાને લાયક નથી; **પછી** જીબરઇલે પુછ્યું કે એ

આદમ તમો જાણો છો કે આ કોણ છે? આદમે જવાબ આપ્યો કે અમો જાણતા નથી, પણ કોઈની શક્તિ નથી કે તેઓને જોઈ શકે, તમો કહો કે કોણ છે?

જીબરઈલને ખુદાવંદે કરીમ તરફથી ખબર મળવાથી જવાબ આપ્યો કે આ સુરત હેઝરત મોહમ્મદ મુસ્તફા સલલલ્લાહો અલયહે વઆલેહી વસલ્લમની દીકરી જનાબે ફાતેમાહ અલયહીસ્સલામની સુરત છે. તે બુઝરગવારોની બરકતથી તમોને મને અને તમામ બીજોને ખુદાએ પેદા કરી છે, ને તે મોઅજુમાના વાલીદની શાનમાં ખુદાએ ફરમાવ્યું છે કે "લવલાક લમા ખલકતુલ અફલાક," એટલે અએ મારા હબીબ અગર તુ ન હતે તો આઇને પણ પેદા ન કરતે. પછી હેઝરત આદમે પુછયું કે અએ જીબરઈલ એ બીબીના સર મુબારક પર નુરની તાજ છે તે શું છે? જવાબ આપ્યો કે એ તાજ હેઝરત મોહમ્મદ મુસ્તફા સ૦ છે, કે તેઓના વાલીદ (બાપ) થાય છે. વળી પુછયુ કે તેઓના ગળામાં જે ઉંચો હાર છે તે શું છે? કે તેના નુર પર નજર નખાતી નથી, જવાબ આપ્યો કે એ હાર તે બીબીના શોહર (ધણી) હેઝરત અલી અ૦ છે. વળી પુછયું કે કાનમાં બે લોલક બહુજ ઉમદા અને તેજદાર છે તે શું છે? જીબરઈલે કહ્યું કે એ બન્ને તે બીબીના ફરઝંદે દીલબંદ હસન અને હુસએન અ૦ છે.

પછી આદમે પુછયું કે આ બુઝરગવારો કોણ લોક છે? જવાબ આપ્યો કે તે તમારી નસલની અંદરથી દુન્યામાં જન્મ પામશે. પણ તેઓનો એવા મરતબો છે કે અગર તે બુઝરગવારો ન હતે તો ન તમો હતે ન મલાએકા હતે, ન આસમાન, ન અર્શ ન કુરસી, ન સીતારા ન જમીન હતે. તો અએ આદમ તમો તે બુઝરગવારોના નામ યાદ કરો કે વખતે કોઈ દીવસ તમોને કામ આવે; હેઝરત આદમે કહ્યું કે મને તેઓના નામ યાદ કરાવો તે વખતે જીબરઈલે કહ્યું કે "મોહમ્મદ" "અલી" "ફાતેમાહ" "હસન". "હુસયન" આ સાંભળીને હઝરત આદમે એ પંજતને પાક અ૦ ના નામ મુબારક જબાનથી બે વખત લીધાને પોતાના દીલમાં યાદ રાખ્યા, ગોયા કે બાનો દીલપર લખી લીધા.

પછી હેઝરત આદમે જીબરઈલને કહ્યું કે મને એક સવાલ પુછવો છે, જીબરઈલે કહ્યું કે પુછો. હઝરત આદમે કહ્યું કે આ બીબીના કાનમાં બે ગોશવારા (લોલક) જે બે ફરજંદો છે પણ તે બન્ને એક રંગના નથી એકનો લીલો રંગ ને બીજાનો રાતો રંગ છે તેનું શું કારણ હશે? જ્યારે આ સવાલ સાંભળ્યો તો જીબરઈલ રોવા લાગ્યા ને કહ્યું કે એ આદમ તમારી ઓલાદમાં કેટલાક માણસો ઝુલ્મ અને હસદ કરશે ને કીનો કપટ રાખશે, ને ગુમરાહ બેદીન થઈ જાશે, ને એવો વખત આવશે કે આ બુઝરગવારોથી નાહાક દુશમની કરશે, એટલે સુધી કે એ બન્ને ભાઈ માઅસુમ (બેગુનાહ) ને શહીદ કરશે. (મારી નાખશે) કે જેનો લીલો રંગ છે તેને ઝેર ખવરાવીને શહીદ કરશે ને તેથી આખરી વખતે તેનું બદન લીલું થઈ જશે, અને બીજાને ઝુલ્મથી મેહમાન બોલાવી ભુખ્યા પ્યાસા તલવારથી મારીને શહીદ કરશે ને તેથી જખમના લોહીના સબબથી તેનું બદન રાતું થઈ જશે.

આહ જ્યારે આ કલામ સાંભળ્યા તો હેઝરત આદમ અને હવ્વા અ૦ રોવા લાગ્યા

ને બહુજ રોયા, એટલે સુધી કે પોતાના પેદા થવાથી બેઝાર થયા; ને રોઈ રોઈને આંસુ ટપકાવવા લાગ્યા; (મનકુલ છે કે પહેલું રોવાનું તે વખતથી શરૂ થયું છે.) ને આદમ અને હવ્વાને રોતા જોઈને આસમાન અને બેહીસ્તના મલાએકાઓ રીઝવાનો અને હુરીઓ રોવા લાગ્યા; ને તે દીવસે હઝરત આદમ અને હવ્વા ગમી કરીને બેઠા, તેથી ખુદાવંદે કરીમે મલાએકાની સફોને તેઓ પાસે તઅઝીયત (ખરખરો) કરવા માટે મોકલ્યા, તેઓએ બનેને ઘણોજ દીલાસો આપ્યો ને સબરના કલામ કહીને તે ગમી દુર કરી. પછી બેહીસ્તના બાગ અને બગીચાઓમાં ફરવા લાગ્યા;

હવે આદમ અને હવ્વા તો એ મુજબ અએશ અને આરામ કરતા હતા, પણ ઇબલીસ શયેતાન મલઉન કે તેણે હઝરત આદમને ખુદાનો હુકમ થવા છતાં સીજદો નહીં કરેલ ને તેના પર લાઅનત ઉતરેલી, તેથી તે તેઓની દુશમની કરતો હતો ને કોઈ મવકો તપાસતો હતો; તેથી એક વખત બેહીસ્તમાં ગયો, તો પહેલી ચોકી સાંપની ને બીજી ચોકી મોરની હતી, તે બનેને ફરેબ આપીને બેહીસ્તની અંદર જનાબે હવ્વાની પાસે ગયો, ને હવ્વાને ફરેબ આપીને જે ઝાડનો મેવો ખાવાની ખુદાએ મના કરેલી તે ખાવા વીશે કહ્યું, ને બોલ્યો કે આ મેવો બહુજ સારો અને મીઠો છે ને તેના જેવો લીજ્જતવાળો બીજો કોઈ મેવો નથી, હવ્વાએ કહ્યું કે મેં આદમ અ૦ થી સાંભળ્યું છે કે તે ખાવાની અમોને ખુદાએ મનાઈ કરેલી છે, શયેતાને કહ્યું કે તમો કહો છો તેમ નથી, માટે તમો જરા ખાઈ જુઓ ને તપાસો કે મારી વાત ખરી છે કે ખોટી ? પછી હવ્વાએ તે ફળ ખાધું ને હઝરત આદમ અ૦ આવ્યા તો તેઓને પણ વાત કરી આદમે પણ તેમાંથી એકાદ દાણો ખાધો, (કહે છે કે તે ફળ ઘઉં હતું.) બીજી રીવાયતમાં છે કે શયેતાન મલઉન હઝરત આદમ અ૦ ની પાસે આવીને રોવા લાગ્યો, હઝરતે પુછ્યું કે શા માટે રોવે છે? તેણે જવાબ આપ્યો કે તમો મરી જશો ને તમારી નેઅમતો ચાલી જશે તેથી મને રોવું આવે છે; આદમે પુછ્યું કે તેનો ઇલાજ શું છે ? જવાબ આપ્યો કે આ ઘઉંનું ઝાડ છે તેમાંથી ખાઓ તો હમેશા કાયમ બેહીસ્તમાં રહેશો, આદમે કહ્યું કે એ ઝાડનો મેવો ખાવાની અમોને મનાઈ છે, શયેતાને ખુદાની કસમ ખાધી અને બોલ્યો કે તમો કહોછો તે આ ઝાડ નથી. આદમ અને હવ્વા એમ સમજ્યા કે ખુદાની કસમ ખોટી ખાય નહીં તેથી તેના ફરેબમાં આવીને તે ઝાડનો મેવો એટલે ઘઉં ખાધા.

જ્યાં હઝરતના પેટમાં તે ઘઉંનો દાણો ગયો ત્યાં તેજ વખતે પેટ દુખવા લાગ્યું અને કરામતનું તાજ માથા પરથી પડી ગયું, ને શરીર પરથી કપડા નીકળી પડ્યા, તેમજ હવ્વાના પણ કપડા નીકળી ગયા, હુરાઓ ગીલમાનો તેઓ પાસેથી ભાગી ગયા પછી બને જણ રોવા લાગ્યા, (આ રોવાનું બીજી વખત હતું) ને પોતાનું બદન છુપાવવા માટે કોઈ ચીજની તલાશ કરી પણ કાંઈ મળ્યું નહીં, પછી બેહીસ્તના ઝાડના પાંદ ઉપર નજર કરી તો તે પાંદથી અંગ છુપી શકે એવા હોવાથી લેવા ગયા તો તેની ડાળો ઉંચી થઈ ગઈ, કે હઝરતે ખુદાએ મના કરેલી ચીજ ખાધી તેથી તેની મદદ ન કરવી, પછી હઝરત આદમ અ૦ અંજીરના ઝાડ પાસે ગયા, અંજીરના ઝાડે જોયું કે હઝરત આદમ અ૦ નો એવો મોહટો મરતબો ને બુઝુરગી હોવા છતા જે આવી ખરાબ હાલતમાં આવી ગયા તે જોઈને

રહેમ આવી, ને તેઓની આગળની બુઝરગીના સબબથી પોતે નમી ગયું કે આદમ પાંદ લઇને પેહરે; તે ખુબ્બરતે આદમે અને હવ્વાએ તેના પાંદ તોડીને પેહર્યા ને તેના માટે દોઆ કરી;

ખુદાવંદે કરીમે આદમની દોઆ અંજીરના ઝાડ માટે કબુલ કરીને અંજીરના ઝાડને પુછયું કે અએ ઝાડ બેહીસ્તના તમામ ઝાડોએ આદમને પાંદ આપ્યા નહીં ને તેં પાંદ શા માટે આપ્યા? અંજીરના ઝાડે જવાબ આપ્યો કે અએ પરવરદીગારા તેં હઝરત આદમ અઁ૦ ની સાથે જે ઇજ્જત અને તવકીરથી વરતેલ તે મેં જોઇ હતી, ને આ વખતે તે ઇજ્જતના મુકાબેલામાં અવી ખરાબ હાલત જોવાથી મને રહેમ આવી, ને તેથી મારા પાંદ આપ્યા, તે છતા પણ અગર આ કામમાં મારી ખતા ગણતો હોતો મને માફ કર હું તોબા કરૂંછું.

આ મુજબ કેહવાથી પરવરદીગારે આલમના દરબારમાંથી આવાજ આવી કે અએ ઝાડ તેં અમારી બુઝરગી અને ઇજ્જત કરેલી તે પરથી આ કામ કર્યું તેથી તારી ખતા માફ કરી આપી, એટલુંજ નહીં પણ તારા મેવાને શીરીન (મીઠો) કર્યો; ને આગ તારા પર હરામ કરી;

પછી હઝરત આદમને સાપ ઉપર અને હવ્વાને મોર ઉપર બેસારીને બેહીસ્તમાંથી કાઢી મુક્યા. (ખુદાની મસલેહત હતી કે આદમને બેહીસ્તની અંદરથી જમીન પર મોકલે, અગર એવો બનાવ ન બનતે તો પોતે હુકમ કરતે કે દુનીઆમાં મારા તરફથી જઇને રહો કે ખલકત વસાવવીછે વીગેરે.) આદમ અઁ૦ સરાંદીપના પહાડપર જે હીંદુસ્તાનની અતરાફ છે ત્યાં ઉતર્યા, હવ્વા અઁ૦ હીજાજના મુલકમાં યમનની પાસે ઉતર્યા, આદમ અને હવ્વાની વચમાં ૫૧૦૦ એકાવનસો માઇલનું છેટું હતું, આદમ અઁ૦ ત્યાં ઉતરીને બેહીસ્ત અને હવ્વાની જુદાઇમાં રોવા લાગ્યા, એટલે સુધી કે ચાળીસ વરસ સુધી રોયા; ને એ મુદ્દતની દરમીયાનમાં ખાવાનું પીવાનું દુઃખ અને મુસીબતના સબબથી તમામ શરીર ગળી ગયું; હઝરત આદમનો એ હાલ જોવાથી ને પોતાપર ખુદાનો ખૌફ ગાલેબ થવાથી જમીન અને આસમાનના ફીરીસ્તા ધબરાવા લાગ્યા. ને અરશો કુરસી જમીન અને આસમાનના ફીરીસ્તા માથા ઉઘાડા કરીને પરવરદીગારની દરગાહમાં આજેઝી કરવા લાગ્યા, ને કેહતા હતા કે પરવરદીગારા તુ રહીમ અને કરીમ છો તું તવબાને કબુલ કરનાર છો અમો નથી જાણતા ને તું જાણે છે, ને અમારી શક્તિ નથી કે આદમની શફાઅત કરીએ, તોપણ તેને તેં નકામા પેદા કરેલ નથી, માટે અમારા આ બેઅદબી ભરેલા કેહવા પર રહેમની નજર ફરમાવી તેઓને ઇજ્જત આપ,

આ મુજબના ફીરીસ્તાઓના કલામ સાંભળીને પરવરદીગારે આલમની રહેમતના દરયાને જોશ આવ્યો, ને જીબરઇલને ફરમાવ્યું કે અએ જીબરઇલ આદમને સંભાળો, તેજ વખતે જીબરઇલ જમીન ઉપર નાઝીલ થયા ને સરાંદીપના પહાડ ઉપર જઇને આદમને જોયા કે કમજોર થઇ ગીએલા પડ્યા છે, ન ચાલવાની શક્તિ છે તેમ ન આંખમાં નુર છે ગોસ્ત ગળીને હાડકા રહી ગયા છે, બહુજ રોવાના સબબથી આંખોમાં જખમ થઇ ગીએલ, નજીક જઇને જીબરઇલે પુછયું કે એ આદમ કેવો હાલ છે? હઝરતે જીબરઇલને ઓળખ્યા પણ શરમના સબબથી જવાબ આપ્યો નહીં; વળી જીબરઇલે મેહેરબાની અને નરમાસથી કહ્યું કે અએ આદમ જન્નતની અંદર જે નામ મુબારક સીખેલા તે યાદ છે?

જવાબ આપ્યો કે અએ જીબરઈલ આ વખતે મારા ધ્યાનમાં કાંઈ નથી; તે વખતે જીબરઈલે ફરીને પંજતને પાક અ૦ ના નામ બતાવ્યા, તે વખતે આદમે દોઆ કરી કે અએ પરવરદીગારા બેહુરમતે "મોહમ્મદ" "અલી" "ફાતેમા" "હસન" હુસએન" આ બંદએ ગુનેહગારને બખશી આપ, એમ કહીને એટલું રાયા કે બેહોશ થઈ ગયા;

હજુ એ કલામ પુરા થયા ન હતા કે એકદમ ખુદાએ જીબરઈલને ખીતાબ કર્યો કે આદમને કહો કે તમારાથી જે બેહતર કામ તરક થીએલુ તે માફ કર્યું ને બખશી આપ્યું તે વખતે જીબરઈલે આદમ અ૦ ને ખુશખબરી આપી કે એ પંજતને પાક અ૦ ના નામની બરકતથી ખુદાવંદે કરીમે આપથી બહેતર કામ તરક થીએલાને બખશી આપ્યું.

જ્યારે એ ખુશખબરી આદમે સાંભળીતો સીજદામાં ગયા, ને શીજદામાં ઘણી વાર લગાડી જ્યારે સીજદાથી માથું ઉપાડયું તો ચેહરો નુરાની થઈ ગયો હતો ને તમામ તરાહથી તનદુરસ્ત થઇ ગયા, વળી બીજો સીજદો કર્યો- ને માથુ ઊપાડયું, તે વખતે ચારે તરફ અજવાળું જોયું તેથી જીબરઇલને પુછ્યું કે આ મુજબ અજવાળું તો પેહલે ન હતુ ? જીબરઇલે જવાબ આપ્યો કે તમારાથી બેહતર કામ તરક થીએલું તેના સબબથી દુનીઆમાં અંધારૂં થઇ ગયું હતું, ને તમોએ તેથી તવબા કરી તો અજવાળું થયું, ને આદમે બે સીજદા કર્યા તેથી બે રકાત નમાઝ પડવાનો હુકમ થયો, ને ત્યાંથી આદમને અરફાતમાં લઈ ગયા ને હવ્વાને ત્યાં મેળાવી આપ્યા, તેથી તે જગોનું નામ અરફાત થયું.

"નાજી" કહે છે કે હઝરત આદમે જે મના કરેલું ફળ એટલે એક રીવાયત મુજબ તે ઘઉં ખાધાતો તે મનાઈ હરામ તરીકે ન હતી પણ બેહતર તરીકે હતી, ને બેહતર કામ તરક કરવાથી કાંઇ ગુનેહગાર થતા નથી, તો જાણવું કે હઝરત આદમ અ૦ થી તે આખર સુધી તમામ પયગમબરો ગુનાહથી પાક પાકીઝા છે, તેઓથી જાણીને અથવા ભુલથી ગુનાહ થીએલ નથી અને મોહટા દરજાવાળા માણસોથી બેહતર કામ તરક થાય તેને તેઓ ગુનાહની જેમ ગણુતા, ને ખુદા પણ તે કામની સજા તેઓના દરજા મુજબ કરતો કે એવા કામ પણ તેઓથી થવા ન જોઇએ, દુનીઆમાં જુવો કે હલકી કોમ ના માણસો આપસમાં હસતા હસતા ખરાબ ગાળો એક બીજાને આપે તો તેઓએ ખરાબ કામ કર્યું નહી કહે, પણ કોઇ ભલા માણસો મોટા હુદ્દાવાળા અગર જરા ખરાબ સુખન જબાનથી કાઢે તો કેહશે કે આણે બહુજ ખરાબ કામ કર્યું વીગેરે.

## ફસલ બીજી જનાબે ફાતેમાહ અ૦ ની શાદીનું બયાન,



હઝરત ઇમામ મોહમ્મદ બાકેર અ૦ થી મનકુલ છે કે જે વખતે જનાબે ફાતેમાહ અ૦ ની, નવ વરસની, ઉમર થઈ, તે વખતે ખુદાના હુકમથી, જીબરઇલ અ૦ જનાબે રસુલે ખુદા, સ૦ ની પાસે આવ્યા, અને કહ્યું કે અએ રસુલે ખુદા હકતઆલા તમને સલામની બાદ હુકમ કરેછે કે અએ મારા હબીબ (દોસ્ત) તમારી દુખતરે (દીકરી) નેક અખતર, જનાબે ફાતમા અ૦ ની શાદી કરી આપ અને એક નુરને બીજા નુર સાથે મેળ-

વી આપ. પછી આપસમાં, કેટલીએક વાતો કરીને જીબ્રઈલ ચાલ્યા ગયા પછી બીજે દીવસે સત્તારના જનાબે રસુલે ખુદાએ સુબહની નમાઝ બાદ મસજીદમાં, અસહાબો તરફ મોહું કરીને ફરમાવ્યું, કે મને ખુદાવંદે કરીમનો હુકમ થયો છે, કે ફાતેમાહ અ૦ ની શાદી કરી આપુ, **અબ્દુલ્લાહ** બીન અબ્બાસે પુછ્યું, યા હઝરત તમો ફાતેમાહને અસહાબને આપશો યા બાદશાહને આપશો યા અમીરને ?

હઝરતે જવાબ આપ્યો કે ન બાદશાહને, તેમ ન અમીરને, ન અસહાબને, કોઇને નહીં આપુ, પણ જેના માટે ખુદાવંદે કરીમ, હુકમ કરશે તેને આપીશ. જે વખતે અસહાબોએ આ મુજબ સાંભળ્યું તો સરવેના દીલ લલચાયા; પછી રાતને વખતે અબુબકરે પોતાને માટે પેગામ મોકલ્યો; અને સવારે ઉમરે એક શખશને મોકલ્યો, થોડીવાર પછી, ખાલીદે કોઈ શખશને મોકલ્યો. તેની બાદ બસીર અનસારીએ પોતા માટે કેહરાવ્યું. હાંસકલામ, એટલા અસહાબોએ માગા મોકલ્યા કે એક અઠવાડીયામાં, એક હજાર સાતસો, માણસોની સંખ્યા થઈ, અને જનાબે રસુલે ખુદાએ તમામને એજ જવાબ આપ્યો કે ફાતેમાહ અ૦ ની સગાઈ વાસ્તે બીલકુલ મારો ઈખ્તીયાર નથી, પણ ખુદાવંદે કરીમ, મુખત્યાર છે. જેના સાથે હુકમ કરશે તેની સાથે શાદી કરી આપીશ, પછી અબદુરરહમાન બીન ઔફ કે તે અસહાબોની અંદર મોહટો અને માલ દોલતવાળો હતો, જેમકે તેના હાલમાં લખ્યુંછે, કે એક હજાર માણસો તો ફકત બાર ગામની ઉઘરાણી ઉપર રેહતા હતા, અને એકહજાર "ગુલામ" પોતાની ખીદમતમાં રાખતો હતો, અને ત્રણસો વેપારી તેના તરફથી તીજારત કરતા હતા; અને "મદીના", "તાએફ" અને "શામ", વીગેરે ગામોમાં તેની ત્રણસોને પચાસ દુકાનો હતી, અને હરએક દુકાન ઉપર તેના ગુમાસ્તા અને માણસો રેહતા હતા.

આખર મતલબ મજકુર અબદુરરહમાને પણ પોતા માટે જનાબે રસુલે ખુદા સ૦ પાંસે માગુ લઇને એક માણસને મોકલ્યો, તે શખશે હઝરત પાંસે આવીને જનાબે ફાતેમા અ૦ ની માગણી કરી, તે સાંભળીને જનાબે રસુલે ખુદા સ૦ ચુપ થઈ ગયા અને કાંઈ પણ જવાબ આપ્યો નહીં તેથી તે શખશ ચાલ્યો ગયો, અને અબદુરરહમાનને હકીકત બયાન કરી તેથી અબદુરરહેમાન સમજ્યો કે હઝરત ચુપ રહ્યા તેથી માલુમ પડે છે કે મારી સાથે શાદી કરી આપવા રાજી છે,

આ વીચાર કરીને જનાબે રસુલે ખુદાની ખીદમતમાં, પેગામ મોકલ્યો કે જેટલો માલ, ઘોડા, ઊંટ, ગાયો, અને બકરાં, મારી પાસે છે, તે તમામ તમારી દુખતરે નેક અખતરની "મેહરમા" આપુછું; અને એટલો માલ અને અસબાબ તમારી ખીદમતમાં મોકલીશ, કે જેની ગણત્રી મુશકીલ થઈ પડશે. આ સાંભળીને હઝરત ગુસ્સે થયા. ને અબદુરરહમાનને બોલાવીને જમીન ઉપરથી એક મુઠી કાંકરા લઇને તેના ખોળામાં નાખ્યા, "રાવી" કહે છે, કે તે કાંકરા જ્યાં સુધી જનાબે રસુલે ખુદાના હાથમાં હતા ત્યાં સુધી ખુદાની "તસબીહ" પડતા હતા, અને જે વખતે અબદુરરહમાનના ખોળામાં ગયા, તો ઊંચી કીંમતના મોતી થઈ ગયા; પછી આપે ફરમાવ્યુ કે આ લઇજા; કે તારી દોલતમાં વધારો

થશે, અને અએ અબદુરરહમાન મેં કેટલી વખત કહ્યું કે આ કામ ખુદાના હાથમાં છે, મને તેમાં કાંઇપણ દખલ નથી.

અને તેણે જીબરઈલ અ૦ સાથે કહેવરાવ્યું છે, કે નુરને નુરની સાથે મેળવી આપ, તો એક નુર તો ફાતેમાહ અ૦ છે, અને જેની સાથે શાદી કરી આપુ, તે એવો આલીશાન હોવો જોઇએ કે, જેને ખુદાએ નુર ફરમાવ્યું છે, તો માલ, જવાહેર, અને મોતીથી કાંઈ નુરપણું મળતું નથી એટલે જેની પાસે નાણું હોય, તે કાંઈ નુરમાં ગણાતો નથી, કસમ છે ખુદાવદે કરીમની, કે અગર કોઈ શખશ, હવે પછી આ બાબતમાં, મને કાંઈ પણ કેહશે તો, હું ખુદા પાસે તેની શિકાયત કરીશ, પછી તેજ રાત્રે જીબરઇલ અ૦ નાજીલ થયા, અને કહ્યું. કે, યા રસુલે ખુદા સ૦ ખુદાવદે કરીમે તમોને સલામ બાદ હુકમ કર્યો છે, કે જુમાની રાત્રે "ઝોહરા" નામનો સીતારો જે શખશના ઘર ઉપર ઉતરે, તેની સાથે જનાબે ફાતેહમાહ અ૦ ની શાદી કરી આપો, કેમકે મેં પણ ફાતેમાહ અ૦ ને તેજ શખશને આપી છે, બીજે દીવસે જનાબે રસુલે ખુદા સ૦ મીમબર પર ગયા, અને ફરમાવ્યું કે "અઇયોહન્નાસ." (અએ લોકો) તમોને ફાતેમા અ૦ ની ખાહીશ હતી, તો મને ખુદા તરફથી "વહી" નાજીલ થઇછે, કે જુમાની રાત્રે જે શખશના ઘરના કોઠા ઉપર સીતારો ઉતરશે તે શખશને હું ફાતેમાહ અ૦ ને આપી ચુકયો છું, ને મારી તરફથી તેમના "નીકાહ" થઇ ગયા છે, તો તમો પણ તેની સાથે નીકાહ કરી આપો, તે વખતે એક શખશે પુછયુ કે યા હઝરત, તે શખશ તમારા અસહાબમાંથી છે કે બીજો ? હઝરતે જવાબ આપ્યો કે, અસહાબમાંથી છે, આ સાંભળીને વળી તમામ અસહાબોને લાલચ લાગી અને જુમાની રાત્રે અસહાબોએ પોતાના ઘરોને સણુગાર્યા, ને ઉદ, અંમબર, અને કસ્તુરી, ની ખુશબો કરી, અને કાફુરીની બતીયો, દીવા અને મશાલોની રોશની કરી, અને તરેહના પરદા અને બીછાના બીછાવી તઈયાર થઇને બેઠા, જનાબે રસુલે ખુદા પણ નીમાઝની બાદ, પોતાના સેહનમા આવ્યા, અને આસમાન તરફ સીતારાની રાહ જોતા હતા, અને તમામ લોકો પણ ઘરના કોઠાપર ચડીને જોતા હતા, પછી જનાબે રસુલે ખુદા સ૦ ઘરના કોઠાપર ગયા, અને આસમાન ઉપરથી સીતારો કેવી રીતે અને કોના ઘરપર ઉતરે છે, તે જોવા સારૂ જનાબે ફાતેમાહ અ૦ પણ જનાબે રસુલે ખુદા સ૦ ની પછવાડે ગયા, પછી અડધી રાત થઈ ત્યારે "ઝોહરા" નામનો સીતારો, આસમાનથી નીચે ઉતરવા લાગ્યો, અને તેને જોઇને ફાતમા અ૦ "અલ્લાહો અકબર" કહેવા લાગ્યા, જે વખતે ચોતરીશ વખત, કહી રહ્યા, ત્યારે તે સીતારો નીચે ઉતરી રહયો, અને તમામ કોઠા ઉપર, ફરવા લાગ્યો ને જે વખતે હઝરત "અલી" અ૦ ના, કોઠા ઉપર પોહોંચ્યો, તો ત્યાં ઉતરી પડયો ને કોઠા પરથી સેહનમાં જઇને, હઝરત અલી અ૦ ને સલામ કરી અને મુબારક બાદી આપી. જે વખતે જનાબે ફાતેમાહ અ૦ જોયું કે સીતારો હઝરત અલી અ૦ ના ઘર ઉપર ઉતર્યો તો કહેવા લાગ્યા કે શુકર છે પાક પરવરદીગારનો કે, હું પોતાના ખાનદાનમાંથી, પરાયા લોકના ઘરમાં નહીં ગઈ, અને તેના શુકરમા "અલહંમદોલીલ્લાહ" કેહવા લાગ્યાં અને જે વખતે, તેતરીસ, વખત, કહી રહયા ત્યારે, તે સીતારો, પાછો આસમાન તરફ જવા લાગ્યો અને તે સીતારાની એટલી રોશની હતી, કે અંધારી રાત

દીવસ જેવી લાગતી હતી, પછી તે સીતારાથી એક અજબ તરાહનો અવાજ થયો, અને જે રસ્તેથી આવ્યો હતો, તે રસ્તે ચાલતો થયો, અને તે સીતારાને અને તેની રોશનીને જોઇને જનાબે, ફાતેમાહ અ૦ અજબ થયા. અને "સુબાહાનલ્લાહ", કેહવા લાગ્યા, અને તેતરીસ વખત કહી રહ્યા ત્યાં તે સીતારો આસમાન ઉપર ચાલ્યો ગયો પછી સીતારાને આસમાન ઉપર જતો જોઇને, સરવે લોકોની ઉમેદ તુટી ગઈ; અને જે વખતે જુમેરાતની રાત આવી, ત્યારે જીબરઇલ અ૦ નાજીલ થયા, અને કહ્યું કે યારસુલે ખુદા, ખુદાવદે કરીમે બેહીસ્તના ખજાનદારોને હુકમ કર્યો છે, કે બેહીસ્તને શણગારે, અને "તુબા" અને "સીદરા" નામના ઝાડને હુકમ કર્યો છે કે, તરેહ તરેહના પોશાક, પોતાની અંદરથી કાઢે, અને "હુરોને" હુકમ કર્યો છે કે બેહીસ્તની અંદરથી તરેહ તરેહની, ખુશબો, અને અંતર બાહેર લાવીને ચારે તરફ ફેલાવી આપે, અને "યાસીન", "હામમીમ" અને "તાસીમ", ની સુરાહ, પડે, અને ફીરીસ્તાઓને, હુકમ કર્યો છે કે, ચોથા આસમાન ઊપર ભેગાં થાય, અને "બએતુલ માઅમુરના" ચોકમાં નુરની કુરસી તઇયાર કરી રાખે, અને તમામ ફીરીસ્તામાં "રાહીલ" નામનો "ફસીહ" (બહુજ સારા કલામ બોલનાર) એક ફીરીસ્તો છે, તેને હુકમ કર્યો છે કે, તે નુરની, કુરસી ઊપર, બેસીને "ખુતબો" પડે, અને ખુદાવંદે કરીમે ફરમાવ્યું કે અએ મલાએકા, સાક્ષી રહોકે, મેં મારી "કનીજે" ખાસ ફાતેમાહ ઝેહરાને, મારા "વલી" અને મારા હબીબના, "વસી" ને આપી છે, તે વખતે, તુબાએ પોતાની અંદરથી, જનાબે ફાતેમાહ અ૦ ના નામ ઉપરથી "નીસાર" સદકા તરીકે ઝેવરને વીખેર્યા, ને હુરોએ વીણી લીધા, ને તે નીસાર કયામત સુધી, એક બીજીઓને હદીયા તરીકે મોકલશે; અને ફખર કરશે કે આ ફાતેમાહ ઝહરા અ૦ ની શાદીનો "નીસાર" છે, અને વાદળાને હુકમ કર્યો કે, કસ્તુરીના તુમાર લાવે, ફીરસ્તોએ અરજ કરીકે, ખુદાવંદા આ તુમાર શું ચીઝ છે ? જવાબ મળ્યો કે; હઝરત અલી અ૦ ના શીઆતે માટે દોઝખની આગથી છુટકારાના પરવાના છે અને જે શખશ કે અલી અ૦ અને તેવોની ઓલાદથી જરા પણ મોહબ્બત રાખતો હશે તેને જહનમથી છુટકારાના આ પરવાના આપવામાં આવશે; મજકુર પરવાનામાં લખેલુ છે, કે, "**હાઝા બરાઅતુમ, મેનલ્લાહીલ, જબ્બાર, લેશીઅતે, અલીયીન, વફાતેમાહ, મેનન, નાર; યાને** આ પરવાના જહનમની આગથી છુટકારાના, અલ્લાહે જબ્બારના તરફથી હઝરત અલી અ૦ અને જનાબે ફાતેમાહ અ૦ ના શીઆહ માટે છે;

આ ખબર આપીને જીબરઇલ અ૦ કહ્યું કે અએ રસુલે મકબુલ સ૦ હવે તમો નુરને નુર સોંપી આપો, પછી જનાબે રસુલે ખુદા સ૦ મસજીદમાં ગયા, ને તમામ અસહાબને ભેગા કરીને એક ખુતબો ખુદાવદે કરીમની તાઅરીફમાં પડયા, અને ફરમાવ્યું કે અએ "**માહાજીર**" અને "અનસાર" ના, લોકો મને જીબરઇલ અ૦ ખબર આપી છે, કે ખુદાવંદે કરીમે આસમાન ઉપર, "**બએતુલ**" "માઅમુર" પાસે, તમામ ફીરીસ્તાઓને ભેગા કરીને, ફાતેમાહ અ૦ ના નીકાહ હઝરત અલી અ૦ ની સાથે પડયા છે અને મને હુકમ થયોછે, તેથી હું પણ બંનેના નીકાહ પડી આપું. પછી હઝરત અલી અ૦ ને હુકમ આપ્યો કે તમો પણ ખુતબો પડો, તેથી તે જનાબ પણ બહુજ ઉમદા અને

ખુબીથી ખુતબો પડયા, પછી ખુતબો પડીને ફરમાવ્યું કે " અઇયો હન્નાસ " (અએલોકો) તમો ગવાહ રહો કે હઝરત રસુલે ખુદાએ ખુદાના હુકમથી પોતાની દીકરી ફાતેમાહ અ૦ ની મારી સાથે શાદી કરી આપી, એટલું કહીને શુક્રનો સીજદો કર્યો. પછી હઝરત રસુલે ખુદા સ૦ ના ફરમાવવાથી ખુરમા અને હલવાના થાળા લાવ્યા, ને "અબદુલ્લાહ ઇબને અબ્બાસ" અને "અકીલ" ઉઠયા ને તમામ લોકોને વેંહચી આપ્યા, અને ફરમાવ્યું તમામ અસહાબ પોતાના બચ્ચાઓને માટે તબરૂક સમજીને લઇ જાઓ, કેમકે જે કોઈ ખાશે તે નેકબખત થાશે; પછી જનાબે રસુલે ખુદા સ૦ ત્યાંથી ઉઠીને જે ઠેકાણે ઓરતો હતી ત્યાં આવ્યા, અને ફરમાવ્યું કે ફાતેમાહ પાસે જાઓ, અને મુબારક બાદી આપો! અને ખુશી કરો, અને તેમની મા, " ખુદએજા કુબરા" ના કપડા પેરાવો ને કુરસી ઉપર બેસારો, અને તમો સરવે તેની અતરાફ બેસો, અને ખુદાનો ઝીકરકરોને અંતર, ખુશબો, લગાડો, અને બીછાના પાથરો એટલું કહીને બાહેર આવ્યા, પછી હઝરત અલી અ૦ ને બોલાવીને તેવોની પેશાની (કપાળ) પર બોસો આપ્યો, પછી હઝરત અલી અ૦ અરજ કરીકે, યા હઝરત હું પોતાની "ઝીરા" ( બકતર ) ને બજારમાં વેચવા લઇ ગયો હતો ત્યાં રસ્તામાં એક અરબ મળ્યો, તેણે પુછ્યું કે યા અલી તમે આ વેચો છો! મેં કહ્યું કે હા! તેણે કહ્યું શું લેશો ? મેં જવાબ આપ્યો કે પાંચસો દીરહમ, આ સાંભળી તેણે મને પાચસો દીરહમ આપ્યા, આ વાત કહીને તે દીરહમ હઝરતની સામે રાખ્યા, જનાબેરસુલે ખુદાએ કહ્યું યા અલી, તમે તે અરબને ઓળખ્યો ?

અલી અ૦ જવાબ આપ્યો કે ખુદા અને તેનો રસુલ બેહતર જાણે છે; હઝરતે ફરમાવ્યું કે તે જીબરઇલ હતા, અને તમો મારી પાશે આવવાની પહેલાં, તમે વેચેલી "ઝીરા" આપી ગયા છે, હાંસલકલામ જે કાંઈ શાદીના ખરચ માટે સામાન જુવે, તે ખરીદ કર્યો; અને અસહાબો ઘણુ નોલકા, હલીમ, બકરાં, ઊંટ, ખુરમાં, ચોખા, ઘી, વીગેરે, હઝરત પાસે લાવ્યા. પછી હઝરતે હર એક અસહાબને થોડા થોડા લોટ આપીને ફરમાવ્યું કે જુમાને દીવસે રોટલીઉં કરાવી લાવજો, અને જુમાની રાતે હઝરત અલી અને હઝરત રસુલે ખુદા સ૦ ખાવાનો તમામ સામાન તયાર કર્યો. પછી હઝરતે અલી અ૦ ને ફરમાવ્યું કે તમે તમામ મહાજીર, અને અનસાર, નજીક અને છેટેના હોય, તે સરવેને જમવા સારૂં ભેગા કરો, હઝરત અલી અ૦ અરજ કરી કે યાહઝરત હું તે સરવેને કેવી રીતે ભેગા કરી શકું ? કેમકે કેટલાંક માણસો શહેરની બાહેર ખેતી વાડીના, કામમાં લાગેલાં છે. હઝરતે ફરમાવ્યું કે તમો મસજીદના કોઠા ઉપર ચડીને મોટા આવાજથી કહો, કે રસુલે ખુદા પાસે હાજર થાઓ. પછી હઝરત અલી અ૦ મસજીદના કોઠા ઉપર ચડીને આવાજ કરી, ત્યારે ખુદાવંદે કરીમે હવાને હુકમ કરવાથી હવાએ પંદર પંદર માઇલ સુધી હઝરત અલી અ૦ ની આવાજ સરવેના કાનમાં પહોંચાડી આપી. પછી તમાંમ લોક આવીને ભેગા થયા, એટલે સુધી કે, અમીર, ગરીબ, નાનું, મોટું, કોઈ બાકી ન રહ્યું. પછી હઝરતે હુકમ કર્યો કે દસતરખાન બીછાવો, પછી હરએકને બેસારીને તમામની સામે ખાવાની ચીજો રાખી, પછી સરવે લોકોએ ખુબ પેટ ભરીને ખાઇ પોત પોતાની જગો ઉપર જઇને બેઠા. પછી જનાબે રસુલે ખુદાએ "ઉમ્મેસલેમા" ને હુકમ કર્યો કે, તમો જાઓ અને હફસા, આએશા, અને અસમાબીનતે ઉમએસ, અ-

અફરેતઇયારની ઘરવાળી અને તમામ બની હાશમની ઓરતોને, પોતાની સાથે લઇને ફાતેમાહ ઝહરાને ઘરે જાઓ, અને તેવોને સણગારીને, કપડા દાગીના અને ખુદાએજા કુબરાની પોશાક પેહરાવીને અંતર ખુશબો લગાડીને ખુશી કરતા, કરતા, હઝરત અલી અ૦ ના ઘરે પહેોંચાડી આપો; આ સાંભળીને તમામ ઓરતોએ હઝરતના હુકમ પ્રમાણે કર્યું. અને જે વખતે રાત થઈ તો રસુલે ખુદાએ "શેહબા" નામના ઘોડા ઉપર જનાબે ફાતેમાહ અ૦ ને બેસાર્યા, સલમાન ફારસી, ને હુકમ કરવાથી તેણે લગામ પકડી, અને તમામ ખુશી કરતા અને "રજઝ" (તાઅરીફની વાતો) પડતા ને ખુદાનો ઝીકર કરતાઅને દુરદ પડતા, પડતા હઝરત અલીઅ૦ ને ઘરે પહોંચ્યાં ને બની હાશમના મરદલોકો દરવાજા સુધી પહેોંચાડીને પાછા ગયા, અને બની હાશમની ઓરતો ઘરની અંદર દાખલ થયું.

મનકુલ છે કે, "જીબરઇલ" "મીકાઇલ" અને સીતેર સીતેર હજાર ફીરીસ્તાની બે લાઈન જનાબે રસુલે ખુદા સ૦ ના ઘરેથી તે જનાએ અલી અ૦ ના ઘર સુધી, હવા ઉપર ઉભા રહીને રહેમત, અને મગફેરત, અને નુર, નીસાર કરતા હતા, પછી હઝરતે જનાબે અલી અ૦ ને મસજીદમાંથી બોલાવ્યા, ને સલમાનને કહ્યું કે હઝરત અલીને કહો ઘરમાં જાય અને તમામ ઓરતોને રજા આપો કે પોત પોતાના ઘરે જાય; પણ અસમાબીન્તે ઉંમએસને રેહવા આપો, એટલા માટે કે, ખુદએજા કુબરા પોતાની વફાત વખતે કહી ગયા છે કે, મારી ફાતેમાહની શાદી કરો ત્યારે તે દીલગીરી ન થાય તે માટે એકલા ન રાખતા આ કહીને હઝરત રોવા લાગ્યા.

આખર મતલબ તમામ બીબીયો પોત પોતાને ઘરે ગઇ, અને અસમા બીનતે ઊમએસ ખુદએજા કુબરાની વસીયત પ્રમાણે સાત દીવસ સુધી ત્યાં રહ્યા; પછી ત્રણ દીવસની બાદ જનાબે રસુલે ખુદા સ૦ ફાતેમાહઝહરાને જોવા માટે ગયા. ફાતેમાહ અ૦ પોતાના બાપની સામે આવીને બેઠા, હઝરતે મુબારકબાદી આપી, તેથી જનાબે ફાતેમાએ બહુજ શરમને લીધે માથું નીચું કર્યું થોડીવાર પછી માથું ઊંચુ કરીને કહ્યું કે યા રસુલે ખુદા સ૦ જે વખતે તમે મને મોકલી તો સવારમાં ઘણી ઓરતોને મેં જોઇ, કે તેવોની ખુબસુરતીને ચેહરા અને ચાલ ચલણ દુન્યાની ઓરતોથી જુદી તરાહની હતી; અને તેવોના કપડા અને સણગાર દુન્યાની ઓરતો જેવો નહીં હતો; અને બહુજ સાફ અને ખુશબોવાળી હતી. આ સાંભળીને હઝરતે ફરમાવ્યું કે અએ મારી આંખોના નુર, તે "હુર" હતી કે તે તમને શાદીની મુબારકબાદી દેવા આવ્યું હતી. તેટલામાં એક શખશે આવીને અરજ કરી કે યા હઝરત કોરેશની ઓરતો સણગાર કરીને મુબારકબાદી દેવા આવે છે. હઝરતે ફરમાવ્યું આવવા દીયો. પછી તમામ કુરેશની ઓરતોએ આવીને મુબારકબાદી આપી તે વખતે હઝરત અલી અ૦ ઇબાદતની મેહરાબમાં બેઠા હતા. અને તેવોની સામે એક થાંભલો હતો, તે થાંભલાને આંખના ખુણાથી જોઇને આસમાન તરફ જોયું, અને હોઠ હલાવીને કાંઈ દુઆ કરી તેથી તરત બે, લીલી, ડાળો, તે થાંભલામાંથી બાહેર નીકળી, ને તેની અંદર તરાહ તરાહ જાતના મેવા લાગેલા હતા; પછી હઝરત અલી અ૦ સલમાનને ફરમાવ્યું કે જેટલા મેવા લાગેલા છે તે તોડીને આએ ઓરતોને આપો; પછી સલમાને મેવા તોડી થાળામાં ભરીને તે ઓરતોની સામે રાખ્યા, પછી ઓરતોને મેવો

આપ્યા બાદ હઝરત અલી અ૦ ફરમાવ્યું કે આ ડાળ ઉપરનો મેવો ખાસ અમારા દોસ્તોને માટે છે તો જે અમારા સાચા દોસ્ત હોય, તે આ ડાળીયું ઉપરથી મેવો તોડવા જાશે તો તેવોના હાથ ડાળીયું સુધી પહોંચશે; અને જે અમારા દુશમન હશે તેવોનો હાથ નહીં પહોંચે, અને તે મેવાથી મહરૂમ રેહશે.

પછી સાચા દોસ્તો તો ખુશી થઈ થઇને તે મેવાને તોડીને ખાતા હતા, અને દુશમન લોકોના હાથ ન પહોંચવાથી ના ઉમેદ રહીને મેવાના બદલામાં અફસોસ કરતા હતા; આ બનાવ જોઇને કેટલાક હઝરતના દોસ્ત થઈ ગયા, અને કેટલાંક પોતાના દુશમનપણામાં વધારે ઘટ થયા. ( સલવાત. )

## ફસલ ત્રીજી જનાબે ફાતેમએ ઝહરા અલયહીસ્સલામના ફઝાએલનું બયાન.

કીતાબે એહારૂલ અનવારમાં છે કે, જનાબે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે, મારી દીકરી ફાતેમા ઝહરા દુનીઆની તમામ ઓરતો જેઓ થઈ ગઈ અને થશે તે તમામની **સરદાર** છે, અને તે મારા બદનનો એક ટુકડો છે, ને મારી આંખોનું **નુર** છે, મારા દીલનો મેવો છે; ને તે ઇનસાનની સુરતમાં "હુર" છે.

જનાબે ફાતેમા અ૦ નો ઘણોજ મોહટો મરતબો છે, તેઓના કેટલાક ફઝાએલ મોઅજીઝા અને વીલાદત (જન્મ) નો બહુજ ઉમદા અહવાલ "દુરરે બેબહા" નામની કીતાબમાં લખી ચુક્યા છીએ માટે ફરીને તે તમામ અહવાલ અહીંયા લખતા નથી.

એક શખશ બયાન કરેછે કે મેં જનાબે ઇમામ જાઅફરે સાદેક અ૦ ની ખીદતમાં અરજ કરી કે યા હઝરત ફરમાવો કે જનાબે ફાતેમા અ૦ ને "**ઝહરા**" શા માટે કહેછે ? હઝરતે જવાબ આપ્યો કે ઝહરા કેહવાનું, કારણ એછે કે ખુદાવંદે કરીમે તેઓને જન્નતની અંદર એક **મહેલ** આપેલ છે, ને તે રાતા યાકુતનો છે, ને તે મહેલ એક વરસના રસ્તાને છેટે જમીનથી ઉંચો છે, ને તે હવાની અંદર અધર રાખેલ છે, કે તેને કોઈ ચીજનો ટેકો નથી, તેમ કોઈ ચીજ ઉપર ટાંગેલ નથી;

તે મહેલનાં લાખ દરવાજા છે, ને દરેક દરવાજા પર લાખ ફીરીશ્તા દરબાનછે જ્યારે જન્નતી લોક તેના પર નજર કરે છે તો તે મહેલ બહુજ નુરાની અને રોશન દેખાય છે, જેમકે જમીનના લોકોને આસમાન પર સુરજ ચમકતો નુરાની દેખાય છે તેમજ તે દેખાય છે; તો જન્નતના તમામ રહેવાવાળા તે જોઇને કહે છે " **હાઝેહીઝ ઝહરાઅ** " આ ઝહેરા એટલે ચમકવાવાળુ મકાન જનાબે ફાતેમા અ૦ માટે છે તો તે સબબથી જનાબે ફાતેમા અ૦ ને ઝહરા કહે છે;

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે કયામતના દીવસે મારી દીકરી ફાતેમા જન્નતી

ઉટણી પર બેસસે; ને ઉટણીનું મોહુ જન્નતી હીરાથી સણુગારેલ હશે અને સાચા ઉંચા ચમકતા મોતીની તેની મેહાર હશે ને તેણીના પગ લીલા ઝમરદના હશે, ને દુમ ખાલીસ કસ્તુરીની હશે, ને રાતા યાકુતની આંખો હશે, ને તેના પર નુરની બહુજ નાઝુક અમ્મારી હશે કે અંદરથી બાહેરનો ભાગ અને બાહેરથી અંદરનો ભાગ દેખાતો હશે. ને તેની અંદર ખુંદાની બખશીશો ભરી હશે. ને બાહેરથી તે અમ્મારીને રહેમતે ખુંદાએ ઘેરી લીધી હશે. ને ફાતેમાના માથા પર નુરનું તાજ હશે, ને તે તાજને સીતેર ખુણા હશે, ને દરેક ખુણે મોતી અને યાકુતથી જડેલ હશે કે તેથી સીતારાની જેમ ચમકશે.

જમણી બાજુ સીત્તેર હજાર અને ડાબી બાજુ પણ સીત્તેર હજાર ફીરીશ્તા હશે; પછી તે ઊંટણીની મેહાર જીબરઈલ પોતાના હાથમાં લેશે, ને પોકાર કરીને કેહશે કે અએ મહેશરના લોકો પોતાની આંખો બંધ કરી લીઓ ને માથા નીચે કરો કે અહીંયાથી જનાબે ફાતેમએ ઝહરા હેઝરત મોહમ્મદ મુસતફા સ૦ ની દીકરી રવાના થઈ જાય.

આ હુકમ સાંભળીને તમામ પયગંમબરો, સીદીકો, અને શહીદો પોતાની આંખો બંધ કરી માથા નીચા કરી લેશે; ને કોઈ માણુસ પોતાનું માથું ઉંચું નહીં કરે તેમજ આંખ પણ નહીં ઊઘાડે એટલે સુધી કે જનાબે ફાતેમા અઁ૦ ત્યાંથી નીકળી જાશે.

મનકુલ છે કે એક વખત જીબરઈલ અ૦ જનાબે ફાતેમા અ૦ ના ઘર પાસેથી નીકળ્યા તો જોયું કે જનાબે ફાતેમા સુઈ ગયા છે; ને ઝુલાની અંદર ઈમામ હુસએન અઁ૦ રોવે છે, તે વખતે જીબરઈલ ઇમામ હુસએન અ૦ના ઝુલા પાસ જઇને બેસી ગયા, ઝુલો ઝુલાવવા લાગ્યા, ત્યાં જનાબે ફાતેમા અ૦ની આંખ ઉઘડી ગઈ, તો જોયું કે કોઈ ઝુલો ઝુલાવે છે; પણ ઝુલો નાખનાર દેખાતું નથી, તેથી અજબ થયા;

એ હકીકત હઝરત રસુલે ખુદા સ૦ પાસે બયાન કરી, આ સાંભળીને હઝરતે જવાબ આપ્યો કે, અએ પારએ જીગર મારી ફાતેમાહ, અલ્લાહ તઆલાએ આલે મોહમ્મદની ખીદમત માટે ઘણા ફીરીસ્તા મુકરરર કરેલ છે, આ વખતે જેણે મારા હુસએનને ઝુલો નાખ્યો તે જીબરઈલ હતા.

એક રીવાયતમાં છે કે જ્યારે જનાબે ફાતેમા અઁ૦ ઘરના કામ કાજના સબબથી થાકીને સુઇ જતા ને ઇમામ હુસએન અઁ૦ રોતા હતા તો જીબરઈલ અને મીકાઇલ બને આવતા જીબરઈલ ઝુલો નાખતા ને મીકાઈલ હાલડા ગાતા હતા; ને તે એવી રીતે કહેતા કે,

"ઇન્નફીલ જન્નતે નહેરન મીન લબનીન"
"લે અલીય્યીન વલે ઝહરા વ હુસયનીન વ હસનીન"

એટલે જન્નતની અંદર એક નહર દુધની છે, તે અલી, ફાતેમા, હસન, હુસએન અઁ૦ માટે જારી છે, રાવી કહે છે કે આ શેઅર સાંભળીને હઝરત ઇમામ હુસએન ચુપ રેહતા ન હતા, ને એમજ રોયા કરતા હતા, ગોયા કે આ ખુશ ખબરીથી કાંઈ રાજી થતા ન હતા, તો પછી મીકાઇલ તેની પછી આ નીચેના બીજા શેઅર કેહતા હતા;

"ઇન્ના સનકાના મોહીબ્બન લહુમ"
"હબ્બલ જન્નતા મીન ગયરે બેહનીન"

એટલે બતહકીક કે જે કોઇ એ બુઝરગવારોને દોસ્ત રાખશે, તે હીસાબ આપ્યા વગર જન્નતમાં દાખીલ થશે, આ સાંભળીને ઇમામ હુસએન અં૰ મુસકરાઇને ખુંશ થતા હતા. એથી મતલબ એ કે પોતાના નાનાની ઉમ્મતના લોકો જેઓ અહલેબએતને દોસ્ત રાખે તેઓની ખુંશખબરી સાંભળીને રાજી થતા હતા.

જનાબે ફાતેમા અં૰ ની એવી આદત હતી કે હેઝરત અલી અં૰ પાસે કોઇ ચીજ માગતા નહતા ને હર હાલમાં ખુશી રેહતા હતા જેમકે.

મનકુલ છે કે એક દીવસ હઝરત અમીરૂલ મોઅમેનીન અ૰ બાહેરથી ઘરમાં ગયા, તો જોયું કે શફીએરોઝેજઝા જનાબે ફાતેમાઝહરા, બહુજ સખત તાવ આવવાના સબબથી ગશમાં પડેલા છે. તેથી તેઓ પાસે બેસીને તેઓનું સર મુબારક પોતાના ખોળામાં મુકયું. થોડીવાર પછી જનાબે ફાતેમાહ અ૰ ને હોશ આવ્યો; ને આંખો ઉઘાડી. તે વખતે જનાબે ફાતેમાહ અ૰ ને હઝરત અલીએ ફરમાવ્યું કે અએ હસનએનની મા, આ વખતે તમારે કાંઇ ચીજ ખાવાનું મન છે?! જનાબે ફાતેમાહ અ૰ મન હતું તો પણ કાંઇ બોલ્યા નહીં ને ચુપ રહ્યા. (તે ચુપ રહેવાનું કારણ એ હતું કે હઝરત રસુલે ખુદા સ૰ ભલામણ કરી હતી કે અએ ફાતેમાહ કોઈ ચીજ અલી પાસે માગશો નહીં. કેમકે અગર તે ચીજ અલીથી નહીં લવાય. તો તેઓને શરમીંદગી થાશે.)

પછી વળી બીજી વખત હઝરત અલીએ પુછયું, તો તે વખતે પણ કાંઇ જવાબ આપ્યો નહીં.

**વળી ત્રીજી** વખતે પુછયું; ને ઘણીજ તાણ કરી. તો તે વખતે જનાબે ફાતેમાહ અ૰ અરજ કરી કે "યા અબલહસન" (હસનના બાપ) અગરજો મળી શકે તો આ વખતે **અનાર** ખાવાનું મન છે.

**આ** સાંભળીને હઝરત અલી અ૰ ઘરમાંથી બાહેર નીકળ્યા, ને અસહાબોને કહ્યું કે આ વખતે મને અનારની ખાહીસ છે. તે વખતે અનારની મોસમ ન હોવાથી તમામ ચુપ થઈ ગયા. પણ એક શખશે અરજ કરી કે યા હઝરત, શમઉન યહુદી તાએફથી થોડા અનાર (દાળમ) લાવ્યો હતો તો વખતે તેની પાસે હોયતો હોય.

આ સાંભળીને હઝરત અલી અ૰ શમઊનને ઘરે ગયા; ને દકકુલબાબ કર્યો એટલે બારણું ખડખડાવ્યું તેથી શમઉન બાહેર આવ્યો હઝરતે ફરમાવ્યું કે અએ શમઉન મેં સાંભળીયું છે કે તારી પાસે અનાર છે; તો મને વેચાતી આપ.

તેણે કહ્યું કે યા હઝરત ઘણા દીવસ થયાં હું તાએફથી અનાર લાવ્યો હતો, પણ તે તમામ ખલાસ થઈ ગયા છે. ને એક પણ બાકી નથી.

**હઝરતે** ફરમાવ્યું કે તારી ઓરત પાસે જા કે તેની પાસે એક અનાર છે.

રાવી કહેછે કે મજકુર વાતો, પરદાની પાછળ શમઉનની ઓરત સાંભળતી હતી તેથી તેણે પોતાના શવહરને કહ્યું કે હા હઝરત સાચુ કહેછે. મેં તારાથી છાનું એક અનાર રાખ્યું છે ને તે હજી છે.

શમઉન ઘરમાં ગયો ને તે અનાર લાવ્યો હઝરતે તેની કીમતના ચાર દીરહમ આ-પ્યા ને તે અનાર લઇને ઘર તરફ ચાલ્યા,

થોડે છેટે ગયા હતા ત્યાં એક ખરાબામાં કોઈ બીમાર જેવો આવાજ આવ્યો, તે આવાજ સાંભળીને હઝરત બેકરાર થઈ ગયા, તેથી ત્યાં ગયા, તો જોયું કે એક આંધળો બીમાર પડેલો છે. ને સીરાને તકયાને બદલે ઇંટો રાખેલી છે આ મુજબનો તેનો હાલ જો-ઇને તેની પાસે બેસી ગયા. ને તેનું માથુ ઊપાડીને પોતાના ખોળામાં મુકયું. ને ઘણીજ મેહરબાનીથી અહવાલ પુછયો, કે અએ શખશ આ વખતે તને કાંઈ તઆંમ ( અનાજ ) ખાવું છે ?

તેણે અવી મેહરબાની જોઈ તેથી બોલ્યો કે હું ભુખ્યોછું ને અનારની ખાહીશ રાખુંછું.

આ સાંભળીને તેજ વખતે હઝરતે ખીસામાંથી અનાર કાઢીને તેના બે કટકા કરીને અરધું તેને આપ્યું. ને ફરમાવ્યું કે અએ શખશ આ અનાર હું ફાતેમાહ માટે વેચાતું લાવ્યોછું. પણ હવે અરધું તું ખા ! ને અરધું ફાતેમાહને આપીશ. તે શખશ તે અ-રધુ અનાર ખાઇને બોલ્યો કે યા હઝરત મારૂં પેટ ભરાણું નહીં, માટે બીજું અરધું છે તે પણ મને આપો ! ખુદા તમને જઝાએખએર આપશે.

મોઅમેનીન હઝરતની રહેમદીલી જુઓ કે તે અરધું અનાર પણ તેને આપી દીધું.

પછી પોતે ખાલી હાથે ઘરે પાછા ચાલ્યા; મજકુર વખતે શરમાતા શરમાતા ધીમે ધીમે ચાલતા હતા ને દીલમાં કેહતા હતા કે ફાતેમાહ અનાર માગશે તો શું જવાબ આ-પીશ. હવે જુઓ જનાબે ફાતેમાહ અ૦ ની ફઝીલત, હ કેઝરત અલી હળું હળું દરવાજા સુધીતો ગયા; પણ શરમના સબબથી અંદર જઇ શકયા નહીં. ને દરવાજાની તડથી જોયું, તો માઅલુમ થયું કે જનાબે ફાતેમાહ અ૦ ની પાસે અનારનો થાળ પડેલો છે, ને તે-માંથી ખાયછે.

આ જોઇને હઝરત અંદર ગયા ને પુછયું કે આ આ અનાર કોણ લાવ્યું ?

જનાબ ફાતેમાહ અ૦ ફરમાવ્યું કે એક શખશ દરવાજા પર આવ્યો ને બોલ્યો કે આ અનાર હઝરત અલીએ, ફાતેમાહ અ૦ માટે મોકલ્યા છે. (સલવાત)

## ફસલ ચોથી જનાબે ફાતેમાહ અ૦ ના મરતબાનું બયાન.



જનાબે ફાતેમા અ૦ ની બુઝુરગી અને મરતબા વીશે મનકુલ છે કે જ્યારે હઝરત અલી અ૦ મસજીદે નબવીથી ઘરે જતા તો જનાબે ફાતેમા અ૦ હમેશા પુછતા કે યા અબલહસન મારા પદરે બુઝરગવારે વાએઝમાં શું ફરમાવ્યું ? તો એ સાંભળીને હઝરત અલી અ૦ જે સાંભળ્યું હોય તે બયાન કરતા હતા.

એક વખત હમેશના ધારા મુજબ જનાબે ફાતેમાએ પુછ્યુ, તો તે વખતે હઝરત

અલીએ કાંઇ જવાબ આપ્યો નહીં, બીજી વખત પુછ્યું તોપણ જવાબ આપ્યો નહીં, જ્યારે ત્રીજી વખત પુછ્યું તો હઝરતે જવાબ આપ્યો કે આજે હઝરતે જનાબે સોલયમાન પએગંમબરની દીકરીની શાદી અને તેને આપેલા જેહેઝ (દેજ) નો હાલ બયાન કર્યો હતો, તેની અંદર હઝરત સોલયમાને પોતાના દામાદ (જમાઇ) ને એક તાજ આપેલું તેની કીંમત બેહદ હતી કે કેટલાએક મુલકની નીપજની કીંમત હતી;

જ્યારે એ હકીકત જનાબે ફાતેમાએ સાંભળી તો શરમાઇને માથુ નીચે કરી લીધું કેમકે જનાબે ફાતેમા અં૦ ને રસુલે ખુદાએ જે જહેઝ આપેલ તે મશહુર છે.કે એક ચક્કી, એક જામો, એક ચટાઈ નમાઝ પડવા, ને ચામડું બીછાના માટે, લાકડાનો એક વાટકો, એક જોડ નાઅલએન પગમાં પેહરવા, એક દાતણુ ને એક જુની ચાદર, એ આપેલ.

રાવી કહે છે કે જનાબે ફાતેમા અં૦ ની વફાતની બાદ હઝરત અલી અં૦ સ્વપ્નામાં જોયું કે એક જન્નતી અલીશાન મકાનમાં ગયા, તેની અંદર એક તખત જવાહેર નીગાર ઉપર એક બીબી આરામ ફરમાવે છે, ને એક છોકરી જવાહેરાતનો થાળ લઇને સીરાને ઉભી છે, જ્યારે હઝરત પાસે ગયા તો તે બીબી આંખ ઉઘાડીને બેઠા થયા, ને કહ્યું કે યા અલી હું તમારા આવવાથી ઘણી ખુશ થઈ, તે વખતે હઝરતે ઓળખ્યા કે તે જનાબે ફાતેમા અં૦ છે, તેથી હઝરત ત્યાં બેસી ગયાં ને પુછ્યું કે આ છોકરી કોણ છે; કે જવાહેરાતનો થાળ લઇને ઉભી છે; તે વખતે જનાબે ફાતેમાએ ફરમાવ્યું કે આ એજ છોકરી હઝરત સોલયમાન અં૦ ની છે, કે જેણીના જેહેઝ વીશેની હકીકત મારા પદરે બુઝરગવારે બયાન કરી હતી, ખુદાવંદે કરીમે એને મારી ખીદમત માટે મુકરરર કરેલ છે કે જવાહેરાતનો થાળ લઇને મારા સીરાને ઉભી રહે જ્યારે હું ઉઠું તો તે મારા પર નીસાર કરે.

જનાબે ફાતેમા અં૦ના ઘણા મોઅંજીઝા છે, તેઓની સખાવત ગરીબ પરવરી રહેમ દીલી પણ ઘણીજ હતી.

# ફસલ પાંચમી, જનાબે ફાતેમાહ અં૦ના મોઅંજીઝાનું બયાન.



મનકુલ છે કે એક વખત હઝરત ઇમામ હસન અને ઇમામ હુસએને ત્રણ દીવસ થયા કાંઈ ખાધું ન હતું, ને ભુખના સબબથી હએરાન હતા, ને હર ઘડી પોતાની મા ફાતેમએ ઝહરા પાસે ખાવાનું માગતા હતા, પણ ઘરની અંદર ખાવાની કોઈ ચીજ ન હોવાથી જનાબે ફાતેમા દીલાસા માટે કેહતા કે બચ્ચાઓ સબર કરો કે તમારા નાના હમણે આવશે ને તમારા માટે કાંઈ ખાવાનું લાવશે.

તો એ દીલાસાથી બંને ભાઈ બાહેર જતા, વળી થોડી વાર રહીને પાછા આવીને એજ સવાલ કરતા; એટલે સુધી કે જનાબે ફાતેમા અં૦ બહુજ દીલગીર થયા, ને આંખો

માંથી આંસુ નીકળી પડયા, તે વખતે ઉઠી થોડા કાંકરા વીણીને તપેલીમાં નાખી પાણી રેડીને ચુલા પર ચઢાવીને આગ સળગાવી, કે બચ્ચાઓ એ જોઇને ખાવાનું પાકે છે એમ સમજીને સબરૂ કરે; તે જોઇને બને ભાઈ બાહેર ગયા, વળી થોડી વારમાં પાછા આવીને કહેવા લાગ્યા કે ખાવાનુ પાકી ગયું હશે માટે અમોને આપો, જનાબે ફાતેમાએ ફરમાવ્યુ કે થોડી વાર છે માટે સબર કરો. તે વખતે ઇમામ હસન અં૦ ચુલાની પાસે ગયા ને ઢાંકણી ઉઘાડીને જોયુ ને બોલ્યા કે અએ માદર જોઇએ તો પાકયું હોય ને જોઇએ તો કાચુ હોય મને આપો, જનાબે ફાતેમાહ અં૦ વાટકો લઇને ગયા ને જોયું તો માઅ઼લુમ થયું કે બહુજ ઉમદા ખુશબોદાર ખાવાનુ તૈયાર છે તેથી બંને ભાઇઓને ખાવાનુ કાઢી આપ્યું.

બંને ભાઈ ખાવા લાગ્યા ને જનાબે ફાતેમાહ તાઝુવઝુ કરીને બેરકાત નમાઝ શુકરની પડયા; ને તે પછી જ્યારે જરૂરત પડે તે વખતે જનાબે ફાતેમાહ અં૦ એ મુજબ કરતા હતા; હઝરત રસુલે ખુદા સ૦ ને ખબર પડવાથી બોલ્યા કે અલહંમદો લીલ્લાહ અએ ફાતેમાહ આગળના ઝમાનાના પયગંમબરોની ઝુરીયતમાં જે ચીજો હતી તે તમારામાં છે.

રીવાયતમાં છે કે એક દીવસ જનાબે રસુલે ખુદા સ૦ મસજીદમાં બેઠા હતા. ત્યાં એક સાએલે સવાલ કર્યો; પણ હજરતની પાસે કાંઈ ન હોવાથી બીલાલને કહ્યું કે આ સાએલને જનાબ ફાતમા અ૦ ને ઘેર લઇજા. અગર તેનાપર પણ તગી છે. તોપણ સાએલના સવાલને રદ નહી કરે. પછી જે વખતે બીલાલ તે ફકીરને લઇને ફાતમા અ૦ ને ઘરે પહોંચ્યો, ને સાએલે સવાલ કર્યો. ને તે વખતે હસન અને હુસેન અ૦ ને ત્રીજો ફાકો હતો; ને બકરાંનાં એક ચામડાં સિવાય બીજુ કાંઈ પણ ઘરમાં નહતું; ને તે ચામડા ઉપર હસન અને હુસેન ફાકાથી ગશમાં પડયા હતાં ફકીરનો અવાજ સાંભળીને ફાતેમાહ અ૦ બચ્ચાઓ પાસે આવ્યા, ને બાજુ હલાવીને કહ્યું કે અએ મારા ભુખ્યા બચ્ચાઓ એક ફકીર ફાકાથી આવ્યો છે, તે વખતે બંને ભાઇઓએ કહ્યું આ ચામડુ ફકીરને આપી દીઓ. હાંસલ કલામ તે ચામડુ ફકીરને આપ્યુ તે વખતે ફકીરે કહ્યું કે અએ રસુલે ખુદા સ૦ ની દીકરી હું ભુખ્યો છુ આ ચામડાને લઇને શું કરૂં ? પણ હવે ખબર પડી કે તમારા ઘરમાં પણ ફાકા છે, બચ્ચાઓ રોવે છે.

આ સાંભળીને ફાતમા અ૦ ફરમાવ્યુ કે મારા ઘરમાં ફાકા છે તેમાં તને શુ ? હુ જાણું ને મારો ખુદા જાણે, કે તેમાં શુ ભેદ છે, મારા ફાકાનો નતીજો એ છે, કે મારા શીઆહ અને મોઅ઼મીન તંગીમાં ન રહે. પછી ફકીરે અરજ કરી કે, મારૂં ઘર દુર છે કાંઈ વાટ ખરચી આપો તો બચ્ચાઓ પાસે જઇને તેઓની પરવરીશ કરૂં, કપડા લાવુ, ખાવાનુ દઉં, આ વાત સાંભળી તો મનકુલ છે કે ફાતમા અ૦ ના ગળામાં એક હાર હતો તે તેજ વખતે ફકીરને ઉતારીને આપી દીધો ફકીરે તે હાર લઇને આંખોથી લગાડીને હજરત રસુલે ખુદા સ૦ ની પાસે ગયો. ને ફાતેમાહ અ૦ આપેલી ચીજની વાત કરી હઝરતના અમ્માર નામના અસહાબે તે વખતે કેટલીક ચીજો તથા એકસોને વીસ દીરહમ આપીને તે હાર ફકીર પાસેથી વેચાતો લીધો. પછી ફકીર પોતાને ઘેરે ગયો અમ્મારે તે હાર એક પાકીજા કપડામાં વીંટીને પોતાના સહમનામના ગુલામને આપીને કહયું કે તુ હઝ-

રત રસુલે ખુદા સ૦ ની ખીદમતમાં જા, કે આ હાર અને તને રસુલે ખુદા સ૦ને નજર કરી (એટલે બખશી આપ્યો) સહમ ગુલામે હઝરત પાસે જઇને પોતાના આકાના કહેવા મુજબ કહ્યું હજરતે તે હાર અને ગુલામને ફાતમા અ૦ ને બખશી દીધો. જનાબે ફાતેમાએ ગુલામને કહયું કે અએ સહમ મેં તને આઝાદ કર્યો તે વખતે ગુલામ બોલ્યો કે

"બોલા ગુલામ, હંસકે, ઝહે, શાને કીબરીયા"
"અલ્લાહરે મોઅંજીઝાતે, ગુલુબંદ પુરઝીયા"
"ઊરીયાંકો, રખ્ત બખ્શા, ગદાકો ગંની કીયા"
"ભુખે કો સએર, બંદેકો આઝાદ કર દીયા"
"સમજેગા વોહ યેહ રમ્ઝ જો નુકતા, શનાસહએ"
"ફએઝ ઊસકા દુર દુર યેહ સાહેબકે પાસ હએ"

મતલબ એ કે જનાબે ફાતેમા અ૦ ના હારનો કેવો મોઅંજીઝો કે ઉઘાડાને કપડા પહેરાવ્યા, ફકીરને અમીર કર્યો, ભુખ્યાને સએર કર્યો, અને ગુલામને આઝાદ કર્યો, આ ભેદ એજ સમજે કે જે અક્કલમંદ છે; કે તેનો ફેઝ દુર દુર છે ને પોતે પોતાના માલીક પાસે છે. એટલે હારનો ફૈજ અને બરકત કેટલે ઠેકાણે પહોંચી ને હાર પાછો હતો ત્યાંજ આવ્યો.

મનકુલ છે કે એક વખત હઝરત રસુલે ખુદા સ૦ ત્રણ દીવસથી ભુખ્યા હતા તેથી જનાબે ફાતેમા અ૦ ને ઘરે આવ્યા, ત્યાં પોતાના દીલના મેવાને જોયા કે ચેહરો કરમાઈ ગયો છે, તેનું કારણ પુછયું તો જનાબે ફાતેમાએ અરજ કરી કે અએ બાબા જાન ત્રણ દીવસ થયા છે કે મેં કાંઈ ખાધુ નથી તેમ આ બંને ફરજંદ હસન અને હુસએન અ૦ પણ ભુખથી બેહાલ અને ગમગીન સુતા છે.

હઝરતે બંને ભાઇઓને જગાડીને એકને જમણી રાન પર, ને બીજાને ડાબી રાન પર બેસાર્યા. ને જનાબે ફાતેમાહ અ૦ ને પોતાની સામે બેસાર્યા; ને હઝરત અલી અ૦ પણ ત્યાં જઇને બેઠા તે વખતે હઝરતે તેઓની ભલાઈ વીશેની દોઆ કરી.

અને જનાબે ફાતેમા અ૦ ત્યાંથી ઉઠીને બીજી કોટડીમાં ગયા, ને બેરકાત નમાઝ પડીને આસમાન તરફ હાથ ઉંચા કરીને દોઆ કરી કે ઈલાહી વસઇયદી, આ તારા પયગંમબર ને આ તેના કાકાના દીકરા ભાઈ અલી ને આ તારા પયગંમબરના બંને નવાસા બેઠા છે. માટે અમારા માટે માએદો (નેઅંમતનો થાળ) નીચે મોકલ, જેવી રીતે કે બની ઈસરાઈલ માટે મોકલ્યો હતો, ને તેઓ ખાઇને કેટલાક બેઇમાન થઇ ગયા, ને અમો તેના પર ઇમાન લાવ્યા છીએ માટે અમારા માટે માએદો મોકલ.

હજુ જનાબે ફાતેમા અ૦ ની દોઆ પુરી થઈ ન હતી કે જોયું કે એક પ્યાલો નેઅંમતથી ભરેલો મીસ્ક (કસ્તુરી) કરતા સારી સુગંધ ખુંશબોવાળો આવ્યો; જનાબે ફાતેમા અ૦ તે લઇને પોતાના મહેમાન રસુલે ખુદા સ૦ ની પાસે રાખ્યો;

એ જોઇને મૌલા અલીએ પુછયું કે આ કયાંથી લાવ્યા ? જનાબે રસુલે ખુદાએ જવાબ આપ્યો કે ખાઓ અને પુછો નહીં; અએ અલી ખુદાનો શુકર કરૂં છું કે ઇમરાનની દીકરી મરયમ જેવી દીકરી ખુદાએ મને આપી. કે જ્યારે તેઓની મેહરાબમાં હઝરત ઝકરીયા.

પયગંમબર જતા ને તેઓની પાસે ખાવાનું જોતા તો પુછતા કે યા મરયમ આ ક્યાંથી આવ્યું ? તો મરયમ કેહતા કે ખુદા પાસેથી આવ્યું છે, ને તે જેને ચાહે બેહીસાબ રોજી આપે છે. તે પછી તે પ્યાલામાંથી પંજતને પાક અં૦ ખાધું.

જનાબે ફાતેમા અં૦ હીજરી સનની પહેલાં આસરે સાત વરસે તારીખ, ૨૦ મી જમાદીઉલ આખંરના જનમ્યા. ને સને ૧૧ હીજરી તારીખ ૧૪મી જમાદીઉલ અવ્વલના ફકત અઢાર વરસની ઉમ્મરમાં ગુજરી ગયા, ને મદીનએ મુનવ્વરામાં દફન થયા.



## ફસલ છઠ્ઠી જનાબે "ખોંદયજતુલ કુબરા" હંઝરત રસુલે ખુદા સ૦ ની બીબીનો અહૅવાલ.

જાણવું જોઇએ કે જનાબે ખુંદયજાનો અહૅવાલ કે તેઓની શાદી હંઝરત રસુલે ખુંદા સ૦ સાથે થઈ છે તે ઘણોજ ઉંમદા જાણવા જેવો છે, ને તે બયાન રાહેનજાતની અંદર અગીયાર ચોપાનીઆમાં થઈ પુરો લખ્યો છે. આ ઠેકાણે તેઓના થોડા ફઝાએલ લખવામાં આવે છે; હદીસમાં છે કે હંઝરત રસુલે ખુંદા સ૦ ના ફરમાન મુજબ સરવેથી પહેલે મરદોમાં હંઝરત અંલી અં૦ ચાલ્યા છે, ને ઓરતોમાં જનાબે ખુંદએજયકુબરા હંઝરતના ફરમાવવા મુજબ ઈમાન લાવેલ છે; હંઝરત રસુલે ખુંદાએ ફરમાવ્યું કે બેહીશ્તની એહતરમાં એહતર ચાર ઓરતો છે. ૧—ખુંદએજા, ૨—ફાતેમાહ, ૩—મરયમ, ૪—આસીયાહ. એક દીવસ હંઝરત રસુલે ખુંદા સ૦ ઘરમાં આવ્યા તો સાંભળ્યું કે હંઝરતની બીબીઓ માંથી એક ઓરત જનાબે ફાતેમાહ અં૦ સાથે આવાજથી વાતો કરે છે, ને કહે છે કે ઓ ખુદયજાની દીકરી તમો એમ જાણુતા હશો કે તમારી માનો મરતબો અમારા કરતા વધારે છે; પણ નાના એમ જાણતા નહીં, કેમકે તે પણ અમારા જેવી હંઝરતની બીબી છે, હંઝરત રસુલે ખુંદાને જોઇને જનાબે ફાતેમાહ અં૦ રોવા લાગ્યા, હંઝરતે પુછ્યું કે અએ ફાતેમા શામાટે રોવો છો ? જનાબે ફાતેમાએ ગુજરેલી હકીકત બયાન કરી, એ સાંભળીને હંઝરતે પોતાની બીબીને ઠપકો આપીને કહયું કે આ શું કહે છે? અરે જે ઓરત પોતાના શવહરને દોસ્ત રાખે તેને ખુદા બરકત આપે છે, ને તેણીથી ઘણા ફરજંદ થાય છે, ખુંદયજા ઉપર ખુંદા રહેંમત નાઝીલ કરે કે તેણીથી "અંબદુલ્લાહ, કાંસીમ, રોકય્યાહ, ફાતેમાહ, ઝએંનબ, અને ઉમ્મેકુલસુમ પેદા થીએલ છે ને ખુદાએ તને વાંઝણી રાખી છે કે કોઈ ફરઝંદ પેદા થીએલ નથી.

બીજી હદીસમાં છે કે જ્યારે ખુંદએજા ગુજરી ગયા તો જનાબે ફાતેમાહ અં૦ હંઝરતની અતરાફ ફરતા હતા ને કેહતા હતા કે અએ બાબા જાન મારી માં ક્યાં છે ? તે વખતે જીબરઇલ અં૦ નાઝીલ થયા ને કહ્યું કે હકતઆલાએ આપને કહ્યું છે કે ફાતેમાહને મારા તરફથી સલામ સાથે કહો કે એક મકાન બહુજ ઉંમદા જવાહેરાતથી જડેલું આસીયા અને મરયમના ઘરની વચમાં છે ત્યાં તમારી મા ખોંદયજા રહે છે. હંઝરત ઈમામ મોહંમ્મદ બાકર અં૦ થી મનકુલ છે કે જ્યારે મને જીબરઇલ મેઅંરાજ પર લઈ ગયા ને પાછા લાવ્યા તો મેં કહ્યું કે અએ જીબરઇલ તમારી કોઈ હાજત છે ? જીબરઇલે કહ્યું કે

હા. એ હાજત છે કે ખુદયજાને ખુદા તરફથી અને મારા તરફથી સલામ કેહશો જ્યારે હઝરતે ખુદયજાને જીબરઇલનો પએગામ પહોંચાડયો તો ખુદયજાએ પણ જીબરઇલને સલામ કહ્યા. એથી મતલબ એ કે ખુદયજાનો એવો મરતબો કે ખુદા અને જીબરઇલે સલામ કેહવરાવ્યા; રીવાયતમાં છે કે જ્યારે જીબરઇલ નાઝીલ થતા ને ખુદએજા હાજર ન રેહતા તો તેઓને સલામ કહેતા હતા; એક દીવસ જીબરઇલ અં૦ આવ્યા ને કહયું કે યા હઝરત થોડીવારમાં ખુદએજા અહીંયા આવશે ને આપ માટે ખાવાનું લાવશે, તો તેઓ આવે તે વખતે મારા તરફથી અને ખુદાના તરફથી સલામ કહીને ખુશખબરી આપશો કે ખુદાએ તેઓના માટે બેહીસ્તમાં એક મકાન જવાહેરનીગાર બનાવેલ છે. જેની અંદર જરાએ રંજકે દુઃખ નથી.

મનકુલ છે કે એક દીવસ હઝરત રસુલે ખુદા સ૦ પોતાની બીબીઓની પાસે બેઠા હતા, ને વાતો કરતા કરતા ત્યાં ખુદયજાની વાત નીકળી તો રોવા લાગ્યા, તે વખતે એક બીબીએ કહયું કે તમો એક બુઢી ઓરત નેબનીઅસદના કબીલામાંથી હતી તેના માટે તે શું રોવો છો ? હઝરતે ફરમાવ્યું કે ખુદએજા મારાપર એ વખતે ઈમાન લાવેલ છે કે જ્યારે તમો તમામ મને જુઠો ઠેરાવતા હતા; ને તે વખતે તમો કાફર હતા; ખુદએજાથી મારા માટે ફરજંદો પેદા થયા, ને તમો તમામ વાંઝણી છો. મજકુર ઓરત કહે છે કે જ્યારે અમો હઝરતનો પ્યાર મેળવવા ચાહતા તો હઝરતની સામે ખુદએજાના વખાણ કરતા હતા. મનકુલ છે કે જનાબે ખુદએજા હઝરત રસુલે ખુદા સ૦ ને હરહાલમાં બહુજ મદદ કરતા હતા, લોકો હઝરતથી છેટા રેહતા તો તેઓ હઝરતની દીલદારી કરતા હતા, હઝરત માટે થઇને ખુદએજાએ ઘણી તકલીફ ઉપાડી છે કે જ્યારે ખુદએજાએ હઝરતની સાથે નીકાહ કર્યા તો તમામ ઓરતોએ ખુદએજાથી જુદાઈ પકડી ને પાસે આવવું બંધ કર્યું એટલે સુધી કે જ્યારે જનાબે ફાતેમાહ અં૦ ના જન્નમનો વખ્ત થયો તો તે વખતે ખુદએજા કુબરાએ હાશેમીયાની ઓરતોને કેહવરાવ્યું કે હવે બચ્ચું પેદા થવાનો વખત નજીક છે, ને આ કામ ઓરતો સીવાય બરાબર થતું નથી માટે જરૂર છે કે તમો આ વખતમાં મારી મદદ કરો. મજકુર પએગામ જવાથી તે ઓરતોએ જવાબ મોકલ્યો કે ફકીર, મોહતાજ જે અબુતાલીબનો યતીમ છે તેની સાથે અમો ના પાડવા છતા નીકાહ કર્યા, તેથી હવે અમો તમારા ઘરમાં નહીં આવીએ,

આ જવાબ સાંભળીને ખુદએજા બહુજ ગમગીન થયા ને વીચારમાં ને ફીકરમાં પડી ગયા કે ખુદાવંદા આ વખતે મારી મદદ કોણ કરશે ? એ મુજબ કહે છે ત્યાં એકાએક ચાર ઓરતો હાશમીયાના ઓરતોના ચેહરા જેવી આવ્યું, તેઓને જોઇને ખુદએજા ડરી ગયા, તે વખતે એક ઓરતે કહયુ કે અએ ખુદએજા તમો ડરો નહીં અમો તમારી બેહનો છઈએ, હું સારા છું, આ આસીયા છે. તે હઝરત ઇસાની મા મરયમ છે ને આ હઝરત મુસા અ૦ ની બહેન કુલસુમ છે, તમારી મદદ કરવા માટે ખુદાએ અમોને મોકલેલ છે.

હાંસલ કલામ ખુદએજાએ હઝરત રસુલે ખુદા સ૦ ની ઘણી મદદ કરી છે તેઓ પાસે ઘણો માલ ગુલામ અને લોંડીઓ હતી, તે માલ દીને મોહમ્મદી ફેલાવામાં વાપર્યો છે, જ્યારે ખુદએજા ગુજરી ગયા તો ૬૫ વરસની ઉમ્મર હતી હીજરી સન શુરૂ થવાની ત્રણ વરસ પેહલે ગુજરી ગયા. હઝરત રસુલે ખુદા સ૦ પોતાના હાથથી દફન કર્યા. "નાજી" કહે છે કે તેઓનો રોઝો મક્કામાં જન્નતુલ મોઅલ્લા નામના કબરસ્તાનમાં છે, તેઓની

ઝીયારત મારા તથા સહેનજાત અને નુરે ઇમાનના ગ્રાહકોની તરફથી પડયો છુ, ખુદા કબુલ કરે ઈલાહી આમીન.



## ફસલ સાતમી જનાબે ફાતેમાહ અ૦ ની કનીઝ, હીંદુસ્તાનના બાદશાહની દીકરી ફીઝ્ઝાનું પોતાના મા બાપ પાસેથી આવવાનું બયાન.



જાણવું જોઇએ કે જનાબે ફીઝ્ઝા અગરચે બાદશાહની દીકરી હતા, તોપણ અહલે બએતની સાથે રહી સખતી અને મુસીબતો સેહન કરી, તેથી ખુદાએ તેઓને એવી કરામ આપેલી કે જે દોઆ કરતા તે તરત કબુલ થતી, તેઓ જનાબે ફાતેમા અ૦ પાસે કેવી રીતે આવ્યા તેનું મરસીયાના બંદમાં ગુજરાતીમાં સાર સાથે બયાન.



### ખાસ અહેવાલુન્નીસા માટે આ બયાન આપનાર જનાબે હાફીઝઅલી જીવાભાઇ ભાવનગર મદ્રેસાના મોઅલ્લીમ.



ઝહરાકી કનીઝીમેં જો મુમતાઝથી ફીઝ્ઝા=સબ ઔરતોમેં સાહેબે એઅઝાઝથી ફીઝ્ઝા;
મખ્દુમએ કૌનએનકી દમ સાઝથી ફીઝ્ઝા=ઔર ખીલઅતે ઈસમતસે સરઅફરાઝથી ફીઝ્ઝા,
જારી થા સદા નામે બતુલ ઉસકીઝબાં પર
પરવાનાથી શમએ રૂખે ખાતુને જીનાં પર

**સાર**—જનાબે ફાતેમાએ ઝહરા અ૦ની કનીઝીમાં જનાબે ફીઝ્ઝા હતા, પણ તમામ ઓરતો કરતા વધારે મરતબો અને ઇઝ્ઝત હતી, એટલુંજ નહીં પણ હમેશા જનાબે ફાતેમા અ૦ ની ખીદમતમાં હાજર રહી તેઓને રાજી રાખતા, ને પાક દામન પરહેઝ ગાર હતા ને હર વખત જનાબે ફાતેમા અ૦ ઉપર કુરબાન રેહતા હતા.



માબાપકે ઘરસે ઉસે તકદીર જો લાઇ=ખાતુને કયામતકી કનીઝીમેં વોહ આઇ,
ઇમાન મીલા દવલતે ઇસલામ ભી પાઇ=સબએક તરફ આલે પયમબરમેં કહાઇ.
હાજત નહીં કુછ ઉસકે મરાતીબકે બયાંકી
લવંડી હુઈ ઉસકી કે જો બીબીથી જહાંકી.

**સાર**—તેઓને તકદીર માબાપના ઘરેથી ખેંચીને જનાબે ખાતુને કયામત ફાતેમા અ૦ ની ખીદમતમાં લાવી, ને ત્યાં જવાથી ઈમાન અને ઈસલામની દૌલત નસીબ થઈ એટલુંજ નહીં પણ આલે પયગમબરની અંદર મરતબો ગણાણો, ને તેઓના મરતબો બયાન કરવાની વધારે જરૂરત નથી કેમકે એટલુંજ જાણવું બસ છે કે જે બીબી તમામ દુનીઆની અને દીનની ઓરતોની સરદાર હોય તેઓની કનીઝ કેહવાણા, હકીકતની અંદર જે

વીચાર કરીએ તો એ મરતબો ઓછો નથી બલકે બેહદ મોહટો મરતબો છે, એ શીરીંઆ એ છે કે પંજતને પાક અં૦ ની ખીદમતમાં ઘણા વરસો રહેલ છે, તેઓએ હઝરત રસુલે ખુંદા સ૦ ની દાવંત કરી છે, આકા ઇમામ હુસએન અં૦ ના ફરઝંદો માટે ખાવાની દોઆ કરી છે ને ગએબથી ખાવાનું આવેલ છે એટલુંજ નહીં પણ આખેરી વખતે જનાબે ઇમામ હુસએન અં૦ તેઓ પર સલામ કરી છે. હવે જે બાબીનો એવો મરતબો છે તો અલબત એ કહેલી બીના ખુલાસા સાથે જણાવવી જોઇએ.

---

સાબીત હએ તવારીખસે હસબો નસબ ઉસ્કા=શેહઝાદીથી ખુદ વાલીએ હીંદ ઉસ્કા પદરથા
થી સાહેબે જાહો હંશમો દવલતે દુન્યા=મવજુદથી ખીદમતકે લીયે લંવડીયા સદહા;

જીસ ચીઝકી ખાંહીશ હુઇ મવજુદ વહીંથી,
સબ કુછ થા મગર દવલતે ઇસિલામ નહીંથી*

**સાર**—તવારીખથી સાબીત છે કે જનાબે શીરીંઆ હીંદુસ્તાનના બાદશાહની દીકરી હતા, તેઓના બાપ પાસે દુન્યાનો માલ અસબાબ ઘણો હતો, નોકર ચાકર લવંડીઓ વીગરે ઘણું હતું, જે ચાહે તે મવજુદ હતુ, એ તમામ ચીજો હતી પણ જે ખાસ જરૂરી ચીજ "ઇમાન" ન હતું એટલે તે મુસલમાન નહતો.



કાફીર બા પદર હંઝરતે શીરીંઆકા સરાસર=પર ઇશ્કે મોહંમ્મદથા ભરા સીનકે અંદર,
એક રાતકો જો સોગયા વોહ સાહેબે અફસર=રોયા મેં નઝર આયા ઉસે નુરે પયમબર;

દેખાકે અંજબ આંરીઝે તાબાંકી ચમક હએ
એક નુરે ખુદા ફર્શસે લે અંર્શ તલક હએ*

**સાર**—અગરચે તે બાદશાહ કાફર હતો, તોપણ હંઝરત મોહંમ્મદ મુસ્તફા સ૦ ની મોહબ્બત તેના દીલમાં હતી, ને એક રાત્રે સ્વપ્નાની અંદર તેણે હંઝરત રસુલે ખુંદા સ૦ ને જોયા, કે બહુજ નુરાની ચેહરાવાળા છે,



એક એકસે લગા ખ્વાબ મેં વોહ પુછને સબકો=યેહ બંદએ મકબુલે ખુંદા કૌન હએ યારો.
હૈરાન હું લીલ્લાહ મુજહે જલ્દ બતાદો=વોહ કહને લગે હએ યેહી પયગંમબરે ખુંશકો

યેહ સૈયદે લવલાક હંએ નાયબ હંએ ખુંદાકે,
મુખતાર હંએ લવંહો કંલમો અરઝો સમાંકે*

**સાર**—એ વખતે સ્વપ્નાની અંદરજ એક એકને પુછયું કે આ બુઝુરગવાર કોણ છે? અએ લોકો હું હએરાનછું જલદી મને બતાવો કે કોણ છે, લોકોએ જવાબ આપ્યો કે, આ આખર જમાનાના પયગંમબર હંઝરત મોહંમ્મદ મુસતફા સ૦ છે તેઓ ખુદાના નાએબ દીન અને દુનીઆના મુખતાર છે.

---

બેદાર હુવા ખ્વાબમેં રોખાસે વોહ નાગાહ=હુની હુઈ બસ ઉલફતે પયગંમબરે ઈલાહ,
બોલા નહીં ખીદમતમેં પહોંચ સકતા હું મં એઆહ=હદયાતો ભલા ભેજું કોઈ યાંસે સુએશાહ.

હએ લાએકે તોહફા નહીં કુઝ ચીઝ યહાંકી,
એક બેટી હએ સો નઝર કરૂં શાહે ઝમાંકી*

**સાર**—જ્યારે સ્વપ્નું જોઇને ઉઠયો તો હઝરતની મોહબ્બતમાં વધારો થયો તેથી બોલ્યો કે મારાથી હઝરતની ખીદમતમાં જવાએ એમ નથી, પણ એક છોકરી છે તે હઝરતને હદીયા તરીકે મોકલું.

---

યેહ કહકે ગરઝ "**ફીઝ્ઝા**" કો પાસ અપને બુલાયા=બેટીકો બોહોત પ્યાર કીયા છાતી લગાયા,
જબ ઉસ્કુ લગા ભેજને તો રોકે સુનાયા=દીદારે નબી ખ્વાબમેં મુજહકો નજર આયા

કયા ચીઝ કરૂં નઝર રસુલે અંરબી કે,
લે તુઝકો દીયા મંએને કનીઝીમેં નબી કે*

**સાર**—પછી પોતાની દીકરીને બોલાવીને સ્વપ્નાની હકીકત બયાન કરીને કહ્યું કે એ બેટા તને તે જનાબને હદીયા તરીકે આપુ છું;

---

ફીર ઘરસે રવાના કીયા ફીઝ્ઝાકો બસદ આહ=કહને લગાયાં રાહમેં ઉસ્કા દીલે આગાહ,
હું જીસકી કનીઝીમેં ચલી અએ મેરે અલ્લાહ=રખતા હએ બોહત દવલતે દુન્યા વો શહનશાહ

કયા અહલે દવલ અએસા નહીં ઔર કોઈ હએ,
આઈ યેહ નીદા ગંએબસે વહાં ફાકાકશી હએ.

**સાર**—પછી પોતાની દીકરી ફીઝ્ઝાને રવાના કરી; રસ્તાની અંદર જનાબે ફીઝ્ઝા વીચાર કરતા હતા કે યા **અલ્લાહ** જે શખશને માટે મને મારા બાપે ભેટ તરીકે મોકલી છે, શું તે શખશ માલ અને દૌલત બહુજ રાખતો હશે? તેના સીવાય બીજુ કોઇ મોટુ નહીં હશે. આ મુજબ વીચાર કરે છે ત્યાં ગએબી આવાજ આવી કે ત્યાં તો ફાકા અને ગરીબી છે.



પહોંચી જો વોહ ખીદમતમેં રસુલે દોસરાકી=ખાતુને કયામતકો મોહંમ્મદને અંતાકી,
સુરત નઝર આઇ જો ઉસે ખએરે નીસાકી=લવંડી હુઈ બસ દીલસે બતુલે ઓઝરાકી.

ઉસ રોઝ ગઈ ઘરમેં રસુલે અંરબીકે
જબ તીસરા ફાકાથા નવાસોંપે નબીકે.

**સાર**—પછી જ્યારે હઝરતની ખીદમતમાં પહોંચ્યા તો હઝરતે જનાબે ફાતેમાહ અ૦ ને બખશી આપ્યા, જ્યારે ફીઝ્ઝાએ જનાબે ફાતેમા અ૦ નો ચેહરો મુબારક જોયો તો તેજ વખતે દીલોજાનથી તેઓની કનીઝ થયા.



બીનતે શહે લવલાકસે કહને લગા કોઇ=અએ બીબી યેહ હએ બાદશાહે હીંદકી બેટી,
ઉસ વક્ત અંજબ દર્દસે મખદુમાહ વોહ બોલી=ગએરતકી જગાહ હએ કે યેહ ક્યા કહેગી.

ઉલફતથી મેરી કુછ દીલેમાદર ન પદરમે,
ભેજા હએ યહાં ફાકા કશીંકે મુજહે ઘરમેં.

**સાર**—તે વખતે જનાબે ફાતેમા અં૦ ને કોઇએ કહ્યું કે આ ફીઝ્ઝા હીંદુસ્તાનના બાદશાહની દીકરી છે, આ સાંભળીને જનાબે ફાતેમા અં૦ શરમાઈ ગયા ને કહ્યું કે ફીઝ્ઝા પોતાના દીલમાં કેહશે કે મારા માબાપના દીલમાં મોહબ્બત નહતી તેથી મને આ ફાકાકશોને આપી.



અએ લોગો અગર અહલે દવલકી હએ યેહ જાઈ=દુખયારી હુ કબ ઇસકી મંએ નઝરમો સમાઈ,
હીસ્સેમેં હમારે તો હએ ફાકા કશી આઈ=નાદારોંકે ઘરમેં ઉસે તકદીર હએ લાઈ.

ઇસ હાલસે આગાહ તો સબ છોટે બડે હંએ,
બચ્ચે મેરે દોરોઝસે ફાકોંસે પડે હંએ.

**સાર**—એ મુજબ કહીને ફરમાવ્યું કે અએ લોકો એની નજરમાં હું ક્યાંથી આવીશ ? કે અમારી તકદીરમાં તો ફાકા અને મુસીબતો છે બે દીવસ થયા મારા બચ્ચા ભુખ્યા છે.



વાં પહના તકલ્લુફકા લીબાસ ઉસને સદા હએ=યાં સરપે મેરે એક પુરાનીસી રીદા હએ,
વાં ઉસ્કો સદા રાહતો આરામ રહા હએ=યાં આસીયા ગરદાની હએ ઔર રંજો બલા હએ.

વાં ઉસ્પે મુસીબત નહીં ફાકોંકી પડી હએ,
યાં ફાકાકશી બાંધે હુવે હાથ ખડી હએ.

**સાર**—પોતાના માબાપને ઘરે સારા સારા કપડા પેહરતી હતી, ને અંહીંયા મારી પાસે એક જુની એવી ચાદર છે, ત્યાં હમેશાં અંએશ અને આરામમાં રેહતી હતી ને અહીંયા તો દળણું દળવું પડશે.



ફીઝ્ઝાને નઝર આઇ જોકી જાનેબે અતફાલ=દેખા કે હંએ માઅસુમ પડે ભુખસે બેહાલ.
રોને લગી બેસાખતા રખ આંખોપે રૂમાલ=ફીર બોલી યેહ ઝેહરાસે કે અએ સાહેબે ઇકબાલ.

અબ ભુખસે બચ્ચુંસે તો ઉઠ્ઠા નહીં જાતા,
માઅસુમોંકા અહવાલ યેહ દેખા નહીં જાતા*

**સાર**—ત્યાં ફીઝ્ઝાએ જોયું કે જનાબે ફાતેમા અ૦ ના બચ્ચા ભુખના સબબથી બેહાલ પડેલા છે, તે જોઇ આંખોપર રૂમાલ રાખીને રોવા લાગ્યા, ને કહ્યું કે આ બચ્ચાની ભુખ મારાથી જોવાતી નથી.



કુરબાન યેહ લંવડી હુઈ આંસુ ન બહાઓ=હસરત હુઈ સબ દફઅ ગમ અબ દીલમેં ન લાઓ,
જો ઝર્દ્ મીસી ઘરમેં ધરે હંએ વોહ લેઆઓ=ઝહરાને કહા કામ હએ ક્યા અએસા બતાઓ.

મીસ ઇતના કહાં ઘરમેં ગરીબોં કે ભલા હએ,
હાં એક કટોરા સો વોહ પાનીકા ધરા હએ*

**સાર**—વળી પોતેજ કહ્યું કે રોવો નહીં હવે તમારી ભુખ ચાલી ગઈ રંજ ન ખાઓ, ને ઘરની અંદર ત્રાંબાના જે ઠામ હોય તે મને લાવી આપો, જનાબે ફાતેમાએ કહ્યું કે અરે ગરીબોના ઘરમાં ત્રાંબાના ઠામ ક્યાંથી હોય ? ફક્ત પાણી પીવાનો એક વાટકો છે.



વોહ કહને લગી ઔર કટોરાહી મુજહેદો=ફીઝ્ઝાને ગરઝ લેકે ધરા આગપે ઉસ્કો,
થી સાહેબે અકસીર ઝેબસ ફીઝ્ઝાએ ખુંશખાં=મખંદુમએ આલમસે કહા આન કે દેખો *

રખતે હુવે કુછ આગપે અરસા ન હુવાથા,
ફીર દેખા જો સબને તો કટોરા વો તીલા થા.

**સાર**—ફીઝ્ઝાએ કહ્યું કે ખૈર વાટકો તો વાટકો લાવો, પછી તે વાટકો આગ ઉપર મુકીને પોતાને કીમીયા આવડતી હતી, તે થકી તે વાટકાને સોનાનો કર્યો.



ખાતુને જહાંકો ઉસે ફીઝ્ઝા લગી દેને=કહને લગી બીકવાઓ ઉસે જલ્દ ફીસીસે,
સદકે ગઇ કુછ ફીકરે તઆમ આજતો હોલે=રોના મુજહે આતા હુએ કે ભુખે હંએ યેહ બચ્ચે*

ફાકોંકે નહીં દીનહુએ હુસએન ઔર હસન કે,
કુમલાતે હુએ યેહ ફુલ નબુવ્વતકે ચમનકે *

**સાર**—પછી કહ્યું કે ઓ બીબી આને જલદી વેચાવીને ખાવાનું મંગાવો કેમકે હસન અને હુસએન ભુખથી પડેલા મારાથી જોવાતા નથી.



ફરમાને લગીં ફાતેમા મુજહકો નહીં દરકાર=તુ દીજીયો ઇસ્કો કે જો ઇસ ઘરકે હંએ મુખતાર,
યેહ બાતેં થીં જો આએં વહાં હએદરે કરરાર=નીઝદે અસદુલ્લાહ ગઇ લેકે વોહ એકબાર.

હંસકર કહા હએદરને કે રખ છોડ ઇસે જાકર,
આએં જો મોહમ્મદ તો ઉસે દીજીયો લાકર.

**સાર**—આ સાંભળીને જનાબે ફાતેમા અ૦ ફરમાવ્યું કે મને એની દરકાર નથી. ને જે આ ઘરનું મુખતાર છે તેને તું આપજે. એ મુજબ કેહતા હતા ત્યાં મૌલા અલી આવ્યા; તેથી તેજ વખતે ફીઝ્ઝાએ તે વાટકો હઝરતને આપ્યો. એ સોનાનો વાટકો જોઇ હઝરતે હસીને ફરમાવ્યું કે હાલ રાખી મુક, ને જ્યારે હઝરત રસુલે ખુદા સ૦ આવે તે વખતે આપજે.



આએ જો વહાં ઝેબદેહે મસનદે લવલાક=ફીઝ્ઝા ગઈ લેકર તો યેહ બોલે નબીયે પાક,
નાહક યેહ બનાયા ઇસે હમ જાનતે હંએ ખાક=દો ઉંગલીયા ફીર શેહને ઉઠાઈ સુએ અફલાક

ફરમાયા કે દુન્યાકી તમન્ના હમેકબ હએ
ઇન ઉંગલીયોંમેં દેખ તુ કે ક્યા કુદરતે રબહએ.

**સાર**—ત્યાં હઝરત રસુલે ખુદા સ૦ પણ આવ્યા, તે વખતે તેઓ પાસે ફીઝ્ઝા તે વાટકો લઈ ગયા, તે જોઇને હઝરતે ફરમાવ્યું કે, ઓ ફીઝ્ઝા નાહક તે આ વાટકાને સોનાનો બનાવ્યો, અરે અમો તેને ખાક જાણીએ છીએ; એમ કહીને ફરમાવ્યું કે અમોને દુનીઆની તમન્ના નથી, ને આ મારી બે આંગળીઓની વચમાં ખુદાની કુદરત જો.



ફીઝ્ઝાને નઝરકી જો ઉધર દેખતી કયા હએ=દરહાએ ફલક વાહએ અંજબ લુત્ફે ખુદાહએ,
એક બાગ હએ સર સબઝ ન દેખા ન સુના હએ=ઉસ બાગમેં એક કસ્ર મુરસ્સાઅબ્બી બનાહએ.

તખ્તે ઉસ્પે ધરા લાઅલકા બારફઅંતોશાં હએ,
ઉસ તખ્તપે ખાતુને જહાં જલવાફુનાં હએ.

**સાર**—ફીઝ્ઝાએ જોયું કે આસમાનના દરવાજા ખુલ્લી ગયા છે, ને એક લીલો કંચન જેવો ઉમદા બગીચો છે, તે તેની અંદર એક આલીશાન મકાન છે, ને તે મકાનમાં જવાહેરાતથી જડાઉ તખત રાખેલુ છે, ને તેના પર જનાબે ફાતેમા અ૦ બેઠા છે.

---

પહને હુવે હએ નુરકી પોશાક બસદશાં=ઔર ગોતાઝના બહેરે જવાહેરમે હએ હરઆં,
હુરે હએ ખડી ગીર્દ સફે બાંધે હુવેવાં=હએ બીન્તે સોલયમાં અંકએ પુસ્ત મગસરાં,

ખીદમત હએ યેહ વાંમરયમે પાકીઝા સીયરકો,
ઝહરાપે લુટાતી હએ ખડી લાઅલો ગોહરકો.

**સાર**—ને નુરની પોશાક અને જવાહેરાતના ઝેવર પેહરેલા છે, ને હુરાઓ ખીદમત માટે સફ બાંધીને ઉભીઓ છે, ને જનાબે સોલયમાન પયગમબરની દીકરી હાથમાં પંખો લઈ હવા નાખે છે, ને જનાબે મરયમ અ૦ જનાબે ફાતેમા અ૦ ઉપરથી લાલ અને હીરા સદકો કરે છે.

---

હઝરતને કહા કુછ નઝર આયા તુજહે ઈસઆન=ઉસ્ને કહા જો દેખા વાહ મંએ કયા કહું કુરબાન,
ફીર સુએ ઝમીં ઉંગલીયાં લાએ શહે ઝીશાન=ફીઝ્ઝાસે યે ફરમાયા કે ઇધરકો તુ કર અબ ધ્યાન.

દેખા જો ઉધરકો તો કહુ કયા નઝર આયા,
અલ્લાહકી કુદરતકા તમાશા નઝર આયા.

**સાર**—પછી હઝરતે પુછયું કે આ વખત કાંઈ દેખાય છે? ફીઝ્ઝાએ કહ્યુ કે યા હઝરત હા મેં જોયું, તેની શું તાઅરીફ કરૂં? પછી હઝરતે જમીન તરફ આંગળીઓ કરીને ફરમાવ્યું કે હવે નીચે જુવો! જ્યારે નીચે જોયું તો ત્યાં પણ ખુદાની કુદરતનો તમાશો જોયો.

---

આયા હએ સમેટ જીતના દફીનાથા ઝમીંકા=કારૂનકા ખઝાનાથા મવજુદ સબ ઉસ જા,
હઝરતને કહા ફીઝ્ઝા બતા કયા યહાં દેખા=ઉસ્ને કહા કુરબાન યેહ લવંડી મેરે આકા.

હો માલીકો મુખતાર તુમ્હીં ધરમેં ખુદાકે,
લારએબ કે બાએસહો બીનાએ દો સરાકે.

**સાર**—કે જમીનનો દફીનો ભેગો થઈને આવ્યો છે, એટલે સુધી કે કારૂનનો ખજાનો પણ મવજુદ છે, પછી હઝરતે પુછયું કે ઓ ફીઝ્ઝા કહો શું જોયું?

ફીઝ્ઝાએ જવાબ આપ્યો કે યા હઝરત હું આપપર કુરબાન થઈ જાઉં બેશક તમે ખુદાની બનાવેલી ચીજોના મુખતાર છો.

---

અલ્લાહને દીહએ તુમ્હેં સબ તરહકી તાકત=અકસીરકી ઔર કીમીયાકી કયા હએ હકીકત
શાહ બોલેકે દુન્યાસે હમેશા રહી નફરત=બચ્ચે જોહએ યેહ ફાકાકશ ઉનમેં હએ વોહ તાકત

અકસીર નઝર ઉનકી હએ સદકેસે ખુદાકે,
ચાહેં તો બનદેં યેહ અભીકોહ તીલાકે.

**સાર**—યા હઝરત ખુદાએ તમોને તમામ તરાહની શક્તિ આપી છે, અકસીર અને કીમીયાની હકીકત કાંઇ નથી; પછી હઝરતે ફરમાવ્યું કે અમોને દુન્યા ગમતી નથી અમને તેથી નફરત છે, ને આ બચ્ચાઓને ભુખ સેહન કરવાની શક્તિ છે, તેઓની પાસે પણ અકસીર કોઈ ચીજ નથી, અગર તેઓ ચાહે તો પહાડોને સોનાના કરી આપે.

હમતાલેબે ફિકર્યા હએ નહીં તાલીબે દુન્યા=દુન્યાને હમેં છોડા નહીં હમને હએ છોડા,
ઇસ ઉમ્રે દો રોઝાકા ભલા કયા હએ ભરોંસા=અકસીર બડી યેહ કે કર દીલકો મોસફ્ફા.

કર યાદે ખુદા મનસબો જાગીર યેહી હએ,
દવલત યેહી દુન્યા યેહી અકસીર યેહી હએ.

**સાર**—અમો દીન ચાહીએ છીએ, અમને દુન્યાથી કામ નથી; દુન્યાએ અમને મુકયા નથી, બલકે અમોએ દુન્યાને મુકી છે; ઓ ફીઝ્ઝા આ બે દીવસની દુન્યાનો ભરોંસો નથી, અરે મોહટી અકસીર એક છે કે દીલને પાક અને સાફ કર; ખુદાને યાદ કર, તો એજ દુન્યા, એજ જાગીર, અને એજ અકસીર છે.

તકરીરે નબી કરગઈ બસ કલ્બપે તાસીર=ફીર મુંહસે નીકાલા નકીસ કહતે હેં એ અકસીર
ફીઝ્ઝાકો ગરઝ હેંકને યેહ્કી ઈઝ્ઝતો તવકીર=હો મરસીયેકો તુલ અગર કીજીયે તહેરીર

જીસ ચીજકી ખાતીર હુઈ મશગુલ દોઆમેં
મકબુલ વહીં હો ગઈ દરગાહે ખુદામેં.

**સાર**—આ બાબતો ફીઝ્ઝાના દીલમાં ઉતરી ગઈ. પછી કોઈ વખત અકસીર (કીમીયા) નું નામ પણ લીધુ નહીં, ને ખુદાએ પણ ફીઝ્ઝાને ઘણો મોહટો મરતબો આપ્યોકે જે ચીજની જરૂરત હોય ને દોઆ કરતા કે તેજ વખતે દુઆ કબુલ થતી.

**હવે** તેજ જનાબે ફીઝ્ઝાએ કુરઆનની આયતથી આપેલા જવાબ વાંચો, ને વીચારોકે કેવે દરજે પહોંચ્યા છે.

## ફસલ આઠમી, જનાબે ફીઝ્ઝાએ કુરઆનની આયતોથી આપેલા જવાબોનું બયાન.

બેહારૂલ અનવારમાં મનકુલ છે કે એક શખશ બયાન કરેછે કે એક વખત હું મુસાફરીએ જતો હતો રસ્તાની અંદર હું કાફલાની પાછળ રહી ગયો; રસ્તાની અંદર એક બીયાબાનમાં એક ઓરતને એકલી જોઈ તેણીને મેં પુછયું કે અએ નેકબખ્ત તુ કોણ છે? તેણીએ મારા જવાબમાં આ કુરઆનની આયત કહી કે "**કુલસલામુન ફસવફા યાઅલમુન**" એટલે ખુદા કુરઆનમાં ફરમાવેછે કે તુ સલામ કહે ને નજીક છે કે તે લોક જાણશે, એથી હું સમજ્યોકે ઇનસાનને જરૂર છે કે વાત કરવાની પહેલે સલામ કરે; તેથી મેં સલામ કરીને પુછયું કે અએ નેક નેહાદ તુ આ જંગલમાં એકલી કેમ છો? ને પગેથી ચાલીને કાફલા સાથે કેવી રીતે પહોંચી શકીશ? તેણીએ એના જવાબમાં કુર-

આનની આ આયત કહી, **"વમય્યહ દીલ્લહો ફમાલહુ મીમ મોઝીલ્લ;"** એટલે જે ને રસ્તો બતાવનાર ખુદા હોએ તેને કોઈ ભુલાવી શકતુ નથી; પછી મેં પુછ્યું કે અએ બા-ઈ તુ ઇનસાન છો કે જીન્નાતમાંથી છો ?! તેણીએ તેના જવાબમાં આ આયત કહી, **"યાબની આદમા ખોઝુ ઝીનતકુમ"** એટલે અએ આદમના ફરઝંદો પોતાનો દેખાવ સારો રાખો. તેથી હું સમજ્યો કે તે ઓરત જીનમાંથી નથી તે આદમની ઔલાદ એટલે ઇનસાન છે. મેં પુછ્યું કે અએ બાઈ તું ક્યાંથી આવેછે ? તેના જવાબમાં આ આયત પડી **"યોના દવના મીમ મકાનીમ બઇદ"** એટલે છેટેથી લોકોને બોલાવેછે; તેથી હું સમજ્યો કે તે છેટેથી આવેછે; વળી મેં પુછ્યું કે હવે ક્યાં જવાનો ઇરાદો છે ? તેણી તેના જવાબમાં આ આયત પડી કે–**"વલીલ્લાહે અલન્નાસે હીજ્જુલ બએતે"** એટલે લોકો પર ખુદાનો હક છે કે તેઓ ખાનએ કાબાનો હંજ કરવા જાય; તેથી હું સમજ્યો કે તેણી **હંજ** કરવા માટે જાય છે.

પછી મેં પુછ્યું કે તમોને ઘરેથી નીકળે કેટલા દીવસ થયા છે ? તેના જવાબમાં તેણીએ આ આયત પડી **"વલકદ ખલકંનસ સમાવાતે વલઅરઝે વમાબયનહોમા ફીસીતતે અય્યામીન"** એટલે ખુદા ફરમાવે છે કે મેં જમીન આસમાન અને તેની દરમીયાનની તમામ ચીઝોને છ દીવસમાં બનાવી. તેથી હું સમજ્યો કે એ ઓરતને ઘ-રેથી નીકળે છ દીવસ થયા છે. પછી મેં પુછ્યું કે ઓ નેકબખ્ત તેં કાંઈ ખાધું છે કે નહીં ? તેણીએ તેના જવાબમાં આ આયત કહી, **વમાજઅલના હુમ જસદલ લા યાઅકોલુ નત્તઆમ"** એટલે ખુદા ફરમાવે છે કે અમોએ પયગંમબરોના બદનને એવા નથી બનાવ્યા કે ખાવાનું ન ખાએ. તેથી હું સમજ્યો કે તેણીએ કાંઈ ખાધું નથી, તેથી જે કાંઈ મારી પાંસે હતું તેની સાંમે રાખીને કહ્યું કે ખા ! તેણીએ બહુજ થોડુ ખાઇને હાથ ખેંચી લીધો, મેં કહ્યું કે ઓ ઓરત ખુબ પેટ ભરીને ખાઇ લે, તે વખતે તેણીએ જવાબમાં આ આયત કહી, **લાયોકલ્લેફુલ્લા-હો નફ્સન ઇલ્લા વુસઅહા"** એટલે ખુદા ફરમાવે છે કે હું ઇનસાનને તેની શક્તિ પ્રમાણે તકલીફ આપુ છું, તેથી હું સમજ્યો કે પરાણે તાણ કરવી નહીં. પછી મેં ક-હ્યું કે ઓ બાઈ તુ ચાલીને પહોંચી નહીં શકીશ માટે મારા ઘોડા પર મારી સાથે બેસ; તેના જવાબમાં આ આયત પડી કે **"લવકાના ફીહેમા આલેહતુન, ઇલલલ્લાહો લફસદતા"** એટલે ખુદા ફરમાવે છે કે જમીન અને આસમાનમાં એક ખુદા સીવાય જો ઝાઝા ખુદા હતે તો જમીન અને આસમાનમાં ફસાદ પડી બરબાદ થઈ જતે તો મતલબ એ કે ખુદા એક છે. તેથી હું સમજ્યો કે એક ઘોડાપર મરદ અને ઓરતને ભેગું બેસ-વું તે ખરાબી થવાનું કારણ છે, તેથી મેં તેણીને ઘોડાપર એકલી બેસારી, તે વખતે તેણીએ આ આયત કહી, **"સુબહાનલ્લાહિલ લઝી સખ્ખરલના હાઝા"** એટલે પા-ક છે એ ખુદા કે જેણે અમારા માટે આ હએવાનને તાબેદાર બનાવેલ છે.

પછી તેણી ઘોડાપર ને હું ચાલીને રવાના થયા, ને કાફલા સાથે મળી ગયા, તે વખતે મેં પુછ્યું કે આ કાફલામાં તમારૂં કોઈ વારીસકે ઓળખાણવાળું છે ? તેણીએ તે

ના જવાબમાં આ આયત કહી **"યા "દાઊદો" ઇન્ના જઅલનાક ખલીફતન ફીલ અરઝે; વમા "મોહમ્મદુન" ઇલ્લા રસુલ; યા "યહયા" ખોઝીલ કેતાબ યા "મુસા" ઇન્ની અનલ્લાહો"** એ ચાર બુઝરગવારોના નામને કુરઆનની આયતમાં કહ્યા, તેથી હું સમજ્યો કે તેના ચાર જણ આ ચાર નામવાળા ૧–દાઉદ, ૨–મોહમ્મદ ૩–યહયા, ૪–મુસા, સગા છે. પછી તેણીએ એ ચારે નામ લઇને કાફલામાં હાંક મારી તો તે ચારે જણ આવ્યા; મેં પુછ્યું કે આ ચારે જણ તમોને શું સગા થાએ છે? તેના જવાબમાં આ આયત પડી, **"અલમાલો વલ બનુના, ઝીનતુલ હયાતીદ દુન્યા."** એટલે માલ અને છોકરાં છે તે દુન્યાનો શણગાર છે, તેથી હું સમજ્યો કે ચારે તેના દીકરા છે. પછી તેણીએ પોતાના છોકરાઓને આ આયત કહી. **યા અબતીસ તાઅજીરહો ઇન્ના ખએર મનીસ તઅજરતલ કવીય્યુલ અમીન"** એટલે ખુદાએ હઝરત મુસા અં૦ ના કીસ્સામાં ફરમાવેલ છે કે જે વખતે મુસાએ એક પયગંમબરની બકરીઓને પાણી પાયું હતું ને તેની છોકરીએ પોતાના બાપને આ મુજબ કહેલ કે અએ બાપ આ શખશે આપણાપર એહસાન કરેલો છે માટે તેનો બદલો કરવો જોઇએ, ને આ શખશ નેકબખ્ત અમીન ભરોંસાદાર માણસ છે, એથી હુ સમજ્યો કે પોતાના છોકરાઓને મારા માટે કહે છે કે તેમને ઘોડાપર બેસારી મારાપર એહસાન કરીને લાવ્યો છે, એટલુંજ નહીં પણ તે નેક અને સારો ઇમાનદાર માણસ છે માટે તેનો બદલો તેને આપો. એ આયત સાંભળીને તેણીના છોકરાઓએ મને ઘણો માલ આપ્યો; વળી તે ઓરતે પોતાના છોકરાઓને આ આયત પડી સંભળાવી કે " **વલ્લાહોયોઝાએફો મંય્યશાઓ** " એટલે ખુદા ફરમાવે છે કે હું ચાહું તેને બમણુ આપુ છું; એથી હું સમજ્યો કે તેણી કહે છે તમોએ આપ્યું તે કરતા વધારે આપો, એ સાંભળીને વળી તે છોકરાઓએ પહેલે કરતા વધારે માલ આપ્યો.

પછી મેં તે છોકરાઓને પુછ્યું કે અએ સાહેબો આ નેકબખ્ત કયા ખાનદાન અને કબીલાથી છે કે આવી નેકબખ્ત પાકદામન અને કુરઆનની હાફીઝ અને હાજર જવાબ છે; આજસુધી આવી ઓરત મેં જોઈ નથી. તેઓએ જવાબ આપ્યો કે **"હાઝેહી ઊમ્મોના ફીઝ્ઝતો જારેયતુઝ ઝહરાઅ"** એટલે આ ઓરત અમારી મા થાયછે તે જનાબે ફાતેમાહ અં૦ ની કનીઝ ફીઝ્ઝા છે; અએ શખશ **વીસ** વરસ થયા તે કોઇ વાત કરતી નથી, પણ જ્યારે કાંઈ કહે અથવા જવાબ આપે તો ફક્ત કુરઆનની આયતથીજ બોલે છે.

## ફસલ નવમી, હઝરત અય્યુબ પયગંમબરની બીબી જનાબે રેહમતનું બયાન.

જાણવું જોઇએ કે દુનીઆની અંદર નેક ઓરતો ઘણી થોડી છે ને બદ ઓરતો ઘણી વધારે છે; કેટલાક પયગમબરોની ઓરતો પણ ખરાબ હતી, ને કેટલાકની ઓરતો બહુજ પરહેઝગાર અને દીનદાર હતી કે, હરહાલમાં ખુદાનો શુકર અને સબર કરીને રેહ-

તી હતી; ધ્યાન આપીને વાંચો કે જનાબે અય્યુબ અ૦ ની બીબી જનાબે **રહંમત** કેવા નેકબખ્ત અને સબર વાળા હતા કે હઝરત અય્યુબ અ૦ ઉપર જે જે બલા આવી તેમાં ભાગ લઈ હરહાલમાં સાથે રહીને મુસીબતો ઉપાડી.

જેમકે મનકુલ છે કે—હઝરત અય્યુબ અ૦ પયગંમબર હતા ને તેઓ પાસે ઘણો માલ હતો તે જમાનામાં તેઓ જેવું કોઈ માલદાર નહતુ, તમામ જંગલ પહાડો તેઓના કબજામાં હતા, ને ગાય, બકરાં, ઉંટ વીગેરે ઘણા હતા, ને બાગબાગીચા અને ખેતીવાડીઓ પણ બહુજ હતી, ફક્ત ગાયના પાંચસો જોડા હતા ને દરેક જોડાપર એક એક ગુલામ મુકરર હતો, ને ચારસો ગુલામો ગોવાળ તરીકે હતા, ને તે દરેક ગુલામ ઓરત બચ્ચા વાળા હતા, હઝરતની બીબી **રહંમત** નામના હતા તેઓ હઝરત યુસુફ અ૦ ની ઔલાદમાંથી હતા, તે રહંમતથી ખુદાએ સાત દીકરા અને સાત દીકરીઓ આપી હતી, અય્યુબ અ૦ બહુજ રહંમવાળા ને મુસાફરો ઉપર મેહરબાની કરવાવાળા હતા; મીસકીનોને ખાવું ખવરાવતા હતા, ને ખુદાવંદે કરીમનો શુકર બહુજ કરતા હતા, રાત અને દીવસ ઈબાદતમાં મશગુલ રેહતા હતા;

એક દીવસ તેઓની પાસે જીબરઈલ અ૦ આવ્યા ને કહયું કે અએ અય્યુબ ઘણી લાંબી મુદત થઈ છે કે તમો નેઅંમત અને ફરાગતમાં રહો છો, તો હવે હુકમ થયો છે કે તમારી રાહત અને અરામ બદલાઈને બલા અને મુસીબત આવે, ને ગરીબ ફકીર થઈ જાઓ, ને તંદુરસ્તીને બદલે બીમારી આવે, આ સાંભળીને હઝરત અય્યુબે ફરમાવ્યું કે અગર દોસ્તની રજા એવીજ છે ને તેમાંજ તે રાજી છે તો હું હાજર છું, દોસ્તના તરફથી જે કાંઈ થાય તે સારૂંજ છે.

પછી અય્યુબ અ૦ બલાની રાહ જોતાં હતા કે ક્યારે આવે છે ત્યાં એક દીવસે લોકોને વાએઝ અને નસીહત કરતા હતા ત્યાં એકાએક મસજીદના દરવાજાથી ફરયાદની આવાજ આવી, જોયું તો બકરાને ચરાવવાવાળો કહે છે કે અએ અય્યુબ પહાડપરથી એક એવી ચીજ આવી કે તમામ બકરાં હલાક થઈ ગયા; હજુ એ મુજબ કેહતા હતા ત્યાં સારબાને આવીને ખબર આપી કે એક એવી ગરમ હવા ચાલી કે તેથી તમામ ઉંટ મરી ગયાં; એ મુજબ કહે છે ત્યાં બાગબાનો પોકાર કરતા આવ્યા કે એક એવી વીજળી પડી કે તમામ ઝાડ બળીને ખાખ થઈ ગયા.

હઝરત અય્યુબ અ૦ એવી એવી ખબરો સાંભળતા હતા અને ખુદાનો શુકર કરતા હતા, ત્યાં બચ્ચાઓને પાળવાવાળી રોતી રોતી આવી ને ખબર આપી કે તમારા છોકરાંઓ મોટા ભાઈના ઘરે મહેમાન હતા ત્યાં ઘરનું છાપરૂં પડી ગયું ને તમામ બચ્ચા દબાઈને મરી ગયા; એ સાંભળીને હઝરતે શુકરનો સીજદો કર્યો, પછી ખુદાવંદે કરીમે તેઓના શરીરમાં બીમારી મોકલી કે તેથી તરાહ તરાહની બીમારીમાં મુબતેલા થઈ ગયા, ને તેઓની બીમારી અને ગરીબીના સબબથી તમામ લોકોએ તેઓ પાસે આવવું છોડી આપ્યું ને છેટે છેટે ભાગવા લાગ્યા; ને એ ભાગવું ને છેટે રહેવું તેઓની નાદાની અને જહાલતથી હતું.

મનકુલ છે કે જ્યારે અય્યુબ અ૦ બીમાર થયા તો બીજા બીમારો તેઓની પાસે

ચારે તરફથી આવતા અને તેઓ પાસે શફાની દોઆં ચાહતા, તેઓ દોઆં કરતા ને ખુંદાવદે કરીમ તમામને શફા આપતો. આ જોઇને લોકો પુછતા કે અએ અય્યુબ તમો પોતા માટે શફાની શામાટે દોઆ કરતા નથી? હઝરત જવાબ આપતા કે મને હૈયા અને શરમ આવે છે કે એંસી વરસ સુધી મે રાહત અને નેઅંમતમાં ગુજરાન કરી, ને હવે આ થોડા દીવસની મહેનત અને બલાથી ધબરાઇને તે દફે થવાની દોઆં માગુ ?

શએતાન મલઉને પોતાની બનતી કોશીશ કરીને હઝરત અય્યુબ અં૦ ને સબુર અને શુકર નંકરવા દેવાના ઘણા ઉપાયો કર્યા ફરેબ દેવા ચાહ્યું પણ કાંઇ વળ્યું નહીં, તેમજ જનાબે રહેંમતને પણ ઘણી વખત ફરેબ આપીને અય્યુબ અં૦ થી દીલ ફેરવવાના ને તેઓની ખીદમત કરવા ન આપવાની તજવીજ કરી તો તેમાં પણ નીષ્ફળ થયો; તેણે પોતાના ફરેબમાં કોઈ ચીજ બાકી રાખી હોય એવું લાગતું નથી, એટલે સુધી કે ગામના લોકોને ફરેબ આપી આપીને અય્યુબ અં૦ ની તકલીફમાં વધારો કરાવ્યો જેમકે તે બાબત નીચેની હકીકતથી માઅલુમ પડશે.

મનકુલ છે કે જ્યારે હઝરત અઇય્યુબ અં૦ ફકીર ગરીબ અને મોહતાજ થઈ ગયા, ને સખત બીમારીમાં ફસાણા તે વખતે દોસ્ત આશના તમામ જણાઓએ પાસે આવવું છોડી આપ્યું, ને છેટે રેહવા લાગ્યાં; પણ તેઓની બીબી રહેંમત કે પોતે સારા નબુવ્વતના ખાનદાનથી એટલે હઝરત યુસુફ પયગમબરની ઔલાદમાંથી હતા તેઓ હમેશા ગામમાં જઇ લોકોનુ કામકાજ કરીને અય્યુબ અં૦ ને ખવરાવતા હતા.

જ્યારે એ મુજબ ઘણી મુદ્દત ગુજરી તો શએતાન મલઉન બુઢાની સુરતમાં ગામમાં ફરીને કેહવા લાગ્યો કે આ ઓરત અય્યુબ અં૦ ની ખીદમત કરે છે ને વળી દરેકના ઘરમાં આવે છે તેથી અય્યુબની બીમારી બીજાને વળગવાનો ખૌફ રહેછે, આ સાંભળીને લોકોએ રહેંમતને પોતાના ઘરોમાં આવવાની મનાઇ કરી, જ્યારે એવો બનાવ બન્યો તો અઇય્યુબ અં૦ ના ગુજરાનમાં ખલલ પડી ગયો ને બહુજ તંગ હાલ થઇ ભુખ્યા રેહવાના દીવસો આવ્યા. અઇય્યુબ અં૦ પોતાની ઓરત રહેંમતને કહ્યું કે આપણે લોકોને સારૂસારૂ ખાવાનું ખવરાવતા હતા એ જગ્યોમાં લઈ જઇને સુવરાવ કે વખતે એ જગ્યો જોઇને લોકોને એ ખાવાનું યાદ આવે ને આપણને ખાવાનું આપે. જયારે રહેંમત ત્યાં લઈ ગયા તો વળી શએતાને લોકોને કહ્યું કે આ ઠેકાણે અય્યુબ રહે છે તેથી તેની બીમારી તમોને વળગશે; આ સાંભળીને લોકો ભેગા થઇ ગયા ને હંગરત અઇય્યુબને પથ્થર મારવા લાગ્યા, આ બનાવ જોઇને રહીમા અય્યુબ અં૦ ને ત્યાંથી છેટે રસ્તામાં લઈ ગયા ને ત્યાં રસ્તામાં માણસો નીકળ્યા તેઓએ રહેંમતની મદદ કરીને અઇય્યુબ અં૦ ને એક ગામડામાં પહોંચાડયા, ત્યાંના લોકોએ પણ રહેવા આપ્યા નહીં તેથી બીજે ગામ લઈ ગયા ત્યાંના લોકોએ પણ કાઢી મુકયા; પછી બીજે જઇને રહ્યા, રહેંમત હમેશા લોકોનુ કામકાજ કરતા પોતાના શવહરને ખવરાવતા ને દીલોજાનથી ખીદમત કરતા હતા.

એ મુજબ કેટલાક વરસ ગુજરી ગયા, ને રહેંમત હજાર તરાહની મેહનત મુસીબત ઉપાડીને તેઓ માટે ખાવાનું પેદા કરતા, એક દીવસે એક ગામડામાં ગયા, તો ત્યા લો-

કોને જમાડવા માટે ખાવાનું પકાવતા હતા, તેથી રહઁમત ત્યાં ગયા ને બીચાર કર્યો કે આની અંદરથી થોડું મારા બીમાર માટે લઈ જઊં, એવા વીચારથી તે ઘરે જઇને એક ઓરતને કહ્યું કે વરસોના વરસ થઈ ગયા સારૂ ખાવાનું અય્યુબ અલયહીસ્સલામે ખાધુ નથી, માટે ખુદાને વાસ્તે જો થોડું આપ તો તેઓ માટે લઈ જાઊં, તે ઓરતે જોયું કે રહઁમતના વાળ બહુજ ઊમદા અને સારા છે, તેથી બોલી કે તારા વાળ* કાતરીને મારી છોકરી માટે આપ તો હું તને ખાવાનું આપું, રહઁમતે કહ્યું કે ઓ ઓરત અરે તને એ શોભેછે ? કે હઁઝરત યુસુફ અઁ૦ ની દીકરીના વાળ એક લુકમાધાન માટે કતરાવે ? તેણીએ કહ્યું કે મને તો વાળ જોઇએ.

યાઅલ્લાહ રહઁમતને હઁઝરત અય્યુબ અ૦ ની કેવી કંદર હતી ને પોતે કેવા રહઁમ દીલ હતા કે તરત પોતાના વાળ કાતરીને ખાવાનું લઈ અય્યુબ અઁ૦ પાસે આવ્યા; તો અય્યુબે વાળ કાતરેલા જોઇને કહ્યું કે આ શું કર્યું ? મને શફા થશે તે વખતે તને સો લાકડી મારીશ, રહઁમતે તમામ અહેવાલ બયાન કરીને કહ્યું કે હું તમારા માટે ખાવાનું લાવીને તમો આ મુજબ કહો છો? એ સાંભળીને હઁઝરતને બહુજ રંજ થયો ને ગભરાણા ને ખુંદા પાસે રોઇને દોઆ કરી કે "**અન્ની મસ્સનેયઝ્ઝુરરો, વ અનતા અરહઁમુર રાહે-મીન**" એટલે અએ પરવરદીગારા મને બહુજ સખંતી પડી છે, ને તુ રહઁમ કરવાવાળો છો. ને બીજી રીવાયતો મુજબ શએતાનના મુંઝવવાથી હઁઝરતને કંટાળો આવ્યો છે ને દોઆ કરી છે જે વીશે નીચે આવશે.

મનકુલ છે કે જેમ જેમ હઁઝરત અય્યુબ અઁ૦ ની બીમારી વધતી હતી તેમ તેમ તેઓ ખુંદાનો શુકર અને સબર વધારે કરતા હતા; ને તેઓની બીબી **રહઁમત** તેઓની ખીદમત કરતા હતા, શએતાન મલઉને ઘણું ચાહ્યું કે હઝરતના સબર અને શુક-રમાં ફસાદ નાખીને એથી અટકાવે પણ તેનો ઇલાજ ચાલ્યો નહીં, તેથી પોતાના મુરી-દો ભેગા કરીને એ બાબતમાં મશવેરો કર્યો તેઓએ કહ્યું કે તું અમારો સરદાર છો ત-મામ તરેહના મક્કર અને ફરેબ અમો તારી પાસેથી સીખ્યા છીએ, તોપણ હવે અમો મત આપીએ છીએ કે તેં હઁઝરત આદમ અઁ૦ ને ફરેબ આપ્યો ને બેહતર કામ તરક કરાવ્યું તે કયો ફરેબ હતો ? શએતાને કહયું કે એતો તેઓની બીબી હવ્વાથકી મેં ફરે-બ આપેલ, મુરીદોએ કહયું કે અય્યુબને પણ તેઓની બીબીથકી વસવસો નાખીને તારા ફંદામાં ફસાવ.

આ સાંભળીને શએતાને કહ્યું કે આ વાત બરાબર કહી, એમ કહીને **રહઁમત**ની પાસે આ-વ્યો તો જોયું કે તે કાંઈ ખાવાનું પકાવે છે તેઓને જઇને કહ્યુ કે અએ કનીઝે ખુદા તારો શવહર કયાં છે ? જવાબ આપ્યો કે ફલાણી જગ્યોએ બીમાર પડયો છે, ને ઘણી મુ-દ્દતથી બીમાર છે હજુ સુધી શફા થતી નથી.

---

* અઁરબસ્તાનમાં એવો ધારો છે કે જે ઓરતોના ટુંકા વાળ હોય તેઓ બીજી લાંબા વાળવાળી ઓરતોના વાળ લઇ પોતાના વાળ સાથે બાંધી પોતાના લાંબા વાળ હોય એવો દેખાવ કરેછે.

શએતાને જોયું કે રહેમતને પોતાના શવહરની બીમારીનો ઘણોજ રંજ છે તેથી કહ્યું કે એ રહેમત તમને તે માલ ખુબસુરતી અને બચ્ચાઓ યાદ આવતા નથી ? વગેરે કહીને એવી ઘણી વાતો ફરેબની કહી; ને એવી એવી વાતો કરીકે તેથી રહેમત રોવા લાગ્યા; શએતાને કહયું કે અએ રહેમત તમો ગમ ન ખાઓ કેમકે હું તેનો ઈલાજ જાણું છું, માટે જો મારી નસીહતને કબુલ કરીને મારા કેહવા મુજબ અમલ કરતો હું ઈલાજ બતાવું. રહેમતે કહયું કે તે શું ઈલાજ છે ? શએતાને કહયું કે આ બકરૂં લઈ જઈને મારા નામથી ઝબાહ કરતો ખુદા તેને શફા આપશે, ને તમામ બીમારીઓ ચાલી જશે;

આ સાંભળીને રહેમત તે બકરૂં લઇને અય્યુબ પાસે આવ્યા ને કહયું કે હવે તમો ક્યાં સુધી બીમારીમાં રેહશો ? એક હકીમ આવ્યો છે ને તેણે મને ઈલાજ બતાવેલા છે ને તે તમામ વાત કહી સંભળાવી, એ શએતાની બાબતો સાંભળીને અય્યુબે કહયું કે એ કમઅક્કલ તે શએતાન દુશમને ખુંદા છે ને તે તને ફરેબમાં લાવીને ખુદાથી ફેરવીને કાફર બનાવે, તે તુ નથી જાણતી કે તમામ દવલત અને નેઅમત રંજ મેહનત ખુદાના તરફથી છે; તો તે ચાહે તો નેઅમત આપે ને તે ચાહેતો બંદાને મેહનત અને બલામાં નાંખે.

શએતાને જોયું કે આ મક્કર અને ફરેબ કાંઇ કામ આવ્યો નહીં, તેથી એક ખુબ સુરત મરદની સુરત બનીને એક ઘોડાપર સ્વાર થઇને રહેમતની પાસે આવ્યો ને પુછયું કે તારા શવહરનો કેવો હાલ છે ? જવાબ આપ્યો કે બહુજ બીમાર અને રંજુર છે, તેણે કહયું કે મને ઓળખે છે ? રહેમતે કહયું કે નહીં શએતાને કહયું કે હું જમીનનો બાદશાહ છું, ને મેંજ અય્યુબના માલ અને ફરજંદોને ફના કરેલ છે, ને મેંજ તેને આવી બીમારીમાં ફસાવ્યા છે, ને એ મુજબ કરવાનું કારણ એટલુંજ છે કે તેણે મને મુકીને આસમાનના ખુદાની બંદગી કરી, માટે હવે જો તું મને એકજ સીજદો કર તો હું તેની તમામ બીમારીને દફે કરૂં. ને તમારો તમામ માલ અને ઓલાદ પાછી આપું.

રહેમતે આ સાંભળીને જવાબ આપ્યો કે હું મારા શવહરની મરજી અને સંલાહ લીધા વગર કાંઈ પણ કરનાર નથી; શએતાને કહ્યું કે અગર એ મુજબ ન કર તો તારા શવહરને કહે કે જમતી વખતે બીસમીલ્લાહ ને જમી રહ્યા પછી અલહંમદો લીલ્લાહ ન કહે, તોપણ હું તેનાથી રાજી થઇ જાઉં ને શફા આપું.

આ સાંભળીને રહેમત અય્યુબ અ૦ ની પાસે ગયા ને એ બનેલી હકીકત કહી સંભળાવી તે વખતે હઝરત બહુજ ગુસ્સે થયા ને બોલ્યા કે આજે તું આખો દીવસ શએતાનના ફરેબમાં રહીછો, કસમ છે ખુદાની જો મને શફા થશે તો તને એકસો લાકડી મારીશ ને આ વખતે મારી પાસેથી ચાલીજા, તે વખતે રહેમત તેઓ પાસેથી ચાલ્યા ગયા ને અય્યુબ એકલા રહ્યા કોઈ એવું ન હતુ કે ખાવું પકાવે ને પાણી પીવરાવે, તેથી ગભરાણા ને પરવરદીગાર પાસે "અજી" ઉપર મુજબ દોઆ કરી મનકુલ છે કે અય્યુબ અ૦ એ બલાઓમાં ફસાણા તો તેઓના અસહાબોમાંથી એક શખશે કહ્યું કે અય્યુબથી ખુદાની મરજી વીરૂધનું કોઈ મોહટું કામ થયું છે તેથી ખુદા તેઓ પર રહેમ કરતો નથી; આ સાંભળીને તેઓનાજ અસહાબમાંથી બીજે શખશે જવાબ આપ્યો કે

અરે આ મુજબ શું કહોછો ? તમો નથી જાણતા? કે તેઓ ખુદાના પયગંમબર છે; ને હકતઆલા ઇમતેહાન માટે થઇને પોતાના દોસ્તોને તરાહ તરાહની બલામાં ફસાવે છે, કે તેથી લોકો પર તેઓના સબરની ખબર પડે. કાંઈ ગુનાહના સબબથી તેઓને બલામાં ફસાવેલ નથી, કેમકે તેઓ ગુનાહથી પાક છે; પહેલે ખુબ નેઅમત આપીને ઇમતેહાન કરી જોયું, ને હવે બલામાં ફસાવીને ઇમતેહાન કરેછે; માટે તમો ખુદાથી ડરો અને તોબા કરો, ને પયગંમબરોના હકમાં બદગુમાન ન કરો.

આ મુજબની વાતો તેઓ કરતા હતા તે હઝરત અય્યુબ અ૦ પણ સાંભળતા હતા, તેથી તે વખતે દોઆ માટે હાથ ઉંચા કરીને બોલ્યા કે—અએ પરવરદીગારા તું જાહેર અને છુપી તમામ ચીજનો જાણનારછો કે હું કોઇ વખત પણ પેટ ભરીને સુતો નથી, ને તે મારા આજુબાજુ કોઈ ભુખ્યું સુતેલ નથી, એટલે મને ખબર પડવાથી મેં ખાવું ખવરાવ્યુંછે, ને જેને જેને કપડા વગરનો જોયો તેને તેને કપડાં પેહેરાવ્યાં છે, ને બે જણ મારી પાસે ઝગડો લાવતા ને એક જણ ગુસ્સામાં આવીને કસમ ખાતો તો હું પોતે મારી પાસેથી તેનો કફ્ફારો આપતો હતો, કે વખતે તેણે ખોટી કસમ ખાધી હોય તો તેનો કફ્ફારો થઈ ગુનાહ માફ થાય, ને તું જાણે છે કે મેં હરગીજ તારી નાફરમાની કરી નથી, ને હમેશા તારી ફરમાબરદારી ને ઇબાદત કરતો રહ્યો છું, ને ગરજ મારી એથી એટલીજ છે કે તું મારાથી રાજી રહે.

આ મુજબના કલામ સાંભળવાથી ખુદાવંદે કરીમ તરફથી જવાબ મળ્યો કે અએ અય્યુબ અ૦ તને એ કામોની કોણે તૌફીક આપી છે? આ સાંભળીને હઝરતે મોઢામાં ખાક લીધી ને કહ્યું કે અએ પરવરદીગારા તેં તૌફીક આપી તેથી એ કામ મારાથી બન્યા છે. તે વખતે જીબરઇલ અ૦ નાઝીલ થયા ને બોલ્યા કે તમારી મેહેનત અને બલા દુર થઇ, હવે દોઆ કરો કે ખુદા શફા આપે.

હઝરત અય્યુબ અ૦ **સાત** વરસ સુધી એ બલામાં રહ્યાં, ને જ્યારે બલાના દીવસો ખલાસ થયા, ને શફા અને આફીયતના દીવસો આવ્યા તેના બયાનમાં લખે છે કે હઝરત અય્યુબ અ૦ પોતાની બીમારીના દીવસોમાં પાયખાને પણ પોતે જઈ શકતા ન હતા તેથી તેઓની બીબી **રહમત** હાથ પકડીને બાહેર લઈ જઈ એક ઠેકાણે બેસારીને ચાલ્યા આવતા, ને હઝરત ફારેગ થતા તે વખતે બોલાવતા, તે વખતે જઈને હાથ પકડીને લાવીને બીછાનાપર સુવરાવતા હતા. એક દીવસે ધારા પ્રમાણે રહમત અય્યુબ અ૦ ને પાયખાને મુકી આવ્યા, ત્યાં ખુદાવંદે કરીમે અય્યુબ અ૦ ને વહી મોકલી કે " **ઉરકુઝ બેરીજલેકા હાઝા મુગતસેલુન બારેદુન વશરાબ** "એટલે તમો આ ઠેકાણે લાત મારો કે અહીંયા ગુસલ કરવાની જગ્યો છે, ને પીવાનું થંડું પાણી છે, તે વખતે હઝરતે ત્યાં લાત મારી તો કદમની નીચે બે ચશમા નીકળ્યા, એક ગરમ પાણીનો બીજો થંડો પાણીનો, જીબરઇલે કહ્યું કે આ ગરમ ચશમામાં ગુસલ કરો ને થંડુ પાણી પીયો; હઝરતે ગરમ પાણીમાં ગુસલ કર્યું ને થંડુ પાણી પીધું, ગુસલ કરવાથી શરીર ઉપરની તમામ બીમારીઓ ચાલી ગઈ, ને પાણી પીવાથી અંદરની બીમારીથી શફા મળી.

ને પેહલા કરતા હઝરત અય્યુબ અં૦ ની જવાની ખુબસુરતીમાં વધારો થયો; ને જીબરઈલ અં૦ બેહીશ્તમાંથી કપડા લાવ્યા, તે પેહરીને એક ટેકરા ઉપર બેસી ગયા; ને જીબરઈલ અં૦ સાથે વાતો કરવા લાગ્યા;

જ્યારે ઘણી વાર થઇને અય્યુબ અં૦ પોતાની બીબીને ધારા પ્રમાણે બોલાવ્યા નહીં, તેથી રહેમત ઘબરાણા કે વખતે કાઇ થઈ ગયું હશે, એમ સમજીને પોતે રોતા રોતા ત્યાં ગયા, તો જોયું કે ટેકરા ઉપર બે માણસ બેઠા છે, ને અય્યુબ નથી, તેથી એક ચીખ (રાડ) પાડીને રોવા લાગ્યા, ને બોલ્યા કે ઓ! અય્યુબ તમોને શું થયું? એમ કહીને તે ટેકરા પાસે જઇને ( અય્યુબ અં૦ ઘણાજ રૂપાળા અને ખુબસુરત બેઠા હતા ) તેઓને પુછયું કે અહીંયા એક બીમાર માણસ હતા તે ક્યાં ગયા ? તેઓએ પુછયું કે તે તારો કોણ છે? જવાબ આપ્યો કે તે મારો શવહર છે. તેઓએ કહયું કે અગર તેને જુવેતો ઓળખીશ? જવાબ આપ્યો કે કેમ ન ઓળખું? કે વરસોના વરસ થયા તેઓની સોહબતમાં રહીછું; વળી અય્યુબે પુછયું કે તેની સુરત અને શીકલ કેવી છે? રહેમતે જવાબ આપ્યો કે તેઓ જવાન હતા તે વખતે તમારા જેવાજ હતા, આ સાંભળીને કહયું કે હુંજ તારો શવહર અય્યુબ છું; હકતઆલાએ મારાપર એહેસાન અને મેહરબાની કરી, ને મારી તમામ બીમારીઓ અને બલાને દુર કરી; ને જવાનીની હાલત પાછી આપી; તે વખતે બંને જણ એક બીજાના ગળામાં હાથ નાખીને બહુજ રોયા, ને ખુદાને શુકરનો સીજદો કર્યો;

ને એ નેઅમતો પાછી આપી તે વીશે ખુદાવંદે કરીમ કુરઆનમાં ફરમાવે છે કે **"વવહબના લહુ અહલહુ, વમીસલહુમ મઅહુમ, રહેમતમ, મીન્ના, વઝીકરાલેઓલીલ અલબાબ"** એટલે ખુદા ફરમાવે છે કે અમોએ તેને તેની અવલાદ અને ઔલાદ જેવી બીજી અવલાદ વધારાની તેઓને આપી, ને એ આપવું અમારી રહેમતના સબબથી છે કે અક્કલમંદ લોકોને નસીહત પકડવાનું કારણ છે. કે મુસીબતના વખતમાં સબર પકડીને તેના વસીલાથી નેઅમતો અને સવાબ મેળવે. હદીસોમાં છે કે ખુદાએ અય્યુબ અં૦ ને માલ ઔલાદ બમણી આપી, ને રહમતને બીજા ફરજંદો અતા ફરમાવ્યા; હઝરત ઇમામ જાઅફરે સાદેક અં૦ ફરમાવ્યું કે ખુદાવંદે કરીમે અય્યુબ અં૦ ના બચ્ચાઓને રૂહને કબજ કરેલે ને તેઓ ગુજરી ગયા હતા તે સર્વેને જીવતા કર્યા ને બીજી ઔલાદ પણ આપી

મનકુલ છે કે હઝરત અય્યુબ અં૦ ને શફા મળી તેથી સાત દીવસ સુધી પોતાની ઉમ્મતને ખાવું ખવરાવ્યું; ને મુસીબતમાં સબર કરવાની તેઓને ઘણીજ તાકીદ કરી; (નાજી કહે છે કે સુબહાનલ્લાહ કેવા રહેમ દીલ પયગંમબરકે ઉમ્મતે તેઓની કાઢી મુકવા છતા જરાએ કોઈ જાતની મદદ ન કરવા છતા હઝરતે તેઓને સાત દીવસ સુધી ખાવુ ખવરાવ્યું ) ઇબને અબ્બાસથી મનકુલ છે કે હકતઆલાએ તમામ માલ ઔલાદ બકરાં ઉંટ વીગેરે બમણા બમણા આપ્યા ને સફેદ અને રાતા વાદળાને તેઓના ઘરપર મોકલ્યા ને તેમાંથી સોનાના ટીડ વરસ્યા;

**હવે અય્યુબ અં૦** બીમાર હતા ને પોતાની બીબી રહેમતના વાળ કાતરેલા જોઈને અથવા શયતાને આવી આવીને રહેમતને વસવસો કરેલ ને તે વાતો અય્યુબ અં૦ ને કહીને તેથી તેઓ રંજીદા થઇને જે કસમ ખાધેલી કે મને શફા મળશે તો સો લાકડી

મારીશ, તે બાબત યાદ આવીને પસતાવા લાગ્યા કે બીમારીની હાલતમાં એ કસમ તો ખાધી પણ હવે એ કસમ ઉતરે ને બીબીને ઇજા પણ ન પહોંચે, એ કેમ બને ? તે વીચારમાં પડી ગયા, તે વખતે ખુદાવંદે કરીમે અય્યુબ અં૦ ને હુકમ કર્યો કે સો સળી અથવા ઝીણી લાકડીઓનો ઝુડો ભેગો લે ને તારી ઓરતને એક વખત તે માર તો તેં સો લકડી મારી ગણાશે ને તેથી તારી કસમ ઉતરી જશે ને તે માફ થશે આ હુકમ આવવાથી હઝરત અય્યુબ અં૦ એ મુજબ અમલ કર્યો.

**"વાંચનાર"** બહેનોની ખીદમતમાં અરજ છે કે જુઓ જનાબે રૂહૈમત કેવા પરહેઝગાર દીનદાર અને શવહરની ખીદમતગાર હતા કે પોતાના શવહરની બલામાં અને દુઃખમાં ભાગ લીધો ને જ્યાં સુધી બીમાર રહ્યા ત્યાં સુધી મેહૈનત મઝદુરી કરીને ખવરાવ્યું; ને હર હાલમાં શએતાનનો ફરેબ ન ખાતા સબર અને શુકર કરીને રહ્યા, તો દરેક ઓરતને જરૂર છે કે હરહાલમાં પોતાના શવહરની ખીદમત કરી જેવી હાલત હોય તેનાપર સબર અને શુકર કરવો કે તેમાં ખુદા રસુલ જનાબે ફાતેમા અં૦ બલકે પંજતને પાક અં૦ રાજી૦ છે. ને ખુદાવંદે કરીમ દીન અને દુનીઆમાં બદલો આપે છે, નેકી હરગીજ હરગીજ બરબાદ જનાર નથીજ ને બદીની સજા મળવા વીના રેહતીજ નથી, અગર કોઇ સારા અઅંમાલના સબબથી બદીની સજા ન મળે તો સવાબ અને ફાએદાતો ઓછા થાયજ એમાં કાંઇ શક નથી; માટે જેમ બને તેમ નેકીનો વધારો ને બદીનો ઘટારો કરવા કોશીશ કરતા રેહવું.

**જાણવું** જોઇએ કે હઝરત અય્યુબ અં૦ ને બલામાં ફસાવા વીશે જે કેટલીક બાબતો મશહુર છે કે તેઓની બંદગી અને શુકર શએતાન જોઇ શકયો નહીં, ને ખુદા પાસે અરજ કરી કે તેં આ મુજબ માલ દવલત અને નેઅંમતો અય્યુબ અં૦ ને આપી છે તેથી તેઓ શુકર કરે છે; પણ જો બલામાં ફસાવ તે છતા શુકર અને સબર કરે તો હું જાણું કે તે શુકર કરનાર છે. એ ઉપરથી ખુદાએ તેને કહયું કે તું કહે તેમ થાય તોપણ તે સબર અને શુકર છોડશે નહીં. શએતાને કહયું કે મને ઇખતીયાર આપ તો હું તેને બલામાં ફસાવું પછી ખુદાએ તેને ઇખ્તીયાર આપ્યો ને તેણે હઝરત અય્યુબને તરાહ તરાહની બલામાં ફસાવ્યા, ને નાકમાં ફુંક મારી તેથી સખત બીમાર થયા, ને તેઓના અંગમાં કીડા પડી ગયા, ને બદબો આવવા લાગી, ને તેથી લોકોએ કાઢી મુકયા, વીગેરે એવી એવી બાબતોપર એતેબાર રાખીને સાચી જાણવી નહીં, કેમકે ખુદા પોતાના પયગંમબર ઉપર શએતાન મરદુદને ગાલેબ કરીને ઇજા પહોંચાડવાની રજા આપેજ નહીં, તેમ પયગંમબરોને એવી ખરાબ બીમારી બદબોવાળી કે જેથી લોકો નફરત કરે એવી બીમારી આપે નહીં.

એ સીવાય બીજી પણ જે જે બાબતો પયગંમબરો અને ઇમામોના બારામાં તેઓનીશાન અને મરતબાથી ઉલટી હોય તે કોઇ રીતે પણ કબુલ કરવી નહીં, તેમજ તેઓનો ગુનાહ સાબીત૦ થાય, એ બાબતો પણ ખોટી સમજવી અથવા તેનો મતલબ જુદોજ હશે સમજવો કેમકે પયગંમબરો અને ઇમામો ગુનાહથી પાક છે.

# ફસલ દસમી, જનાબે મરયમ અલયહસ સલામનું બયાન.

મનકુલ છે કે આગળના ઝમાનામાં બએતુલ મુકંદ્દસની ખીદમત કરવી તેને બહુજ મોહટું અઝીમ કામ ગણતા હતા, તે તેને મોહટી ઇબાદત જાણતા હતા, ને તે વખતના લોકે પોતાના છોકરાઓને તે કામ માટે નઝર કરતા હતા, કે તેઓ તેમાં ઝાડુ આપે ચીરાંગ બત્તી કરે, ને આંબીદોની ખીદમત કરે, ને ત્યાંથી જરૂરત વગર બાહેર જતા ન હતા,

ને તેઓ બાલેગ થાય ત્યાં સુધી ત્યાંજ રહે, ને બાલીગ થયા પછી મરજીમાં આવે તો રહે ને મરજીમાં આવેતો બાહેર ચાલ્યા જાય; ને અંબીયા અને અવલીયા પોતાનો એક છોકરો અથવા તેથી વધારે બએતુલ મુકંદ્દસ માટે આઝાદ કરતા હતા;

તો ઇમરાનની બીબી જનાબે મરયમ અં૦ ની મા જુન્નાએ એ ધારા પ્રમાણે પોતાને હેમલ રહેલ તે વખતથીજ નઝર કરેલી જેમકે તે વીશે નીચે ખુલાસો આવશે.

જ્યારે એ મુજબ નઝર કરીતો જનાબે ઇમરાને કહ્યું કે તમોએ નઝર તો કરી પણ વખતે તે બચ્ચું છોકરી હશે તો શું કરશો? તે વખતે મરયમ અં૦ ની માએ ખુદા પાસે અરજ કરીકે પરવરદીગારા મેં તે નઝર કરી માટે હવે તુ કબુલ કર, ને મારી નીય્યત ફકત તારી ખુંશી માટેજ છે ને તે તુ ખુબ જાણે છે. ને એ નઝર કરવાનો સબબ એ પણ થીએલો કે આગળ ઇમરાનને ખુદાએ વહી મોકલી હતી કે હું તને એક ફરજંદ આપીશ કે તે આંધળાઓને દેખતા ને મુરદાઓને જીવતા કરશે ને એ ઉપરથી જુન્નાને ગુમાન થીએલ કે ખુદાએ જે વાએદો કરેલ તે આએજ બચ્ચું વખતે હશે.

ખુદાવંદે કરીમ કુરઆનમાં ફરમાવે છે કે જનાબે ઇમરાનની બીબીએ નઝર કરી હતી એ અએ પરવરદીગારા મારા પેટમાં જે બચ્ચું છે તેને હું "મોહર્રર" કરીશ, એટલે તારી ખુંશી માટે બએતુલ મુકંદ્દસની ખીદમત માટે આંબીદોની સાથે ત્યાં બેસારીશ; (જનાબે ઇમરાન તે જનાબે મરીયમના બાપ થાય છે.) ઇમામ મોહમ્મદ બાકર અં૦થી મનકુલ છે કે મોહર્રરર એને કહેછે કે જેને મસજીદ અથવા ઇબાદતખાનાને માટે ખાસ કરે કે તે ત્યાંજ રહે ને જરૂરત વગર બાહેર ન નીકળે; જનાબે મરયમ અં૦ ની મા નું નામ જુન્ના હતું, ને યહ્યા અં૦ જનાબે મરયમના માસીના દીકરા ભાઈ હતા; યહ્યાના બાપનું નામ ઝકરીયા હતું.

પછી જ્યારે જનાબે મરયમ અં૦ પેદા થયા તો જુન્નાએ કહ્યું કે અએ પરવરદીગારા મેં વાએદો કરેલો છે કે જે બચ્ચું જન્મશે તેને મોહર્રરર કરીશ, પણ આતો છોકરી પેદા થઈ, તો છોકરીને કેવી રીતે મસજીદમાં રખાય?

અએ પરવરદીગારા એનું નામ મેં "**મરયમ**" રાખ્યું છે; ને હું તેને તથા તેની ઓલાદને શએતાન મલઉનના ફંદાથી તારી પનાહમાં સોંપુંછું. (મરયમ એટલે ઇબાદત કરવા વાળી અથવા ખીદમત કરવા વાળીને કહે છે.)

ખુદાવંદે કરીમ ફરમાવે છે કે અગરચે તે છોકરી પેદા થઈ તોપણ મેં જનાબે મરયમની માના કેહના મુજબ તેને કબુલ કરી, કે ખુંશીથી બએતુલ મુકંદ્દસમાં રાખે.

પછી જનાબે જુનાએ મરયમ અં૦ ને કપડામાં વીટીને મસજીદમાં લઈ ગયા, ને આબીદોની પાસે જઇને રાખ્યા, ને કહ્યું કે આ મારી નઝરને લીઓ. તે વખતે આબીદોએ આપસમાં ઝગડો કર્યો, કે તમામ જણ કેહવા લાગ્યા કે અમો તેની પરવરીશ કરીશું, જનાબે ઝકરીયાએ કહ્યુ કે તમો તમામ કરતા હું એની પરવરીશ કરવા વધારે હકદાર છું કેમકે તેની માસી મારી ઓરત છે; આ સાંભળીને લોકોએ કહ્યુ કે એમ થવા નહીં આપીએ માટે કરઓહ નાખો એટલે ચીઠ્ઠીઓની જેમ બાબત કરો કે જેનુ નામ નીકળે તે તેની પરવરીશ કરે; એ મતપર તમામ જણ રાજી થયા, અને નેહરને કીનારે ગયા, ને તેઓ ઓગણત્રીસ જણ હતા, તેઓ ફોલાદની કલમથી તવરેત લખતા હતા; તેઓએ એવો ઠેરાવ કર્યો કે પોતાની કલમો પાણીમાં નાખો જેની કલમ પાણીમાં ડુબે નહીં ને તરે, તે મરયમની પરવરીશ કરે.

પછી તમામ જણાઓએ પોતાની કલમો પાણીમાં નાખીયું, ને તે તમામ કલમ પાણીમાં ડુબી ગઇ ફકત જનાબે ઝકરીયાની એકજ કલમ પાણીપર તરી ને ડુબી નહીં; તેથી તેઓ મરયમ અં૦ ને પાળવાના મુતવલ્લી થયા; જનાબે મરયમના બાપ ઇમરાન પયગંમબર હતા, ને જનાબે ઝકરીયા પણ પયગંમબર હતા, તેઓ મરયમ અં૦ ને પોતાને ઘરે લઈ ગયા, ને તેઓ માટે દાઈ મુકરરર કરી, જ્યારે જનાબે મરયમ બચપણથી મોટા થયા તેઓને ઇબાદતખાનામાં લઈ ગયા, જનાબે મરયમ અં૦ ની નવ વરસની ઉમ્મર થઈ તો બહુ ઇબાદત નમાઝ રોઝા વીગેરે કરતા હતા, ને તેઓ જવાન થયા તો ચેહરાથી વીલાયતના આસાર જાહેર હતા. ને જ્યારે ઝકરીયા મરયમની પાસે જતા હતા તો તેઓની પાસે ગરમીની મોસમમાં સરદીના મેવા અને સરદીની મોસમમાં ગરમીના મેવા જોતા હતા, ને તે મેવા ખુદાવદે કરીમ ગએબથી મોકલતો હતો; એક વખત હઝરત ઝકરીયાએ અંજબ થઇને પુછયું કે આ મેવા કયાંથી છે? કે એની તો હજુ મોસમ પણ આવી નથી, જવાબ આપ્યો કે મારા પરવરદીગાર પાસેથી આવેલ છે; તહકીક ખુદા જેને ચાહે તેને બેશુમાર રોજી આપે છે.

હઝરત ઇમામ મોહંમ્મદ બાકર અં૦ ફરમાવ્યું કે જનાબે મરયમ અ૦ બહુજ ખુબસુરત હતા, જ્યારે મેહેરાબની અંદર નમાઝ પડવા માટે ઉભા રેહતા, તો તે મેહેરાબ તેઓના નુરથી રોશન થઇ જતી હતી.

ખુદાવદે કરીમે જનાબે ઇમરાન અં૦ સાથે વાએદો કરેલ કે તમોને એક ફરઝંદ એવો આપીશ કે તે આંધળાને દેખતો ને મુરદાને જીવતો કરશે તો ખુદાએ તેઓને દીકરી જનાબે મરયમ આપ્યા, પણ જનાબે મરયમ અં૦ ના પેટથી હઝરત ઇસા અં૦ ને પેદા કર્યા, ને તેઓ પયગંમબર થયા ને ખુદાએ વાએદો આપ્યા મુજબ તમામ સીફતો તેઓમાં હતી, તો એથી સાબીત થયું કે ખુદાનો વાએદો હક છે પણ દીકરીની ઓલાદ તે પણ પોતાનીજ ગણાય છે. જેમકે હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે હસન અને હુસએન મારા ફરજંદ છે, અગરચે તેઓ દીકરીના દીકરા હતા.

**જાણવું જોઇએ કે હઝરત ઇસા અ૦ ને ખુદાએ બાપ વગર પોતાની કુદરતથી ફક્ત** માના પેટમાંથી પેદા કર્યા છે, ખુદાની અજબ શાન છે, જે માબાપ બને વગર પેદા કરી શકે, તો તે ફક્ત બાપ વગર પેદા કરે તેમાં શું નવાઇ?

**હઝરત** ઇસા અ૦ ની માનું નામ મુબારક **"જનાબે મરયમ"** છે તેમનો હાલ બહુજ. ઉમદા "જાણવા જેવો છે તેથી લખ્યો છે. જે વખતે જનાબે **મરયમ** અ૦ ને નહાવાનું આવતું તો **મસજીદમાંથી** બાહેર આવતા ને પોતાની માસી ઝકરીયાની બીબી પાસે રેહતા હતા, ને જ્યારે પાક થતા તો મસજીદમાં જતા એક દીવસે ઝકરીયાના ઘરમાં તરફામાં પરદો નાખીને **ગુસલ** કરતા હતા. ત્યાં એકાએક જીબરઇલ એક જવાન શખશની સુરત બનીને આવ્યા, તેઓને જોઇને જનાબે મરયમે કહયું જેમકે ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કે **કાલતઇન્ની અઊઝો બીર રહમાને મીનકા ઇન કુનતા તકીય્યા"** એટલે અએ શખશ હું તારી બદીથી ખુદાએ રહમાનની પનાહ ચાહુછું, માટે અગર જો તું પરહેજગાર હો તો ચાલ્યો જા! આ સાંભળીને જીબરઇલે કહયું કે **ઇન્નમા અના રસુલો રબ્બેકે લે અહબલકે ગોલામન ઝકીય્યા"** એટલે હું તો તુમારા પરવરદીગાર તરફથી પયગામ લાવનાર છું, મને એટલા માટે મોકલ્યાછે કે એવી ખુદાની હીકમત કરૂં કે તમને એક ફરજંદ જે ગુનાહથી પાક હોય (વીગેરે) તેવો પેદા થાય. (હઝરત મરયમે શાદી કરી નહતી અને તેનું વીગત સાથે કારણ ૪૦ આગળ જે મરયમ અ૦ નો અહવાલ લખીશું તેમાં આવશે.)

આ મુજબ સાંભળીને જનાબે મરયમે કહયું કે મેં કોઇ શવહર કર્યો નથી તેમ હું બદકામથી છેટે છુ. તે છતાં મને ફરજંદ કેવી રીતે થાશે?

જીબરઇલે કહયું કે તમારા પરવરદીગારે કહયું કે (વગર બાપે બચ્ચું પેદા કરવું) તે મારાપર આસાન છે. ને એટલા માટે એમ કરશું કે ખલાયકને માટે આયત અને મારી હુજ્જત થાય, અને મારો કમાલ કુદરત અને રહમત થાય, ને મારી મરજીમાં એમજ આવેલ છે કે એ ફરજંદને એજ રીતે પેદા કરૂં. હાંસલ કલામ ખુદાનો હુકમ સાંભળીને જનાબે મરયમ રાજી થયા, તે વખતે જીબરઇલે "હવા" (રૂહ) ને જનાબે મરયમ અ૦ ના મોઢામાં ફુંકીને તે હવા પેટમાં જઇને હમલ થયું; ને કોઇ રીવાયત મુજબ ફક્ત **નવ** કલાકમાં નવ મહીનાના હમલની જેમ બચ્ચું મોટું પેદા થવા જેવું થયું.

પછી મરયમ અ૦ ત્યાંથી બાહેર નીકળ્યા ને પુરા દીવસવાળી ઓરત જેવો હાલ થઇ ગયો; ને બચ્ચું પેદા થવાનો વખત થયો, તો તેઓની માસીએ જોયું તો **અજબ** થયાં, ને જનાબે મરયમને આ હાલથી શરમીંદગી થઈ, તેથી બાહેર ચાલ્યા ગયા, ને તે દીવસ બની ઇસરાઇલનો બજારનો દીવસ હતો, ને ચારે તરફ તેઓ ભેગા થયા હતા. હઝરત મરયમ જુલાહા (કપડા વણનાર) ની પાસે ગયા (તે જમાનામાં જુલાહાનું ઘણું માન હતું તે તેઓનો ધંધો ઉંચો કેહવાતો હતો,) જનાબે મરયમે તેઓને પુછયુ કે ખજુરના સુકા ઝાડ કયાં છે? તે લોકોએ **મશકરી** કરી ને કાઢી મુક્યા એથી મરયમે બદદોઆ કરી કે ખુદા તમારા ધંધાને ખરાબ કરે ને તમને લોકોની અંદર બેઇજ્જત, રૂસવા, અને ફજેત

કરે; (તે વખત પછી તેઓનો ધંધો હલકો અને ખરાબ ગણાય છે) હકીકતમાં મશકરી કરવી તે બહુજ ખરાબ ચીજ છે, ને તેથીજ પયગમબરો વીગેરે મુશકરીથી પરહેજ કરતા હતા.

પછી સોદાગરો (વેપારી) ની એક જમાઅત મળી તેઓને તે ઝાડની નીશાની પુછી તેઓએ બરાબર પતો બતાવ્યો, તેથી તેઓના હકમાં દોઆ કરીકે ખુદા તમારા ધંધામાં બરકત આપે ને ખલાયકને તમારા મોહતાજ કરે,

પછી જનાબે મરયમ તે ઝાડની નીચે ગયા, ને ત્યાં જનાબે "ઇસા." અ૦ પેદા થયા, ને તે વખતે જનાબે મરયમ ગમગીન થયા, ને બોલ્યા કે કાશ હું પેહલેથી મરી જતે ને લોકોની અંદરથી મારૂ નામ મટી જાતે તો સારૂં હતું, કેમકે આ બચ્ચું પેદા થવાથી લોકો મારાપર બદકામનું બોહોતાન નાખશે કે ધણી વગર છોકરો કેમ પેદા થયો, ને મારી વાત લોક કેમ કબુલ કરશે કે ખુદાના હુકમથી જીબરઇલે રૂહ ફુંકવાથી બચ્ચું પેદા થયું છે, મને સરવે કોઈ જાણે છે કે હું તેઓના ઇમામની દીકરી છું, ને હઝરત ઝકરીયા પયગમબરની ગોદમાં મારી પરવરીશ થઈ છે, હવે આ ખીજાલતને કેવી રીતે દફે કરીશ, ને લોકોની જબાન કેવી રીતે બંદ કરૂં, ને શું જવાબ આપું. પછી જીબરઇલે આવાજ આપી કે અંએ મરયમ તમો ગમગીન ન થાઓ ને તમારી નીચે નેહર છે તેમાંથી પાણી પીઓ, નહાઓ, ને આ ઝાડમાંથી રૂતુબ ખાઓ ને શામાટે ગમગીન થાઓ છો ખુદાએ તમને મોટો મરતબો આપ્યો છે તેથી ખુશી થાઓ. મનકુલ છે કે ત્યાં નેહર હતી તે સુકી હતી પણ હઝરત ઇસાએ પગ માર્યો તેથી જારી થઈ, ને ખુરમાનું ઝાડ હતું તે પણ સુકુ હતું ને ખુરમાની મોસમ પણ નહતી પણ મરયમ અ૦ ને હુકમ થવાથી તે ઝાડને પગ લગાડયો તેથી તે લીલુ થઈ મેવો લાગ્યો ને તાજા રૂતબ પડયા. રીવાયતમાં છે કે ખુદાએ ખુરમા એકદમ જમીનપર ન પાડતા હુકમ કર્યો કે ઝાડને હલાવો તો એથી મતલબ એ કે કોશીશ કરેથી ખુદા રોજી આપે છે. ને એજ મુજબ લોકોમાં આદત જારી રહે. પછી ઇસા અ૦ ફરમાવ્યું કે મને એક કપડામાં વીંટો. ને બીજી કેટલીક બાબતો બયાન કરી, ને કહેયુ કે અગર કોઈ માણસને જુઓ તો કહોકે રોજો રાખ્યો છે તેથી નહીં બોલું (તે વખતે રોજો રાખતા તો ખુદાના ઝીકર સીવાય બાત પણ ન કરતા, ને ઇસા અ૦ કહ્યું કે કહો રોજો છુ એટલે ઇશારાથી સમજાવો.) હઝરત મરયમે જે ખુરમો ખાધો તે બહુજ ઉચી જાતનો હતો, ઇમામ મોહમ્મદ બાકર અ૦ ફરમાવ્યું સુવાવડી ઓરતને માટે તાજા રૂતુબ બહુજ સારા છે, કે તેના જેવી કોઇ ચીજ શફા આપવાવાળી નથી. કે ખુદાએ મરયમ માટે ખાવાનું કહયું. મરયમ અ૦ ને ઇસા અ૦ પેદા થયા તે વખતે જનાબે મરયમની દસ વરસની ઉમ્મર હતી.

મનકુલ છે કે જે વખતે મરયમ અ૦ ખુરમાના ઝાડની પાસે પહોંચ્યા, તો સરદી લાગી ને તે વખતે ત્યાં યુસુફ નજ્જારે લાકડા લાવી ચારે તરફ સળગાવી આપ્યા, કે મરયમ અ૦ ને સરદી નલાગે ને પોતાની પાસે સાત અખરોડ હતા તે કાઢીને આપ્યા, ને તે જનાબ મરયમે ખાધા ને તેજ સબબથી નસારા (અંગરેજ) હઝરત ઇસા અ૦ ની જન્મની રાત્રે આગ સળગાવે છે ને અખરોડથી રમત કરે છે.

પછી જનાબે મરયમ હઝરત ઇસા અ૦ ને લઇને પોતાની કોમ તરફ આવ્યા, તે વખતે તમામ જણુઓ બોલ્યા કે અએ મરયમ તમો એક નવાઈની ચીજ લાવ્યા છો, કે બાપ વગરનું છોકરૂં લઈ આવ્યા, અરે મરયમ ! તમારો બાપ અને મા તો ખરાબ કામ કરનાર ન હતા, ને તમોએ આ શું કર્યુ ? ! એટલે તમો અવા ખાનદાનના હોવા છતાં શા માટે બદકામ કર્યું કે તેથી બચ્ચું પેદા થયું.

મનકુલ છે કે જ્યારે જનાબે મરયમને તેઓની ઇબાદતની જગ્યોમાં ન જોયા તો હઝરત ઝકરીયા અને બીજા કેટલાંક જણુ તેઓને તપાસવા માટે નીકળ્યા, ત્યાં જોયું કે હઝરત મરયમ જનાબે ઇસા અ૦ ને તેડીને ચાલ્યા આવેછે, બનીઇસિરાઇલની ઓરતો ભેગી થઈ ગઈ ને ખરાબ સુખનો કહી મેણા મારવા લાગી. એટલે સુધી કે તેઓ પર થુકવા લાગ્યું. હઝરત મરયમે જરા પણ વાત કરી નહીં ને એમજ ગુપચુપ ઇબાદતની મેહરબામાં ગયા, તે વખતે ઝકરીયા બનીઇસરાઇલની સાથે તેઓ પાસે ગયા ને કહ્યું કે અએ હારૂનની બેન તમોએ બદકામ કર્યું ને તમારા સબબથી બની ઇસરાઇલને બદ નામ કર્યા; મરયમ અ૦ ને હારૂનની બેન એટલા માટે કહી કે તે વખતમાં હારૂન કરીને એક શખશ ખરાબ હતો ને તે ઝીનાકાર હતો તેથી હારૂનની બેન કહી. ઇમામ મોહમ્મદ બાકર અ૦ થી મનકુલ છે કે ૭૦ ઓરતોએ જનાબે મરયમ અ૦ પર ઝીનાની તોહમત નાખી.

તે વખતે ખુદાવંદે કરીમે હઝરત ઇસા અ૦ ને ગોયા (બોલતા) કર્યા તેથી બોલ્યા કે અરે વાય થાય તમારા પર ? કેમ મારી મા ઉપર બોહતાન નાખોછો ? હું ખુદાનો બંદો છું મને ખુદાએ પોતાનો પયગમબર કર્યો છે ને મને કીતાબ આપીછે. ખુદાની કસમ ખાઇને કહુંછું કે તમોએ મારી મા ઉપર તોહમત નાખી છે તેથી તમોને હદ મારીશ; પછી જ્યારે હઝરત ઇસા અ૦ પયગમબર થયા તો તોહમત નાખનારો પર હદજારી કરી.

**બીજી** રીવાયતમાં છે કે જે વખતે જનાબે મરયમને ઓરતોએ ખરાબ કલામ કહ્યા તો પોતે ચુપ રહીયા. કાંઇ જવાબ આપ્યો નહીં; પણ હઝરત ઇસા અ૦ તરફ ઇશારો કર્યો કે આ બચ્ચાને કહીને તમારો જવાબ સાંભળો, લોકોએ કહીયું કે તે નાનું દુધ પીતુ બચ્ચું છે તેને કેવી રીતે પુછીએ? તે વખતે હઝરત ઇસા અ૦ બોલ્યા ને ફરમાવ્યું કે હું ખુદાનો બંદોછું મને તેણે કીતાબ અતા ફરમાવી છે, એટલે મારાપર ઇનજીલ મોકલશે ને મને પયગમબર કર્યો છે, વળી મને બરકતવાળો કર્યો છે એટલે મને ઇલિમ આપ્યો છે ને બીમારોને શફા આપવી મુરદાઓને જીવતા કરવાની શક્તિ આપીછે. ને હું જ્યાં રહું ત્યાંથી ખલ્કને મારા તરફથી ફાયદો પહોંચશે ને મને વસીયત કરીછે નમાઝ પડવાની અને ઝકાત આપવાની ને તેની ખલ્કને તાકીદ કરવાનો હુકમ પણ કર્યોછે, કે જ્યાં સુધી જીવતો રહું ત્યાં સુધી એ કામ કર્યા કરૂં.

વળી મને મારી માના તરફથી નેક કીરદાર કર્યોછે ને માનો હુકમ ન પાળવો ને શકી (ખરાબ) થવું એ મારા માટે નથી. **"વસ્સલામો અલય્ય યવમા વોલિદતો વયવમા અમુતો વયવમા ઊબ અંસો હૂંય્યા"** એટલે મારા પર ખુદાની સલામ છે જે દીવસે કે હું જન્મ પામ્યો, ને જે દીવસે કે ગુજરી જઇશ ને જે દીવસે કયામતમાં મરવાની બાદ જીવતો થઇને ઉઠીશ.

જ્યારે આ મોઅજીઝો જોયો ને હઝરત ઈસાએ એ મુજબ કલામ કર્યો તો બની ઈસરાઈલ સમજ્યા કે હઝરત **મરયમ** અ૦ અમો સમજીએ છીએ તે કામથી પાક છે. ને જે બદ ગુમાન કરતા હતા તે ખોટા છે બલકે આ બનાવ ખાસ ખુદાની કુદરતથીજ મોઅજીઝા તરીકે બન્યો છે,

મનકુલ છે કે જનાબે મરયમને ખુદાવંદે કરીમે મોટા દરજ્જો આપેલ છે ને તે કુરઆનમાં એક આયતની અંદર બે વખત મોટો મરતબો આપ્યો એવું ફરમાવેલ છે, તો એક મરતબો તો એ કે તેઓને પયગંમબરોની નસલથી પેદા કર્યા, અને બીજો મરતબો એ કે તે વખતની તમામ ઓરતોથી મોટા દરજ્જે હતા કેકોઇ મરદે હાથ અડાડયા સીવાય હઝરત ઈસાનો જન્મ થયો.

જનાબે મરયમ તો પોતાના વખતની ઓરતોથી મોટો મરતબો ધરાવતા હતા પણ જનાબે ફાતેમાએ ઝહરાને ખુદાએ તમામ દુનીઆની ઓરતો કરતા મેહટો મરતબો આપ્યોછે ને તેથીજ તેઓનું નામ છે કે "સઇયદ તુન્ને સાઅઇલ આલમીન" એટલે દુનીઆની તમામ ઓરતોની સરદાર.

મનકુલ છે કે એક દીવસ હઝરત રસુલે ખુદા સ૦ બેઠા હતા ને જમીનપર ચાર લીટીઓ ખેંચીને ફરમાવ્યું કે તમો જાણોછો? કે આ ચાર લીટીઓ શું છે? અસહાબોએ અરજ કરી કે ખુદા અને રસુલે ખુદા બેહતર જાણેછે; તે વખતે હઝરતે કહ્યું કે બેહીસ્તની અંદરની ઓરતોમાં **ચાર** ઓરતો બેહતર છે.

૧–ખુદએજા, ખુંવયલદની દીકરી. ૨–ફાતેમાહ, મોહંમ્મદ નીદીનરી, ૩–મરયમ, ઇમ્રાનની દીકરી. ૪–આસીયાહ, મઝાહેમની દીકરી.

ખુદએજાતે જનાબે ફાતેમાહ અ૦ ની મા, ને રસુલે ખુદાસ૦ ની બીબી, ને ફાતેમાહ તે, હઝરત રસુલે ખુદા સ૦ ની દીકરી, ને અમીરલ મોઅમેનીન અ૦ની બીબી ને મરયમ તે હઝરત ઈસા અ ની મા; ને આસીયા તે ફીરઔનની ઘર વાળી.

## ફસલ અગીઆરમી બદબખ્ત ફીરઔનની, નેકબખ્ત ઓરત, જનાબે આસીયાહનો અહવાલ.

જાણવું જોઈએ કે જનાબે આસીયાહની તારીફ ખુદાવંદે કરીમે "કુરઆન" શરીફમાં ફરમાવી છે. તો વીચારવાનું કે જે ઓરતની તારીફ ખુદ ખુદા કર તેનો મરતબો કેટલો હોવો જોઈએ? ફીરઔન મલઉનના ઘરમાં હોવા છતા પોતાનું ઈમાન મુસતકીમ (મજબુત) રાખતા હતા.

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે ત્રણ શખ્શ એવા છે કે ખુદાના ફરમાનથી એક આખ વીચકારા જેટલા પણ કાફર થયા નથી. ૧–મોમીન આલે ફીરઔન ૨–આસીયા ફીરઔનની ઓરત, ૩–હઝરત અલી અ૦ વળી હઝરતે ફરમાવ્યું કે બેહીસ્તની બેહત-

રમાં બેહતર ચાર ઓરતો છે, જનામે ખોદએજાના અહેવાલમાં બયાન થયા, તો તેમાં ચોથું નામ આસીયાનું છે.

મનકુલ છે કે ફીરઔન મલઉન, ખુદાઈનો દાવો કરતો હતો, તેના જમાનામાં, હઝ- ઇલ કરીને એક મોઅમીન હતો. તેની ઓરત પણ મોઅમીના હતી. તે હઝઈલને ફીર- ઔને મારી નખાવ્યો હતો. અને તેની ઓરત હતી તે, ફીરઔનની છોકરીની **"મશશા- તાહ"** (એટલે માથું ગુંથનારી) હતી, એક દીવસ મજકુર ઓરત તે છોકરીનું માથું ઓળતી હતી ત્યાં તેના હાથમાંથી, કંગઈ પડી ગઈ, તેથી તેણે **"બીસમીલ્લાહ"** કહીને તે કંગઈ ઉપાડી; આ સાંભળીને, તે છોકરીએ પુછ્યું તેં જે અલ્લાહને યાદ કર્યો; તે મારો બાપ કે? તેણે જવાબ આપ્યો કે નહીં, હું તો તારો, મારો, અને તારા બાપનો જે પેદા કરનાર છે તેનું નામ લઉંછું. છોકરીએ કહયું હું મારા બાપને કહી દઈશ!! તે મોઅમી- નાએ કહયું કહી દેજે. પછી મજકુર છોકરીએ ફીરઔનનેતમામ હાલ કહ્યો, તેથી ફીરઔને તે મોઅમીનાહને, તથા તેના બચ્ચાઓને, બોલાવ્યા, ને તે બાઈને પુછયું કે તારો પરવર- દીગાર કોણ છે? જવાબ આપ્યો કે, મારો અને તારો પરવરદીગાર તમામ જહાનનો ખુદા છે તે છે. આ સાંભળીને તે ઝાલીમે હુકમ કર્યો કે, એક તાંબાના તન્નુરમાં આગ સળ- ગાવો, પછી તે મોઅમીના અને તેના બચ્ચાઓને. બાળી નાખવા માટે તન્નુર પાસે બોલાવ્યા, તે વખતે મોઅમીનાએ માંગણી કરી કે, અએ ફીરઔન તું અમને બાળી નાખે છે, તો મારી અરજ છે કે, અમારા હાડકાને જમીનમાં દફન કરજે. ફીરઔને કહ્યું તારો હક મારા પર છે, તેથી હું આ વાતને કબુલ કરૂં છું, ને તારા કહેવા મુજબ કરીશ. પછી તે ઓરતના એક એક છોકરાને તન્નુરમાં નાખ્યો, પછી જે વખતે તેના નાના **"શી- રખાર"** (દુધપીતા) બચ્ચાને, તે આગમાં નાખ્યો. તો તે, બચ્ચું કુદરતે ખુદાથી બોલ્યું કે અએ માં!! **"સબર"** કર!!! કેમકે તું હક પર છો. (એટલે તું ફીરઔનને ખુદા કેહતી નથી, તેથી અમને આગમાં નાખ્યા ને તને નાંખશે.) તેની બાદ તે બીચારી મો- અમીનાહને પણ આગમાં નાખી. (**"નાજી"** કહે છે હાય અફસોસ, આ, રીવાયતથી, દીલ ભરાઇ આવે છે, કે અલ્લાહો અકબર, આ ફાની દુન્યાની મગરૂરી અને પઇશા માટે, એવી બેરહમી કરી, આતો શું પણ કરબલાનો હાલ યાદ કરીએ તો, દીલ બળે છે તે તો એક તરફ પણ વીચાર થાયછે કે, તે કયા સંગ દીલ બેરહમ હતા, કે દુન્યાના પઇશા માટે ઇમામ અ૦ ના ઘરને બરબાદ કરી નાખ્યું) ફીરઔનની બીબી **"આસીયાહ"** ના, હાલમાં લખેછે કે, તે દીનદાર ખાલીસ મોઅમીનાહ હતી, ફરીઔનના ઘરમાં હમેશા મ- ખફી (છાની) ખુદાની ઇબાદત કરતી હતી; પછી જે વખતે ઉપરનો બનાવ બન્યો એટલે તે મોઅમીનાહને અને તેના બચ્ચાઓને ફીરઔને બાળી નાખ્યા, તો આસીયાહએ જોયું કે તે બાઈની રૂહને ફીરીસ્તા આસમાન તરફ લઇ જાયછે. આ ખુદાની કુદરત નજરે જોે- વાથી, આસીયાહનું ઈમાન વધારે મજબુત થયું. તેટલામાં ફીરઔન તેની પાસે આવ્યો ને તે મોઅમીનાહને બાળી નાખવાનો હાલ બયાન કર્યો. આ સાંભળીને આસીયાહએ ક- હ્યું કે, વાય વાય તારાપર, અએ ફીરઔન તું ખુદાની સામે આવી બે અદબી કરે છે? ફીરઔને કહ્યું, શું તું પણ તે ઓરત જેવી દીવાની થઇ ગઇ છે? (એટલે તું પણ મને

ખુદા કેહતી નથી ?) આસીયાહએ કહ્યું હું દીવાની થઇ ગઈ નથી. પણ હું જે મારો અને તમામ દુન્યાનો પૈદા કરનાર છે, તેનાપર ઇમાન લાવી છું. આ સાંભળીને ફીરઔને આસીયાહની માને તેડાવીને કહ્યું કે, આ તારી છોકરીની અકકલ ચાલી ગઇ છે, માટે તેને સમજાવ ! ! કે તે મુસાના ખુદાપર ઇમાન લાવી છે તેને છોડી આપે, નહીંતો હું તેને મારી નાંખીશ. આસીયાહની માએ તેને ઘણી રીતથી સમજાવી, પણ કાંઈ ફાયદો થયો નહીં. એટલે ફીરઔનને ખુદા કેહવાનું કબુલ કર્યું નહી. તેથી તે મલઉન બદબખ્ત નાપાકે, તે બીચારી નેકબખ્ત પાક પાકીઝાહને, સુવરાવી હાથ પગમાં લોહાના ખીલા જડી સખત ઇજા આપી, ને જે વખતે તેઓપર આ ઝુલમ થવા લાગ્યો, તે વખતે હઝરત મુસા અ૦ તે તરફથી નીકળ્યા, તો આસીયાહનો, એવો હાલ જોઇને, ખુદા પાસે દોઆ કરી તો તેજ વખતે ખુદાએ તેઓની ઇજાને દુર કરી, તે વખતે આસીયાહએ દોઆ કરી કે, અએ પરવરદીગારા ! ! મારા માટે બેહીસ્તમાં એક મકાન બનાવ ! ! ! તો તેજ વખતે ખુદાવંદે તઆલા તરફથી આવાજ આવી કે, આસમાન તરફ નજર કર ! આ સાંભળીને આ રીયાએ, આસમાન તરફ નજર કરી, તો પોતા માટે બેહીસ્તમાં મકાન જોયા. ને તેથી બહુજ ખુશી થયા ને હસ્યા. ફીરઔને તેઓને હસતા જોઇને, કહ્યું કે, આ કેવી દીવાની છે? કે હું તો તેને ઇજા પહોંચાડું છું ને તે હસેછે. પછી તેજ વખતે હઝરત આસીયાહ ખુદાની રહેમતે પહોંચ્યા "નાજી" કહે છે કે ફીરઔને પોતાની ખુદાઈ ચલાવવા માટે ઘણા ખુન કર્યા છે, "હાય" અફસોસ દુન્યાની મોટપ અને પઈસાની લાલચને માટે બંદગાને ખુદાને જાનથી મારી નાખ્યા. ને કેવા કેવા બીચારા નેકબખ્ત લોકોને ઇજા પહોંચાડી, ખુદાવંદેકરીમ તેવા મલઉનોને હાલ જે અઝાબ થતો હોય તે કરતાં લાખો દરજા વધારે અઝાબ કરે. અને જે જે ઇજા ઉઠાવી મઝલુમીથી શાહીદ થયાછે. તેઓને હાલ જે દરજો આપ્યો હોય તે કરતા કરોડો દરજે વધારે અતા ફરમાવે. મેં દોઆ કરી ઉમ્મેદછે વાંચનાર સાહેબો "આમીન" કેહશો.

# અહેવાલ આઠમો.

નેકબખ્ત અને પરહેઝગાર, ચાલાક, અને અક્કલમંદ વીગેરે ઓરતોના બયાન.

તેની અંદર અઢાર ફસલો છે.

## ફસલ પહેલી આંધળી, બેરી, અને હાથ પગ વગરની ઓરત.

હું ખુદા પાસે દોઆ માગુછું, કે તમો સરવે મારી બહેનો, આ ઓરત જેવી, આંખ, કાન, હાથ પગ, અને જબાન વગરની થાઓ.

યા અલ્લાહ વાંચનાર અને સાંભળનાર આનુંઓ કેહશે કે "નાજી" ને શું થઈ ગયું ? કે અવી બદદોઆં અમારા માટે ચ.હેછે ! ! ! પણ ના, ના, એ બહુજ સારી નેક દોઆ છે કે તમો આ હીસ્સાને વાંચ્યા પછી એવી હાલત થવા માટે આતુર થશો.



મનકુલ છે કે એક શખશ પરહેઝગાર દીનદાર અને આંબીદ હતો, ને હર હાલમાં ખુદાપર તવકલ કરતો હતો; તે સાથે સતોષી પણ ઘણી હતી, એક વખત બે દીવસના ફાકા થયા, ત્રીજે દીવસે નદીને કીનારે જાઇને વઝુ કરવા લાગ્યો, ત્યાં પાણીની અંદર જોયું કે એક સેબ પડેલું છે તે ત્રણ દીવસનો ભુખ્યો હતો તેથી તે સેબ ખાઇ ગયો, ત્યાં કોઇએ કહ્યુ કે અરે તું પરહેઝગારીનો દાવો કરે છે તે છતાં આ સેબ ખાધું તો તે ક્યાંથી હલાલ થયું ? આ સાંભળવાથી તે ડરી ગયો ને પોતાનું માથું કુટી લીધું ને બોલ્યો કે આહ આહ મેં બદ કર્યું, એમ કહીને તે સેબ ક્યાંથી વેહીને આવ્યું હશે તેની તલાશ કરવા માટે ઉપર ગયો તો બાગ જોયો તે બાગવાળા પાસે તેની માફી ચાહી, બાગવાળાએ કહયું કે અમો ત્રણ ભાઇ છઇએ ને આ બાગમાં ત્રણેનો ભાગ છે; તો હું મારા હીસ્સાની માફી આપુછું; એમ કહી તેને રાત્રે ત્યાં રાખ્યો, સવારે તેના બીજા ભાઈ પાસે ગયો, પંદર માઇલને આસરે છેટે તે રેહતો હતો ત્યાં પહોંચ્યો; તેણે આંબીદની મહેમાની કરીને પોતાનો ભાગ માફ કર્યો. ત્યાંથી બીજે દીવસે ત્રીજા ભાઈ પાસે ગયો ને પોતાના મતલબની વાત કહી, તેણે જવાબ આપ્યો કે સાહેબ એક અઠવાડીયું રહો પછી જવાબ આપીશ, આંબીદે કહયું કે સાહેબ પહેલે તે સએબનો હીસ્સો માફ કરી આપો પછી મરજીમાં આવે તે કરો. તેણે કહયું કે ભાઈ હલાલ કરવામાં મારો ઇખ્તેયાર છે મારી મરજીમાં આવશે તો હલાલ કરી માફ કરીશ. આબીદે કહયું કે અગર એવીજ મરજી હોય તો તે તમારા હીસ્સાની કીંમત કહો તે આપું;

જ્યારે તે શખશે એવી રીતે મજબુત અને ઘટ જોયો તો બોલ્યો કે સાહેબ હું મારો હીસ્સો વેચનાર નથી, પણ મારી મરજી મુજબ એક કામ કરો તો માફ કરી આપું. આંબીદે કહ્યુ કે તે ક્યુ કામ છે ? તેણે જવાબ આપ્યો કે મારી એક દીકરી આંધળી બેરી જબાન અને હાથ પગ વગરની છે; એ છોકરી સાથે તુ શાદી કર તો મારો હીસ્સો માફ કરૂં; ને જો એ છોકરી સાથે નીકાહ નહી કરીશ તો હું કદી પણ કોઇ રીતે મારો હીસ્સો માફ કરનાર નથી.

આંબીદે કહયું કે સાહેબ હું આંબીદ શખશ એવી છોકરીને લઇને શું કરૂં ? તેણે કહયું કે તે વીશે હું કાંઈ જાણુતો નથી જોઇએ તે કર ! ! ! પણ એ સીવાય બીજો ઈલાજ નથી, "નાજી" કહેછે કે, હવે તે બીચારો શું કરે ? ખુદાની મરજી સાંચવવાને હરામ કામથી નજાત પામે એટલે તે નજીવો હીસ્સો માફ કરાવા ગયો તો આ મુજબ ગળામાં દેખીતી બલા આવે છે, કે હાથ પગ વગરની વળી આંધળી અને બેરી ઓરતને લઇને શું કરે ? તેને કેવી રીતે સાંચવે બીચારો ઘણો હએરાન અને પરેશાન થયો હશે; પણ દીનદારી એને કહે છે કે જે થાય તે થાય દુનીઆ આ પારથી ઓ પાર થઈ જાય, પણ

બસ ખુદા રાજી રહે તેજ કામ કરવું, ને તે વખતે ખુદા પણ તેને એવા હાલમાં ન છોડતા તેનો નેક બદલો એવો આપેછે કે તે આગલી મુસીબતો મીઠી સાકર જેવી લાગી તેથી ખુંશ ખુંશ થઇ જાયછે.

હાસલ કલામ, આંબીદે જાણ્યું કે એ છોકરી સાથે નીકાહ કરવા સીવાય છુટકારો નથી, તેથી લાચાર થઇને કબુલ કર્યું; તેથી તે શખશે પોતાની છોકરીના નીકાહ તે આંબીદ સાથે કરી આપ્યા, ને એક ઘરની અંદર પોતાની છોકરીને તખત ઉપર બેસારી, જ્યારે આંબીદ અંદર જવા લાગ્યો હશે તે વખતના તેના દીલનો હાલ પુછવો જોઈએ કે કેવા વીચાર અને ફીકરમાં પડી ગયો હશે? કે આ બલાને હું શું કરીશ? ખૈર તે તો ઘરની અંદર ગયો તો જોયું કે એક જવાન છોકરી ખુબસુરત હાથ પગવાળી સહીહ સાલીમ તનદુરસ્ત તખત ઉપર બેઠેલી છે, વાહ સુબહાનલ્લાહ આંબીદ પણ કેવો ઇમાનદાર કે એવી એકાંત અને આવી ખુબસુરત રૂપાળી છોકરી જોવા છતાં એકદમ બાહેર ગયો, ને પોતાના સસરાને જઈને કહ્યું કે સાહેબ તમોએ મારી સાથે કેમ મશકરી કરી? કે જે છોકરી સાથે મારા નીકાહ કર્યા, તેની પાસે ન મોકલતા બીજી પાસે મને શામાટે મોકલ્યો? અરે સાહેબ આ છોકરી હાથપગવાળી તનદુરસ્ત છે;

આ સાંભળીને તે શખશે કહ્યું કે અએ આંબીદ મારી છોકરી તો એજ છે કે જેને તેં જોઇને તેનીજ સાથે તારી શાદી કરી આપી છે; ને જે તેના વીશે મેં કહેલ કે હાથ પગ આંખ કાન નથી તે પણ સાચી વાત છે ને તેની હકીકત આ મુજબ છે તે ધ્યાન આપીને સાંભળ!! મેં કહ્યું કે તેને **આંખ** નથી તેથી એ મતલબ કે તેણીએ પોતાની આંખ નામહરમ પર નાખી નથી, તો ગોયા તેની હરામ કામ થીએલી **આંખ** નથી, ને એવી આંખથી આંધળી છે; તેને **કાન** નથી કહેલ તો તેણીએ કાનથી હરામ સુખન સાંભળ્યા નથી, તો જે કાને હરામ કામ કરેલ હોય એવા કાન નથી; ને **જબાન** નથી એટલે જબાનથી નામહરમ સાથે વાત નથી કરી, તો જે જબાનથી નામહરમ સાથે વાત નથી કરી, તો જે જબાનથી નામરહમ સાથે વાત કરી હોય એવી જબાન નથી; ને **હાથ નથી** એટલે તેણીએ હાથે કરીને કોઈ હરામ કામ કરેલ નથી, તો જે હાથે હરામ કામ કર્યા હોય એવા હાથ નથી. ને **પગ** નથી એટલે તે પગેથી ચાલીને કોઇ હરામ કામ કરવા ગએલ નથી, તો જે પગે હરામ કામ કર્યા હોય એવા પગ નથી.

**તો** અએ આંબીદ તને એવો પરહેજગાર જોયો કે એક સેબ હલાલ કરવા માટે આટલી તકલીફ ઉઠાવી, તેથી મેં જાણ્યું કે આ મારી આવી સીફત વાળી છોકરી તારાજ લાયક છે તેથી તને આપી. કે આ નેઅંમત ખુદાએ તારાજ માટે બનાવી છે હવે તું જાણ કે મને આ છોકરી સીવાય બીજી ઓલાદ નથી તેથી કહું છું કે આ તમામ માલ દૌલત તારાજ માટે છે, માટે હવે બેફીકર રહીને ખુદાની ઇબાદતમાં મશગુલ રહે કે **તવક્કલની** બરકતથી અવી નેઅંમતે પહોંચ્યો;

**"નાજી"** કહે છે કે **હીરા**ની પરખ ઝવેરીને હોય છે, આ જમાનામાં ઘરમાં છોકરી હોય, તો તે આપવા માટે પઇશા અને માલ તપાસશે જોઇએ તો તે પઇશાવાળો

બે નમાઝ હોય, શરાબખ્વાર હોય, ઝીનાખોર હોય; દીનથી ઉલટો ચાલતો હોય તે તરફ ધ્યાન નહીં કરે, બસ ફક્ત પઈશાવાળો હોય તો બસ છે. પણ ઈલમ ઈબાદત અને દીનદારી તપાસશે નહીં, અરે એ બાબતો તપાસવી તો એક તરફ પણ જો એવી સીફાતવાળો શખશ નાણાવગરનો હશે તો તેને કદી છોકરી નહીં આપે. આહ આહ એ કેવી મોહટી ભુલ છે? અરે સાહેબો નાણુ હમેશા બેસી રેહતુ નથી, નાણાવાળો જોઈને આપે ને ફકીર થઇ જાય છે, ગરીબને આપે ને અમીર થઇ જાય છે, એતો તકદીરની વાત છે; માટે જેમ બને તેમ દીનદારી અને નેક ચાલ તપાસવી; જેમકે મજકુર શખશે જુવો કે એક ચાલતા મુસાફરને વગર ઓળખાણે પીછાણે પોતાની છોકરી પરાણે આપી; તેમજ મરદ લોકો પણ ધ્યાન નથી રાખતા કે કેવી ઓરત લાવવી, એ પણ પઇશાવાળાની છોકરી તપાસશે પણ એ નહીં તપાસે કે તે પડેલી, પાક દામન, પરહેજગાર, છે કે નહીં, પરદામાં રેહશે કે નહીં માટે એમ ન કરતા પોતાની આખેરતની ખેર થાય એવી ઓરત કરવી જોઈએ

## ફસલ બીજી એક નેકબખ્ત ઓરતની પાક દામની અને દોઆ કબુલ થવી.

મનકુલ છે કે ખુરાસાનની અંદર એક શખસ માલદાર હતો, તેની ઓરત ઘણીજ ખુબસુરત અને પાક પાકીજા નેકબખત હતી. ધણીની ફરમાબરદાર અને પરહેજગાર હતી. હમેશાં સાચું બોલતી ને ધણીની કોઇપણ વાતમાં ખયાનત કરતી નહતી.

મજકુર શખશનો એક ગુલામ બલખી બહુજ નાપાક અને ખરાબ હતો, એક દીવસ તે ઓરત વઝુ કરતી હતી અચાનક ત્યાં ગયો ને તે ઓરતના ચેહરાપર નજર પડી ને તેજ વખત તેનાપર આશક થઇ ગયો, ને એકદમ તેનાપર ફરેફતો થઈ તેની મુલાકાતના વલવલામાં ઘણી જાતના તંતર મંતર કર્યા પણ કોઈ રીતે ફાવ્યો નહીં. મજકુર ઓરતને તેના હાલની ખબર પડવાથી બોલી કે અએ બદબખ્ત શકી મારા ઘરમાં તું મારા છોકરાની મીસાલ છો મારા મરદના ઘરના નમકથી ડર, ને આ બાબત છોડી આપ, ને થંડા લોઢાને ટીપ નહીં, કે તેમાં કાંઇ ફાયદો નથી. યાદ રાખ મારા પાક દામનને તારા નાપાક દામન સાથે મળવા આપનાર નથી.

એ મુજબ તે નેકબખ્તે કમબખતને સમજાવ્યો પણ તેને જરાએ અસર થયો નહીં ને હમેશા તેની વીસાલનો ઊમ્મેદવાર રેહતો હતો પણ જ્યારે કોઈ રીતે તે ફાવ્યો નહીં, તો તે પાક દામન ઉપર તોહમત મુકી દુઃખી કરવાના વીચારમાં પડયો ને તેજ કારણથી બે પોપટ વેચાતી લીધા, એકને પોતાના બલખી જબાનમાં સીખવ્યું કે મેં બીબીને દરબાન (નોકર) ભેગી સુતા જોઈ. ને બીજાને સીખવ્યું કે મેં બીબીને જોઇ. એ મુજબ બંને પોપટને જુદી જુદી વાત સીખવી ને હમેશા એજ મુજબ યાદ અપાવતો હતો, ને તેઓને આદત પડવાથી હમેશા એજ મુજબ બોલ્યા કરતા હતા; ને તે બાનુ તથા તેનો મરદ તેઓ મોગલ હોવાથી બલખી બોલી જાણતા નહતા, પણ ફકત તેઓનું બોલવું સાંભળી

ખુશ થતા હતા, ને તે ઓરતને બને પોપટ બહુજ પસંદ આવી ગયા; તેથી પોતાથી જુદા કરતી નહતી ને બહુજ પ્યાર કરતી હતી,

બનવાકાળ એક વખત બલખના મુલકના કેટલાંક માણસો તેને ઘરે મહેમાન આવ્યા, ને તેઓ બેઠેલા ત્યાં તે પોપટને લાવ્યા; ને તેઓ પોતાની આદત મુજબ તેજ બને કલમા બોલવા લાગ્યા; એ સાંભળીને મહેમાનોએ શરમના લીધે માથું નીચે કર્યું; ને એ કલામથી બહુજ તાઅજ્જુબ થયાં; ને વીચારમાં પડી ગયા, ઘરવાળાએ જોયું કે મહેમાનોના ચહેરા ઉદાસ અને પરેશાન થઇ ગયા, પણ તે શા કારણથી હશે તે સમજ્યો નહીં, તેથીપુછ્યું કે શા માટે તમો વીચારમાં પડી ગયા છો ? તે વખતે એક જણાએ કહ્યું કે અએ સાહેબ તમો આ પોપટની જબાન જાણતા નથી ? તેણે કહયું કે આ શું બોલે છે તે સમજતો નથી પણ એનો આવાજ બહુંજ સારો લાગે છે, તમો સમજતા હો તો કહો શું કહે છે ?

મહેમાને કહયું કે એક પોપટ કહે છે કે મેં બીબીને દરબાન ભેગી સુતા જોઈ, ને બીજો કહે છે કે મેં બીબીને જોઈ.

આ મત્કો બરાબરનો સમજીને ગુલામ નાપાક તેજ વખતે બોલ્યો કે હા સાહેબ મેં ઘણી વખત એ મુજબ જોએલ છે.

ઘરવાળાને એકદમ ગુસ્સો આવી ગયો ને પોતાની ઓરતને જાનથી મારી નાંખવા નક્કી કર્યું ને કોઈ સાથે કેહવરાવ્યું કે અએ મક્કરબાજ આવી પરહેઝગાર દેખાતી હતી ને અવા ખરાબ કામા કરે છે ? બસ તને મારી નાંખવી હલાલ છે.

આ મુજબનો પએગામ જ્યારે તે બીચારી પાકદામને સાંભળ્યો તો ઘભરાણી ને એકદમ અંદરથી દરવાજા પાસે પરદાની અંદર આવીને બોલી કે અએ મરદ આ શુ કહે છે? અરે ખુદાનો ખૌફ નથી કે અવું તોહમત મુજ બેગુનાહપર નાખે છે ! ? નેં ખુદા ગવાહ છે કે આ બાબતની બીલકુલ મને ખબર નથી, વળી આ બાબતમાં તમો જલદી ન કરો કે આખર પસતાવું પડે, ને પાછળથી પસતાવુ બીલકુલ ફાએદો નહીં કરે. અક્કલમંદ લોકો મારી નાખવા માટે બહુજ વીચાર અને તપાસ કરવી વાજબ જાણે છે; ને જો મને મારી નાખવીજ હોયતો વખત ક્યાં ચાલ્યો જાય છે; ને હું તમારા કબજામાંથી ક્યાં જનાર છુ, ને જો જલદી કરીને વગર તપાસે મને મારી નાખશો ને પાછળથી મારૂં બેગુનાહપણું સાબીત થયું તો આખેરતનો વબાલ તમારાપર બાકી રેહશે.

આ સાંભળીને મરદ ખામોશ થઈ ગયો; પછી ઓરતે પુછ્યું કે તમોને કેવી રીતે સાબીત થયું ? મહેમાનોએ કહ્યું કે આ પોપટ કહે છે; ઓરતે કહ્યું કે શરામાં તો ચાર શખશ ગવાહી આપે તો સાબીત થાય છે; મરદે જવાબ આપ્યો કે આ કાંઇ ઈનસાન નથી કે ખોટું બોલે. ઓરતે તે વખતે મહેમાનોને પુછ્યું કે અએ સાહેબો આ પોપટ એટલુંજ બે કલમા બોલી જાણે છે કે વધારે પણ કાંઈ બોલે છે, તેઓએ જવાબ આપ્યો કે એથી વધારે બોલતા નથી; ઓરતે કહ્યું કે મેહરબાની કરીને એક દીવસ વધારે રહો ને તપાસ કરો કે આ પોપટ એથી વધારે કાંઈ સીખેલા છે કે નહીં, કેમકે આ ગુલામે

આગ્રપર બદનજર કરેલી ને મેં તે બાબતથી ઇનકાર કરેલો; ને તે પછી આ પોપટ તેજ વેચાતી લાવ્યો છે, માટે વખતે તેણે એ મુજબ બોલતા સીખવી રાખ્યું હશે. માટે જુઓ અગર તેઓ એ કરતા વધારે વાત કરતા હોય તો તેઓને સાચા જાણો, ને એ એજ શબ્દ સીવાય બીજું કાંઇ વધારે ન બોલે તો તેને સીખવેલું સમજો.

આ મુજબના કલામ સાંભળી મરદે તે મહેમાનોને એક દીવસ રોકયા ને તે પોપટ તેઓની પાસે રાખ્યા પણ તે પોપટ એ બે કલમા સીવાય બીજું કાંઇ પણ બોલતા ન હતા; તેથી તે બાઇઉપર તોહમત મુકેલ છે એમ ખાત્રી થઈ; તોપણ ગુલામને બોલાવીને પુછયું તો બોલ્યો કે હા મેં મારી આંખોથી જોએલ છે, તે વખતે મજકુર ઓરતે દોઆ કરી કે અએ પરવરદીગારા મને મારા શહવર અને મહેમાનની સામે શરમીંદા ન કર હજુ તે દોઆ કરતી હતી ત્યાં તે ગુલામના હાથમાં એક બાઝ હતી તે ઉડીને તે મરદુદની આંખમાં ચાંચ મારીને એક આંખ ફોડી નાંખી, તે બદબખ્ત અરેરે કરતો હતો ત્યાં બીજી આંખ કાઢી નાંખી. તે વખતે બને હાથ આંખોપર રાખીને પોકાર કરવા લાગ્યો, ને તે નેકબખ્ત ઓરતે ખુદાને શુકરનો સીજદો કર્યો. પછી ગુલામ બોલ્યો અએ માલીક મારી ભુલ થઇ મેં ખતા કરીને તમારી બીબીપર ખોટી તોહમત મુકી હતી, ને હું મારી સજાને પહોંચ્યો.

આ મુજબનો બનાવ બનવાથી એ મહેમાન અને ઘરવાળાને તે બીચારી પાકદામનની પરહેઝગારી સાબીત થઈ.

અએ મારી બહેનો જુઓ કે સાચને આંચ નથી; ખુદાની ખુંશી માટે જો ગુનાહથી બચો તો ખુદા પોતે મદદ કરે છે. માટે જેમ બને તેમ પરહેઝગારી ઇખ્તીયાર કરો કે તેથી તમારો પરવરદીગાર રાજી રહી હરહાલમાં તમારી મદદ કરે.

## ફસલ ત્રીજી બાદશાહથી ન લલચાતા; હીકમતથી બાદશાહને શરમીંદા કરી કાઢી મુકનાર પાકદામન એક ઓરત.

મનકુલ છે કે એક **બાદશાહ** એક વખત પોતાના મકાનની બારીની અંદર બેઠો બેઠો રસ્તામાં જોતો હતો, ત્યાં એક ઓરત બહુજ ખુબસુરત નીકળી ને બનવાકાળ તેનાજપર બાદશાહ આશક થયો, તેથી તેની તપાસ કરી તો ખબર પડી કે તેના ગુલામ ફીરોઝની ઓરત છે. તે વખતે બાદશાહ વીચારમાં પડી ગયો કે હવે શું કરવું ને કેવી રીતે તેનો મેળાપ કરવો. વીચાર કરતા તેને બાહેર ગામ મોકલવા નકી કરી એક કામ બતાવી કાગળ લખીને ફીરોઝને રવાના કર્યો.

ફીરોઝ તે દીવસે ન જતા રાત ઘરમાં રહી સવારના રવાના થયો; બાદશાહે ખબર કઢાવી તો માઅલુમ થયું કે ફીરોઝ રવાના થઇ ગયો; તેથી બાદશાહ તેના ઘરે વેસ બદલીને કોઇ ન ઓળખે એવી રીતે ગયો, ને ફીરોઝની ઓરતને કહ્યું કે હું આ શેહરનો બાદશાહ છું, તમારા દીદાર કરવા માટે આવ્યો છું.

આ સાંભળીને તે નેકબખ્ત પરહેઝગાર પાકદામન બોલી કે ઓ બાદશાહ સાહેબ તમારા અવા દીદારથી હું ખુદા પાસે પનાહ ચાહુ છું, એમ કહીને કેટલાએક શેઅર બોલી તેનો ખુલાસો અને મતલબ એ કે અએ બાદશાહ તમારી નજદીકી ચાહનાર ઘણીયું છે ને હું એ વાતને ચાહતી નથી, ઓ બાદશાહ અગર જમવાની સારી અને ઉંચી નેઅંમત હોય ને તેમાં માંખ પડે તો પછી તે ખાવા લાયક રેહતી નથી, એટલુંજ નહીં પુણ કુતરાઓનું એઠું પાણી શેર (વાઘ) પીતા નથી; અરે બાદશાહ અમીર માણુસ ભુખ્યો હોવા છતાં કંગાલ અને ફકીરનું ખાવાનું ખાવું પસંદ કરતો નથી; તો ફરમાવો સાહેબ કે તમારા કુતરાએ જે ખાવાનું એઠું કર્યું હોય તે તમો જમશો ખરા ? !

બાદશાહને આ ખુબી અને ભેદ ભરેલા કલામ બરાબર તીરની જેમ કલેજામાં પએવસ્ત થઈ ગયાં, ને સમજ્યો કે આ મને મેણુ મારીને કહે છે કે તમારો ગુલામ જે કુતરા જેવો તેની ઓરત સાથે તમો અવું કામ કરશો ? બસ શરમાઇને એકદમ જલદીથી પાછો ભાગ્યો, ને ધબરાહટમાં પગનો એક જોડો ત્યાંજ રહી ગયો ને પોતાના ઘરે ચાલતો થયો.

હવે ફીરોઝ તો ચાલ્યો જતો હતો ત્યાં રસ્તામાં યાદ આવ્યું કે બાદશાહે આપેલો કાગળ હું રાત્રે ઘેર સુવા ગીએલો તે ભુલીને આવ્યો છું તેથી રસ્તામાંથીજ પાછો ફર્યો; ને બાદશાહ ઘરની બાહેર નીકળીને ગયો તેજ વખતે આ ઘરે પહોંચ્યો ઘરમાં જઇને તે કાગળ લીધો ત્યાં તે બાદશાહનો જોડો નજરે આવ્યો તેથી ફીરોઝ સમજ્યો કે બાદશાહે મક્કર અને ફરેબ કરીને મને બાહેર મોકલ્યો છે, પણ શું કરે ગયા વગર છુટકો નહીં તેથી પાછો જઈ તેણે બતાવેલું કામ કરી આવ્યો, બાદશાહે તેને સો અશરફી ઇનામ આપી.

ફીરોઝે બીજું કાંઈ કર્યું કે પુછયું નહીં ને પોતાની ઓરતને તેણીના માબાપને ઘરે મોકલી આપી; ને પાછો બોલાવતો નહતો; જ્યારે ઘણા દીવસ થયા તો તેના સાળાએ પુછ્યું કે ઓ ફીરોઝ શું કારણુ છે ? કે તમોને એટલો ગુસ્સો ચડી ગયો કે તમો મારી બેનને બોલાવતા નથી તેની શું તકસીર છે ? ! માટે મેહરબાની કરીને તમારૂં માણુસ લઈ જાઓ.

ઘંણું કહ્યું પણ ફીરોઝ આડા અવળા જવાબ આપે પણ તેડી ન જાય, તેથી તેના સાળાએ કાજી પાસે ફરયાદ કરી; કાઝીએ ફીરોઝને બોલાવ્યો ને તે વખતે બાદશાહ પણ કાજીની કચેરીમાં હતો, તેથી તેના સાળાએ ચાહ્યું કે ઉઘાડી અને સાફ વાત બાદશાહની રૂબરૂ ન કરૂં ને ભરમમાં પોતાનો દાઅવો રજુ કરૂં, એથી કાજીને કહ્યુ કે અએ કાજી આ ફીરોઝે મારી પાસેથી મારો બગીચો લીધો છે. કે તેની અંદર મેવા વાવે ને તેને તરોતાઝા લીલો અને સારી હાલતમાં રાખી તેનો લાભ લીએ; તો તેણે તે બગીચો લઈ તેને થોડો વાપરીને પાછો મને સોંપી ગયો છે માટે તે પાછો સોંપવાનું શું કારણુ છે? તે પુછો.

ફીરોઝ મતલબ સમજી ગયો ને તેણે પણ બાદશાહની શરમને ખાતર મતલબ ઉઘાડો ન કરતા ભરમમાં જવાબ આપ્યો કે સાહેબ તેનું કેહવું વાજબી છે, તેણે બહુજ ઉમદા અને સારો મને પસંદ પડે એવો બગીચો આપેલો, પણ એક દીવસ તે મારા બગીચા પાસે હું ગયો તો ત્યાં એક વાઘનું પગલું જોયું તેથી હું ડરી ગયો કે તે બાગમાં વાઘનો પગ પેઠો એટલે હવે મારૂં ત્યાં જવું સારૂં નથી બલકે મને તે વાઘથી

ઈજા પહોંચવાનો ખોફ રહે છે, એટલા માટે થઇને મેં તે બગીચો આ શખશને પાછો આપી દીધો ને મારા માટે તે બગીચો હરામ કર્યો. તો મજકુર કારણ સીવાય બીજુ કેઈ પણ કારણ તે પાછો આપવાનું નથી.

આ સાંભળીને બાદશાહ સમજી ગયો કે તેને મારી વાતની ખબર પડી છે ને તેથી તે મારાથી ડરી ગયો છે, તેથી જવાબ આપ્યો કે અએ ફીરોઝ તું તારા બગીચામાં જા ! ને ખાતીરજમા રાખીને તે બગીચો વાપર, કેમકે ખુદાની કસમ ખાઇને કહું છું કે તે બગીચો અને વાઘની બાબત હું જાણું છું તેથી કહું છું કે તે વાઘ તારા બગીચામાં ગએલો હતો પણ કોઇ ચીજ બગાડી નથી, ને એમજ સલામત છે, એટલુંજ નહીં પણ હવે પછી તે વાઘનો જરાએ ખોફ રાખવો નહીં; એ પણ કહું છું કે તે વાઘે તારા બગીચા જેવો કોઇ બગીચો જોયો નથી, તે બગીચો તારીફ કરવા લાયક છે, કેમકે તેની અંદર એવી શીફત છે કે પોતાના ધણી સીવાય બીજાને પેસવા દેતો નથી, ને જો કોઇ જબરદસ્ત પેસવા જાએ તો તેનો એવો ઇલાજ કરે છે કે એકદમ પાછો ચાલ્યો જાય છે.

આ વાત સાંભળવાથી ફીરોઝ ઘણો ખુશી થીઓ, ને કચેહરીના માણસો અને કાજી વીગેરે કોઇ એ ભેદને સમજ્યા નહીં, ને ફીરોઝ પોતાની ઓરતને ઘરે લઇ આવ્યો.

"નાજી" કહે છે કે મજકુર બાઇને બેહદ શાબાશ અને આફરીન ઘટે છે, કે બાદશાહના એક અદના ગુલામની ઓરત હોવા છતાં, વળી તેણીની પાસે ગામનો હાકીમ બાદશાહ પોતે આવ્યો તોપણ તેની સાથે ન લલચાતા પોતાની પાકદામની અને પરહેઝગારી જાળવી કેવા ઉમદા હીકમત ભરેલા જવાબ આપ્યા કે બાદશાહ શરમાઇને પાછો ગયો.

અએ વાંચનાર બેહનો તમો એ ઓરત કરતા વધારે પરહેઝગાર અને પાકદામન રેહવાની ઇચ્છા રાખી ખુદાની જનાબમાં દોઆ માંગતા રેહશો.

## ફસલ ચોથી, પોતા ઉપર અને પોતાના બચ્ચાઓ ઉપર ફાકાનીમુસીબત પડવા છતા, હરામ કામથી બચનાર ઓરત.

રાવી લખે છે કે એક જમાનામાં એક લુવાર ઉપર ખુદાની એટલી મેહેરબાની હતી કે તેને આગ બીલકુલ ઇજા પોચાડતી હતી નહીં અને જે કાંઇ લોઢાનો સામાન બનાવતો હતો તે આગની અંદરથી વગર હથીઆરે ગરમ લાલ થઈ ગયેલા લોઢાને હાથે કાઢીને મરજી મુજબ સામાન બનાવતો હતો જે વખતે આ વાતની લોકોને ખબર પડી ત્યારે તેને પુછ્યું કે તું એવું અજબ તરાહનું કામ કરે છે કે અમોને ઘણી નવાઇ લાગે છે તો બયાન કર કે આ બાબત તને કઈ ચીજથી હાંસીલ થઇ છે તે વખતે લુવારે પોતાની હકીકત બયાન કરી જે એક વખત ઘણોજ દુકાળ પડ્યો ને લોકોને ફાકા ઉપર ફાકા થવા લાગ્યા અને હીંદુ મુસલમાન તમામ દુઆ માગતા હતા પણ વરસાદની નીશાની પણ દેખવામાં આવતી નહી હતી અને લીલા ખડ અને ઝાડ તમામ સુકાઈ ગયા અને ખાવાની તમામ જણસો ઘણીજ મોંઘી થઈ ગઇ અને પાણી વીશે તો શું કહું એટલે સુધી કે પ્યાસને લીધે બોલવાની શ-

હતી અને ચાલવાની તાકાત રહી નહીં પણ તે જમાનામાં મારા ઉપર ખુદાની ઘણી મેહેરબાની હતી કે હરેક જાતનો મકદુર અને ખાવા પીવાની તમામ ચીજો મારા ઘરમાં ભરી હતી અને મારા પાડોશની અંદર એક નેક બખત ઓરત રેહતી હતી પણ તે ઓરત ઘણીજ મોહતાજ અને ગરીબ હતી તેની પાસે દુન્યાનો કાંઇપણ અસબાબ હતો નહીં અને ઓરત બહુજ ખુબસુરત રૂપાળી હતી જે વખતે તેના ફુલ જેવા ચેહરાને ફાકાંને લીધે ભુખની આફત આવી તેથી ચેહરો કરમાઇ ગયો અને તે બાઇના નાના નાના કેટલાંક બચ્ચાં હતાં તે બચ્ચાઓની પરવરીશ માટે બહુજ ઉદાસ અને ફીકરમાં રેહતી હતી જેમકે

## શાએર કહેછે.

ચેહી રંજ રહતા ઉસે સુબહો શામ=કહાંસે કરૂં ફીકરે આબો તઆમ,
યેહ મઆસુમ બચ્ચે મેરે હરઝમાન=તડપેતે હુંએ હૈફ બે આબો નાન.
નહીં ઘરમે ખાનેકી સુરત કહીં=અગર સુબહ ખાયા તો શબકો નહીં.

હાંસીલ કલામ, જે વખતે બચ્ચાઓપર બહુજ ફાકા થવા લાગ્યા ત્યારે તે ઓરત કેહવા લાગી કે હવે હું કયાં જાઊં અને આ બચ્ચાને માટે ખાવા પીવાની ક્યાંથી તજવીજ કરૂં હાય, હાય, આ મારા ફુલજેવા બચ્ચા કરમાઈને સુકાઈ ગયા હવે તો શરમ કરવાનો વખત બાકી નથી. તો કોઈ ઠેકાણે જઇ બચ્ચા વાસ્તે કાંઇ ખાવાની ગોઠવણ કરૂં તે દીલની બળેલી ગમગીન દુઃખી બિચારી આ વીચાર કરીને રોતી રોતી મારે ઘરે આવી અને મારી સામે આવીને કેહવા લાગી કે અએ શખશ હું તારી હમસાયા ( પાડોશણ ) છું. ખુદાને વાસ્તે મારા હાલ ઉપર રહેંમ કર મારા નાના, નાના, બચ્ચા ભુખને લીધે સવાર સાંજ તડપડ્યા કરે છે; હવે ખાવા પીવા વગરના મરી જાશે આ વખતે કાંઇ પણ ખાવાની ચીજ આપ, જે વખતે આ લાચારી અને ગમગીની અને દીલસોજીના કલમા તે ઓરતે બયાન કર્યા તે સાંભળીને મારૂં દીલ એકદમ ભરાઈ આવ્યું. પણ એટલામાં તેના ચેહેરા ઉપર એકાએક મારી નજર પડી તેની ખુબસુરત પરી જેવી શીકલ જોઈ હું તેના ઉપર આશક થઈ ગયો. અને આશક થવાના સબબથી તેના હાલ ઉપર રહેંમ ન કરતા પોતાના મનની મુરાદ પુરી કરવાને માટે મેં તેની પાસે તે કામની માગણી કરી. અને કહ્યું કે જ્યાં સુધી મારી નજદીકી કબુલ નહીં કરે ત્યાં સુધી કાંઇપણ હું તને આપનાર નથી, હા, અગર મારા દીલની ખાહેશ પુરી કર તો જે માગ તે આપું આ સાંભળી તે નેકબખત ઘણીજ શરમીંદા થઈ. હયાને લીધે પોતાની આંખોમાંથી આંસુની ધાર કાઢતી પાછી પોતાને ઘેર ચાલી ગઈ તેણે થોડા દીવસ તો તેમજ ગુજાર્યા, એને જે વખતે ઘણીજ સખત હાલ થયો ત્યારે બીજી વખત મારી પાસે આવીને રોઈ રોઇને ખાવાનો સવાલ કરવા લાગી, તે વખતે પણ મેં કીધું કે તું મારા મેળાપને કબુલ કરેતો જે માગે તે આપું તે વખતે પણ તે પરહેજગાર ઓરત મારા ફંદામાં નહીં આવતા પાછી ચાલી ગઈ. આખર મતલબ કેટલી એક વખત તે ઓરત મારી પાસે આવી અને ગઈ, પણ દર વખતે મેં તેને તેજ જવાબ આપ્યો પછી જે વખતે તેનો હદથી વધારે સખત હાલ થયો ત્યારે મારી પાસે આવીને કહેવા લાગી કે હવે મારી સબર શક્તિ ચાલી ગઇ અને ભુખને મારે

ઘણીજ સખતી પેશ આવી અને આંખોમાં અંધારા આવી ગયા અને મારા નાના નાના બચ્ચા ભુખના સબબથી મરવાને નજીક થઇ ગયા. શું કરૂં બહુંજ લાચાર છું, હવે તું જે કહે તે માટે તૈયાર છું પણ એક શરતથી આ કામને હું કબુલ કરૂં કે જે જગોએ કોઇ પણ જાનદાર ન હોએ અને તારા સીવાય બીજા કોઇને ખબર ન પડે તેવી જગો ઉપર ચાલ. આ સાંભળી હું ઘણોજ ખુશી થયો અને મારૂ એક મકાન ખાલી હતું ત્યાં તેને લઇ ગયો અને જે વખતે તે કામ માટે હું તૈયાર થયો, તે વખતે, તે નેકબખત થર થર ધ્રુજવા લાગી અને કહયું કે અએ નેક મરદ જરા ઠેરી જા. અને જે શરત તેં મારી સાથે કરીછે તે યાદ કર તે વખતે મેં કહ્યું. અએ મારીજાન આ ઠેકાણે મારા અને તારા શીવાય બીજું કોણછે? આ સાંભળી એક થંડી આહ કરીને બોલી કે આ ઠેકાણે એવો ગૈબનો જાણનાર હાજરછે કે તેનાથી કોઇચીજ છુપી નથી તે સીવાય બે ફીરીસ્તા નેકી અને બદીના લખનાર હાજર છે. ભલા, તેઓની સામે આ કામ કેમ થઈ શકે ? અએ શખશ સરમ અને હયાને લીધે મને મારી જીંદગાની ભારે થઇ પડીછે પણ તને ખુદાથી કાંઇ જરાપણ શરમ આવતી નથી. હજી પણ અએ શખશ ખુદાને વાસ્તે શરમ કર. અને ફીરીસ્તાઓની સામે આ કામ ન કર કે તારૂ નામ ઝીનાખોરમાં ન લખે. તે દીનદારના આ નસીહતના કલામ મારી છાતીમાં નશરતની પ્રમાણે લાગ્યા અને એવો તો અસર થયો કે ખુદાના ખૌફથી મારૂ દીલ કાંપવા લાગ્યું અને મારા મનને હું રડીને કેહવા લાગ્યો કે અએ બેખતર પુરખતા બદશઅઁર તને ખુદાના કેહેરથી કાંઈ શરમ અને ખૌફ નથી ? આ એક ઓરત જાત થઇને કેટલી પરહેજગાર છે હવે તું આ જીંદગીને ગુન્હાના કામમાં બરબાદ ન કર અને ખાલીકની બંદગી કર એ રીતે કહી મેં તે બદકામ ન કરતા તૌબા કરી અને તે ઓરતને તેની જરૂરત પ્રમાણે કપડા અનાજ વીગેરે આપીને રજા આપી તે ઓરત મારા હકમાં દુઆં કરતી કરતી ચાલી ગઇ.

## જેમકે શેઅર

ખુશી હોકે જીસ દમ વો ઘરકો ચલી=દુઆં રબસે તબ મેરે હકમેં યેકી;
કે જીસ તરહ અએ ખાલીકે હંરરો બરદ=કીયા ઇસને શહવતકી આતીશકોસરદ;
ઉસી તરહ ઇસ મરદ પર સરદ કર=યેહ દુન્યાકી આગ ઔર નારે સકંર.

તો જે વખતે તે ઓરતે દીન અને દુન્યાની આગ મારા માટે થંડીથવાની દુઆ કરી તે દીવસથી મને આગથી બીલકુલ ઇજા પહોંચતી નથી. હું મારા તમામ કામ વગર હથીઆરે હાથથી કરૂંછું, નાજી કહે છે જુવો ખુદાના ખૌફથી બદ કામ છોડી આપવાથી દીન અને દુન્યાના કેટલા ફાએદા છે; તો હર ઇનિસાનને જરૂર છે કે જે કામ કરે તે વખતે જુવે અગર પોતાનો પૈદા કરનાર રાજી હોએ તો કરે. અગર નારાજ હોએ તો તે કામ ન કરે અએ ભાઇ જાનો અને બેહેનો અગર માથુ ફેરવીને આ દુન્યામાં પૈદા કરનારનો હુકમ તોડીએ તો વખતે પોતાના દીલની મુરાદ પુરી થાએ. પણ તેમાં મઝા તો બે ઘડી માલુમ પડે અને આખેરતની અંદર તે માલીકની સામું જવું તેમાં શક નથી તો તેને શું જવાબ આપીયે અને તેના અઝાબથી ભાગીને કયા જઇએ? માટે આપણને શું લાઝીમ છે તે તમારી સુનસફી ઉપર સોપુંછું.

# ફસલ પાંચમી ખુદા પર તવક્કલ કરનારી ઓરત.



મનકુલ છે કે એક શેખ મક્કે જતો હતો, રસ્તાની અંદર સુબહની નમાઝ પડવા માટે ઉતરીને આગળ ચાલવા લાગ્યો, ત્યાં રસ્તામાં જોયું કે કાફલાની આગળ આગળ એક ઓરત ઉતાવળી ઉતાવળી ચાલી જાયછે; તેની પાસે ગયો તો માઅલુમ થયું કે એક બુઢી હાથમાં લાકડી લઈ ઉંટના વાળની ચાદર ઓઢીને **"અલ્લાહ" "અલ્લાહ"** કરતી ચાલેછે.

તે વખતે શેખ સમજ્યો કે આ બીચારી પાસે ન સ્વારી છે ન સામાન તેથી ચાલીને આ મુજબ તકલીફ ઉપાડીને જાયછે, તેથી પોતાના ખીસામાંથી કાઢીને વીસદીરહમ તે બુઢીને દેવા ગયો, ને બોલ્યો કે અએ બાઈ પઈશા લે ને જરા સબર કર કે કાફલો આવી પહોંચે પછી તારા માટે ઉંટ ભાડે કરીને બેસ. ને જ્યારે મનઝીલ પર ઉતર તે વખતે મારા ખએમામાં આવીને ખાવાનું ખાઈ જજે.

આ મુજબના લાએકી અને ઉદાર દીલીના કલામ સાંભળીને તે પઈશાપર નજર કરીને ન લેતા આસમાન તરફ હાથ ઉંચો કરીને એક મુઠી ભરીને નાણું બતાવ્યું. ને બોલી કે અએ શેખ તમોએ તમારા ખીસામાંથી પઈશા કાઢ્યા ને હું હવામાંથી કાઢુછું; માટે તમો તમારા પઈશા વાપરો મને જરૂરત નથી; એમ કહીને આ આયત પડી **"વમંય યત વક્કલ, અલલ્લાહે ફહોવા હંસબોહ"** (યાને જે કોઇ ખુદા પર તવક્કલ કરે તેને ખુદા આપેછે ) અરે સાહેબ મારૂં ભાતું અને રીઝક ખુદા પર છે. મેં હજુ સુધી મખલુક પાસે હાથ લાંબો કર્યો નથી.

આ સાંભળીને શેખ બોલ્યો કે મેં મરદોની વાતો સાંભળી કે મકબુલે ખુદા થઇ ગયા છે, ને ઓરતને તો નજરે જોઇ કે મકબુલે ખુદા છે. એમ કહી માફી ચાહીને બોલ્યો કે અએ બેન તને ખુદાના કસમ આપુછું કહે કે આવો મોહટો રૂતબો ક્યાંથી મળ્યો? બુઢીએ જવાબ આપ્યો કે ઇખલાસ અને તવક્કલના સબબથી આ રૂતબો મને મળેલછે. શેખ કહે છે કે તે બુઢીનો અવો હાલ જોવા પછી હું પણ તવક્કલ કરવા લાગ્યો.

**"નાજી"** કહેછે કે જુઓ દુનીઆમાં અવી પણ ઓરતો થઈ ગઈછે કે જે દોઆ માગે તે કબુલ થાય; એ છતા પણ ચાલીને હજ કરવા જતી હતી, હકીકતમાં જેમ જેમ ગુનાહના કામથી બચીને ખુદાની ખુશીના કામ કરે તેમ તેમ મોહટે દરજ્જે પહોંચાયછે. પણ અફસોસ કે આ જમાનાની ઓરત એવે દરજ્જે કોઈ હોય એવું સાંભળ્યું નથી. અલબત ખુદાની ખુદાઈમાં હશે, ને એથી ઉલટી ઓરતો ઘણી જોવામાં આવેછે કે ન નમાઝ પડે, ન રોઝા રાખે, ન ધણીની તાબેદારી કરે, વાય વાય તેનો દરજ્જો કેટલો મોટો સમજવો? ને તેઓ હાથ ઉંચા કરીને દોઆ માગે તો શું મળવું જોઈએ? માટે એમ ન કરતા એવી એવી પરહેજગાર ઓરતોના કીસ્સા સાંભળીને પોતાની હાલતને સુધારી શવહરની તાબેદારી કરી, પોતાની આકેબતને સુધારો.



# ફસલ છઠ્ઠી ખાસ ખુદાની ખુશી અને તેના ખૌફ માટે ઝીનાથી બચવાવાળી ઓરત.

## "તૌબા" એ ઊમદા ચીજ છે.

હઝરત ઇમામ ઝએનુલ આબેદીન અ૦ થી રીવાયત છે કે, એક શખસ પોતાની ઓરત અને બચ્ચાઓને લઇને કીસ્તીમાં બેઠો બનવા કાળ રસ્તામાં કીસ્તી તુટી ગઇ ને તમામ ગરક થઇ ગયા.

પણ તે શખસની ઓરતના હાથમાં એક તખતો આવવાથી તેના પર બેસી ગઈ, ને તે તખતો એક જઝીરાના કીનારે લાગ્યો તેથી તે ઓરત ઉતરીને તે જઝીરામાં ગઈ.

ત્યાં એક લુટારૂ લુચ્ચો માણસ ફરતો હતો ને ગુનાહનું કોઈ કામ છોડતો નહતો તો તે ઓરતપર તેની નજર પડવાથી પુછયું કે તું જીન છો કે ઈનસાન? તેણીએ જવાબ આપ્યો કે હું ઈનસાન છું.

પછી તો બીજુ વધારે કાંઇ પણ ન પુછતાં તે ઓરતને બદ નજરથી વળગી પડયો, તે વખતે તે ઓરત થર થર ધ્રુજવા લાગી, તેથી પુછયુ કે અરે શા માટે તું આ મુજબ ગભરાએ છે? તેણીએ આસમાન તરફ ઇશારો કરીને કહયું કે હું ખુદાથી ડરૂછું;

આ સાંભળીને તે શખસે પુછયું કે તેં કોઈ દીવસ પણ એવું કામ કર્યું નથી? તેણીએ કહ્યું કે નહીં.

તે વખતે તે બોલ્યો કે તેં કોઈ દીવસ પણ અવું કામ કર્યું નથી તે છતાં ખુદાથી એટલી ડરે છે, એટલુંજ નહીં પણ આ વખતે તારો ઈખતીયાર નથી તું તારી ખુશીથી આ કામ કરવા ચાહતી નથી, હું જબરાઈથી એ કામ કરવા ચાહું છું તોપણ તું ખુદાનો એટલો ખોફ ખાય છે; તો મને તારા કરતા વધારે ડરવું જોઈએ; તો તે વખતે એવો વીચાર કરીને તે શખશ તે ગુનાહનું કામ ન કરતા ચાલતો થયો.

ને પોતાના ગુનાહોથી પશેમાન થયો ને તૌબા કરવાની નીય્યત કરી;

રસ્તાની અંદર એક આબીદ મળ્યો તેથી તેનો રફીક થઇ બને જણ ભેગા ચાલ્યા, ચાલતા ચાલતા સખત ગરમી પડી તેથી આબીદે કહ્યું કે અએ બીરાદર બહુજ તડકો પડે છે માટે ખુદા પાસે દોઆ કરો કે વાદળું થઈ છાંયો થાય; આ સાંભળીને તે શખશે કહ્યુ કે અએ ભાઈ કોઈ નેકી મારી પાસે નથી કે તેના સબબથી ખુદા પાસે દોઆ કરીને હાજત તલબ કરૂં.

આબીદે કહ્યું કે હું દોઆ કરૂં છું ને તું "આમીન" કહે, પછી એ મુજબ કરવાથી ખુદાવંદે કરીમે વાદળું મોકલી બંનેપર છાંયો કર્યો. તેથી તે બંને જણ તે વાદળાના છાયામાં ચાલ્યા જતા હતા; ત્યાં આગળ જતા બંનેના જુદા જુદા રસ્તા આવ્યા તેથી તે શખશ એક તરફ ચાલ્યો ને તે આબીદ બીજી તરફ ગયો, તે વખતે મજકુર વાદળું તે

ગુનેહગારના માથાપર છાયો કરીને તેની સાથે ચાલવા લાગ્યું ને તે આંબીદ તડકામાં બળવા લાગ્યો.

આ જોઇને આંબીદે કહ્યું કે અએ ભાઈ તું મારા કરતા બેહતર હતો કે જો મારી દોઆં કબુલ ન થઈ ને તારૂં આમીન કેહવું કબુલ થઈ ગયું, માટે કહેકે તેં એવી કઈ નેકી કરી છે? કે તેનાં સબબથી ખુદાએ તારા આમીન કેહવાને કબુલ કરી આ કરામત નસીબ કરી.

આ સાંભળીને તે ગુનેહગારે પોતાપર ગુજરેલી બીના કહી સંભળાવી; આબીદે કહ્યું કે તૌબા બહુજ ઉમદા ચીજ છે કે તેં આજે જે હરામ કામ ખુદાના ખૌફથી ન કરતા પોતાના થીએલા ગુનાહથી તૌબા કરી તેથી પરવરદીગારે તારો મોટો મરતબો કર્યો હવેથી નેક કામમાં ખુબ કોશીશ કરતો રેહજે.

## ફસલ સાતમી એક અફીફા પાકદામન ખુદાની ફરમાંબરદાર, પોતાન ખાવીંદની તાબેદારનો બહુજ મુસીબત ભરેલો અજાએબ નસીહતકારક અહવાલ; જેને વાંચી ઓરતો અને મરદો પણ હૈરત પામી, ઝાર ઝાર રોઈ પોતાનો હાલ સુધારવા તૈયાર થાય.



મનકુલ છે કે બનીઇસરાઇલની અંદરનો એક શખશ "અબુસાલેહ" હમીરી કરીને હતો; પોતે પરહેઝગાર અને દીનદાર હતો; ને ખુદાની મેહરબાનીથી તેની ઓરત પણ બહુજ ખુબસુરત પરહેઝગાર અને સાલેહા પાકદામન હતી; તેનું અફીફા નામ હતું.

એક વખત અબુસાલેહ હૈજ કરવા જવા માટે તૈયાર થયો ને ચાલતી વખતે પોતાના ભાઇને બોલાવીને કહ્યું કે હું ચાહુ છું કે હૈજ કરવા માટે જાઉં તેથી મારા ઘરની ખબર રાખજો ને જોઇએ તે લાવી આપજો, એ મુજબ તમામ તરાહની ભલામણ કરીને રવાના થયો.

હવે તેના ભાઇએ પોતાની ભાભીનું રૂપાળાપણું અને ખુંબસુરતીની ઘણી તાઅરીફ સાંભળેલી તેથી તેનું મોહું જોવા ચાહતો હતો; તેથી ખબર ગીરીના બાહાનાથી હમેશા ભાભી પાસે જાએ, તે વખતે પરદાની અંદર તે નેક બખત ખુદાનો ઝીકર કરતી હોય, આ પરદાની બાહેરથી પુછપરછ કરીને પાછો આવે.

બનવાકાળ એક વખત ઘરનો દરવાજો ખુલ્લો હતો ને તે ગયો, ને પોતાની મુરાદ પુરી કરવા માટે રજા સીવાય ઘરની અંદર ચાલ્યો ગયો, તો જોયું કે તે પાકદામન ઝીકરે ખુદા કરતી હતી, તેના નુરાની રૂપાળા ચેહરાપર નજર પડવાથી એકદમ તેનાપર આશક થઈ ગયો, તેણીએ તરત ચાદર મોઢાપર ઢાંકી લીધી, લંવડી હાજર હતી તે બોલી કે આ શખશ રજા વગર અંદર કેમ આવ્યો? બાહેર જા. તે કેહવા લાગ્યો કે હું મારી ભાભીપર આશક થઈ ગયો છું, હું ઘણી મુદતથી ખુંબસુરતીની તાઅરીફ સાંભળતો

હતો; પણ કોઈ મવકો જોવાનો મળતો નહતો. હવે આજે મેં જોઈ માટે જોઇએ તેમ થાય હું મારી મુરાદ પુરી કરવા સીવાય છોડનાર નથી. ભાભીને કહે છે એ ખાતુન મને નાઉમ્મેદ ન કર અરે તારા માટે મારૂં દીલ તડપ્યા કરતુ હતુ.

તે બીચારી પાકદામન કેહવા લાગી કે એ બેહયા બેશરમ આ શું બકે છે?! અરે ખુદાથી શરમ કર, અરે તું મારા ભાઇના ઠેકાણે છો, હવે જલદી ઘરમાંથી બાહેર નીકળ. ને લાંવડી પણ પોકાર કરતી હતી, તેથી તે તે વખતે બાહેર ચાલ્યો ગયો; પછી તો તે બીચારીએ દરવાજો મજબુત બંધ કરી લીધો. વળી સાંજ થઈ ત્યાં તે બેશરમ પાછો આવ્યો ને દરવાજો ખડખડાવા લાગ્યો, કોઇએ જવાબ ન આપવાથી પાછો ગયો, એ મુજબ કેટલાક દીવસ સુધી આવી આવીને પાછો ગયો, જ્યારે બહુજ સતાવા લાગ્યો તો તે બાઈ નરમાસ અને મીઠાસથી સમજાવા લાગીકે અએ બીરાદર તુ મારા ભાઇને ઠેકાણે છો, અરે અવા બદકામથી પરહેઝ કર તારો ભાઈ આવશે તેને જવાબ શું આપીશ? અરે ખુદાથી ડર અને યકીન કરીને જાણુ કે કોઈપણ રીતે હુ તારા ફંદામાં આવનાર નથી;

આ સાંભળીને તે બદબખ્ત બોલ્યો કે અગર મારી મુરાદ પુરી નહીં કરીશ તો યાદ રાખ કે તારી જાન ખોઈ બેસીશ, ને તને હલાક કરવા સીવાએ ચએન નહીં લઉ. અરીફાએ જવાબ આપ્યો કે જા તારે જે કરવું હોય તે કર હું મારી જાન ખુદાને સોંપું છું; ને જાન ગઈ તોપણ શું થયું.?!!

જ્યારે કોઈ રીતે તે અરીફા આ મરદુદના ફરેબમાં ન આવી તો પાછો પોતાને ઘરે ગયો ને આખી રાત એજ ફીકરમાં હતો, સવાર થઈ તો ઉઠીને શહેર કાઝીને ઘરે ગયો ને બોલ્યો કે સાહેબ મારો ભાઈ હજ કરવા ગીએલ છે, ને ઘરના માણસો મને સોંપી ગયોછે, હવે તેની ઓરત મક્કરબાજ અને બદકાર છે, ને તે ઝીનાના કામમાં ફસાએલી છે આ સાંભળીને કાઝીએ કહયું કે હું તારા ભાઇને સારી રીતે ઓળખુંછું, ને તેની ઓરત પરહેઝગાર મશહુર છે ને તેની ઓરત એવી નથી; માલુમ પડેછે કેતું તેનાપર તોહમત નાખીને ઝુઠું બોલેછે, તે બદબખ્ત બહુંજ રીતે સમજાવીને કેહવા લાગ્યો કે સાહેબ હું સાચી વાત કહું છું મારા કેહવામાં ફેરનથી.

જ્યારે બહુજ આગ્રહ કરીને બોલ્યો તો કાઝીએ કહયું કે આ બાબત માટે ચાર ગવાહ આદીલ થવા જોઈએ, તેણે જવાબ આપ્યો કે હા સાહેબ ચાર સાક્ષી પણ છે અગર હુકમ કરો તો હાજર કરૂં કાઝીએ હા પાડવાથી તે નાપાક બાહેર ગયો ને ગામમાં તપાસ કરીને ચાર ખુદ્દાઓને બહુજ નાણું આપવું કરીને બીજે દીવસે ખોટી સાક્ષી આપવા માટે કાઝીની પાસે લઈ ગયો. ને તે ચારે જણે ગવાહી આપી કે હા અમોએ આ શખસની ભાભીને ઝીના કરાવતા જોએલ છે.

આ સાંભળીને કાઝી ગુસ્સે થઇને બોલ્યો કે તે ઓરત પાકદામન છે મેં તેની ઘણી તારીફ સાંભળી છે; માટે તમારી ગવાહી કબુલ કરવામાં નહીં આવે.

જ્યારે કાઝીએ ગવાહોને કાઢી મુકયા તો તે મરદુદ ખુદા નાતરસ હાકીમની પાસે ગયો ને કહયું કે આ મુજબ મારી ભાભીએ ઝીના કરી છે મેં કાઝીને જાહેર કર્યું ગવાહો લઈ ગયો પણ તે કબુલ કરતો નથી; હાકીમે કાઝીને ઈનસાફ કરવા માટે કહયું; ને હા-

કીમની પાસેના કેટલાક માણસોને પણ લાંચ આપી અને કાઝી પાસે કેહવરાવ્યું કે હાકીમે પણ કબુલ કરેલ છે માટે તે ઓરતને સજા આપો. જ્યારે કાઝીને હાકીમનો હુકમ ગયો, વળી ચાર મરદુદોએ સાક્ષી આપેલી તેથી લાચાર થઇને તે ઓરતપર રજમ કરવા નો (એટલે પાણાથી કુટિને મારી નાખવાનો) હુકમ આપ્યો.

આ હુકમ મળવાથી કેટલાક સીપાહીઓને લઇને તે નાપાક ખબીસ તે પાકદામનને ઘરે ગયો દરવાજો બંધ હોવાથી દરવાજો ભાંગીને અંદર ગયો ને બોલ્યો કે જો આ-સીપાહી લોક તને પકડીને સંગસાર કરવા માટે ઉભા છે, મેં હાકીમ તથા કાઝી પાસેથી રજા મેળવી છે માટે હજુ પણ મારી મુરાદ પુરી કરતો તને બચાવું; તે બીચારી બોલી કે જે કરવું હોય તે કર પણ મારાથી બદકામ થનાર નથી. આ સાંભળીને તે પલીદને વધારે ગુસ્સો આવ્યો તેથી આહ આહ તે મઝલુમા બીચારીના વાળ પકડીને ખેંચીને બા-હેર લાવીને કેહવા લાગ્યો કે હવે શું કહે છે? અરે હજુ પણ રાજી થાએ તો છોડી મુકુ નહીં તો જાણ કે સંગસાર થઇને મરી જાઇશ. તેણીએ જવાબ આપ્યો કે મારો એકજ સુખન છે કે જોઇએ તે થાય પણ હું કદી બદકામ કરનાર નથી.

પછી તો તે નાપાક તે બીચારીને માટીપર ખેંચતો ખેંચતો લઈ ચાલ્યો ને તે મઝલુ-મા ખુદાનો શુકર કરતી હતી. ગામની બાહેર લઈ જઈ ખાડો ખોદી તેની અંદર ઉતારી પથરે પથરે કરી મારી નાંખી ને તમામ જણ ચાલ્યા ગયા.

તે બદબખ્તો પોતાની સમજ મુજબ મારી નાંખીને ગયા; પણ આએ નેકબખ્ત પાકદામને ખુદાપર તવક્કલ કરીને પોતાની જાન ખુદાને સોંપેલ તેથી પરવરદીગારે રહીમે તેના હાલપર રહેમ કરીને તે પથરાની ઇજાથી બચાવેલી, કે ખુદાએ એક ફીરીસ્તાને મો-કલેલ કે કોઈ રીતથી તેને ઇજા પહોંચવા દેવી નહીં, ત્યાં પથરાની નીચે ખાડાની અંદર પણ તે ઓરત આસ્તે આસ્તે ઝીકરે ખુદા કરતી હતી.

ત્યાં એક અરબ ઉટપર સ્વાર જંગલમાંથી નીકળ્યો તેણે તે ખાડાની અંદર પથરાની નીચેથી આવાજ સાંભળી કે કોઈ શખશ ખુદાનો ઝીકર કરે છે; ને મુનાજાત કરે છે. કે ઇલાહી તું ખુબ જાણે છે કે મેં જે મુસીબત ઉપાડી તે ખાસ તારી ખુશી માટેજ છે. ને તારી મેહરબાની અને લુતફો કરમની ઉમ્મેદવાર છું, તારા સીવાય મારો કોઈ દસ્તગીર નથી, મે તારા ફરમાન મુજબ કર્યું, આ મુજબના કલામ સાંભળવાથી તેને વીચાર થયો કે મેં આજે ગામમાં સાંભળેલું કે એક ઓરતને ઝીનાની તોહમતના સબબથી સંગસાર કરેલ છે તો તે આની અંદર તેજ ઓરત હશે ને તે બેગુનાહ પાકદામન હશે તેથી ખુદાએ તેને બચાવી હશે, એમ જાણીને પાસે જઈ પથરા દુર કરીને જોયું કે એક ઓરત ઝીકરે ખુ-દા કરે છે; તે અરબે સલામ કરી, બાઇએ સલામનો જવાબ આપ્યો; ને અરબે પુછ્યું કે અએ બહન તું એજ છો ના? કે ઝીનાની તોહમત મુકીને તને સંગસાર કરીને તેં ખુ-દાની રઝાપર સબર કરી તેથી ખુદાએ તને પોતાની હીફાઝતમાં રાખી; એમ કહીને પોતા-ની પાસેની ચાદર ઓઢવા માટે આપી, તેણીએ ચાદર ઓઢી પછી તે અરબે કહ્યું કે અએ બહન તું આ ઉંટપર બેસ હું મારે ઘરે લઈ જાઉં, તે પાકદામન ઉંટપર બેઠી ને અર-

બ ઉંટની મેહાર પકડીને ઘરે લઈ ગયો, અંરબને ઘરે ઓરતો બચ્ચા હોવાથી તે અફ્રી-ફ્રાને ઓરતો પાસે મોકલી; પછી તેના માટે ખાસ જુદીજ જગ્યોની સગવડ કરી આપી તેથી તે ઓરત હમેશા તેની અંદર ખુદાની ઇબાદત અને બંદગી કરતી હતી, અંરબ અને તેની ઓરતે તેની ઇબાદત બંદગી જોઇને કહ્યું કે અએ બહેન કોઇ તરાહનો ખૌફ ન ખા, ને તારો શવહર હજ કરીને પાછો આવે ત્યાં સુધી ખુંશીથી રહે.

બનવાકાળ તે અંરબનો એક ગુલામ હતો ને તે ઘરનું કામકાજ કરતો હતો, એક દીવસ તે અંફ્રીફ્રા વઝુ કરતી હતી ત્યાં ગુલામ અચાનક આવી ગયો ને તે બાઇના ચેહરા પર નજર પડી ને તેજ વખતે તેનાપર આંશક થઇ ગયો. ને ઘરનું કામ કાજ ભુલીને તેની યાદમાં પડયો, એટલે સુધીકે એક વખત તે અંફ્રીફ્રાની પાસે જઇને ખરાબ કામની ખાહીશ બતાવી, અંફ્રીફ્રાતો બદકામથી બચવા માટે થઇને એવી બલામાં ગીરફતાર થીએલી, તે નાલાએકના ફંદામાં કયાંથી આવે ? તરત જવાબ આપ્યો કે અએ ગુલામ તુ મારા ભાઇની માફક છો અરે તું આ શું કહે છે? અરે તારા ખરાબ વીચારને છોડી દે ને જાણ કે કદી પણ એ કામ મારાથી થનાર નથી.

ગુલામે કહ્યું કે મારી ઉમ્મેદ પુરી નહીં કરીશ તો હું તને ફજેત કરીશ, અફ્રીફ્રા પાકદામને કહ્યુ કે તારી મરજીમાં આવે તે કર, વળી એક વખત ગુલામ બદ અંજામે કહ્યું કે યાદ રાખ અગર મારી મુરાદ પુરી નહીં કરી તો તારા બુરા હાલ થવાના, તેણીએ જવાબ આપ્યો કે જોઇએ તે થાય, પણ હું એ કામમાં ફસનાર નથી, ઓ બેહુદા એ વાતને છોડી આપ. આખર તે શકી રાતના ઉઠયો ને અંરબના એક નાના શીરખ્વાર ( દુધપીતા) બચ્ચાંનું માથું કાપી તે માથું તેના પેટ ઉપર મુકીને છુરી તે અંફ્રીફ્રાની રેહવાની કોટડીમાં નાખી આવ્યો.

જ્યારે અંરબની ઓરતે બચ્ચાને દુધ પીવરાવવા ચાહ્યું તો જોયું કે બચ્ચાનું માથું કપાએલું છે, તેથી પોકાર પાડીને રોવા લાગી અંરબ જાગ્યો પોતાની ઓરતના રોવા પીટવાના સબબથી આગાહ થયો, ત્યાં ગુલામ બદબખ્ત તે અંફ્રીફ્રાની કોટડીમાંથી લોહી ભરેલી છુરી બાહેર લાવ્યો ને કેહવા લાગ્યો કે અએ સાહેબ મેં મારી નજરે જોયું કે આ ઓરત જેને તમોએ ઘરમાં રાખી છે તેણીએ તમારા બચ્ચાનું ખુન કર્યું; આ સાંભળીને અંરબની ઓરત દોડીને તે બીચારી અંફ્રીફ્રાને કેટલોક માર માર્યો, તે અંફ્રીફ્રા કહેવા લાગી કે અએ બાઇ હું આ વાતમાં કાંઈ જાણુતી નથી અરે હું બેગુનાહ છું ને ગુલામે જે તેનાપર આંશક થઈ પોતાની મુરાદ બર ન આવતા તેણીપર તોહમત મુકવા કહેલ તે તમામ હકીકત કહી, અંરબ અને તેની ઓરત અંફ્રીફ્રાને પાકદામન પરહેઝગાર જાણુતા હતા તેથી ખાત્રી થઇ કે આ બીચારી બેગુનાહ છે, ને આ કામ ગુલામનુંજ છે.

પછી છોકરાને દફન કરવા બાદ અંફ્રીફ્રાએ અંરબને કહયું કે અએ ભાઈ હવે તમારા ઘરમાં રેહવું મુનાસબ નથી કેમકે અગરચે તમો મને એ કામથી પાક જાણો છો તોપણુ તમારી બીબી જ્યારે મને જોશે તે વખતે તેનો ફરજંદ યાદ આવશે કે મારા આવવાના સબબથી અવું કામ થયું; ને તમોએ મારાપર ઘણીજ બેહદ મેહરબાની કરી તેનો અજર

પાકપરવરદીગાર આપશે એ મુજબના કલામ કહ્યા તેથી અરબને એ વાત પસંદ આવી તેથી તેણીને સો દીરહમ ઝકાતના હશે તે તથા એક ચાદર આપીને વીદાએ કરીને કહ્યું કે મને દોઆએ ખએરથી ભુલીશ નહીં. અફીફા તે પઇશા ચાદર લઈ અરબના હકમાં દોઆ કરતી કરતી રવાના થઈ.

ચાલતા ચાલતા એક ગામની પાસે પહોંચી તો જોયું કે ઘણા માણસો ભેગા થયા છે ને એક બુઢી ઝાર ઝાર રોવે છે ને ફરયાદ કરે છે લોકોને પુછ્યું કે આ શુ છે? કોઈએ જવાબ આપ્યો કે આ બુઢીના છોકરાપર બાદશાહનો ખેરાજનો પઈશો લેણો થયો છે ને તે આપતો નથી તેથી તેને સુળીએ ચડાવે છે કે લોકોને ખૌફ થાય, તેથી તેની મા રોવે ને ફરયાદ કરે છે. અફીફાએ પુછ્યું કે કેટલા પઈશા માટે સુળીએ ચડાવે છે? લોકોએ કહયું કે સો દીરમમાટે, અફીફાએ વીચાર કર્યો કે અરબે મને સો દીરહમ આપેલા છે તે બેહતર છે કે તેના પઈશા આવા નેક કામમાં વાપરૂં, વળી નાણુ છે તે પણ મારા માટે એકજાતની બલા છે, એવો વીચાર કરી તે બુઢીને બોલાવીને સોદીરહમ આપી તેના છોકરાને છોડાવા માટે કહયું. બુઢીએ તેના માટે ઘણી દોઆ કરીને તે સો દીરહમ બાદશાહને આપી પોતાના છોકરાને છોડાવ્યો. છોકરે પુછયું કે અએ મા મને કોણે વેચાતી લીધો? અરે મારી જાન કોણે બચાવી? બુઢીએ કહ્યું કે એક ઓરત રસ્તામાં ચાલી જતી હતી તેણીએ તને છોડાવ્યો આ સાંભળીને છોકરે કહ્યું કે અએ મા તે કેવી છે ને ક્યાં છે? બુઢીએ કહ્યુ કે ફલાણે રસ્તે ચાલી જાય છે ને ઊનની ચાદર ઓઢેલી છે. છોકરો તરત તેની પાછળ ગયો ચાલતા ચાલતા તેની નજીક પહોંચીને સલામ કરી તેના પગપર પડી ગયો ને બોલ્યો કે અએ બાઈ તેં મને જીવતો કર્યો, ઓરતે કહયું કે અએ ભાઈ હું શું કરી શકુ? ખુદાએ તને જીવતો કર્યો, તે બોલ્યો કે હવે હું તમારી સાથે આવીશ, ઓરતે કહયું કે ભાઇ તું પાછો જા, તેણે કહયું કે હું પાછો કેમ જાઉં હું તો તમારો ગુલામ થયો, અફીફાએ કહયું કે મેં તને આઝાદ કર્યો માટે ભાઈ તારા ઘેર જા! તો પણ તે પાછો ગયો નહીં ને તેણીની પાછળ પાછળ ચાલ્યો એટલે સુધી કે સાંજના વખતે એક ગામમાં પહોંચ્યા, ત્યાં મસજીદ હતી તેની અંદર અફીફા ગઇ, ને બાહેર તે શખસ સુઇ રહ્યો સવારે સુબહની નમાઝ પડીને તે ઓરત ચાલી તેની પાછળ તે શખસ પણ ચાલ્યો આફીફાએ ઘણું કહયું પણ તે પાછો ગયો નહીં, આખર ચાલતા ચાલતા એક નદીને કીનારે પહોંચ્યા; અફીફા વઝુ કરવા ગઈ ત્યાં તકદીરની કઠણાઈને મુસીબતની બલાથી તેણીના માથા પરથી ચાદર ઉડી ગઈ ને તેજ વખતે તે શખસની નજર તેણીના ચેહરાપર પડી, તે પાકદામન ખુબસુરત અને રૂપાળી તો હતીજ તરત તે મરદુદ તેના પર આશક થઈ ગયો; તેથી પહેલે જરા કાલાવાલા કરી પોતાનું ઇશક જાહેર કરીને બદ કામની માગણી કરી, ઓરતે કહયું કે ઓ બદબખ્ત આ શું કહેછે! અરે મેં તને મોતની જાળમાંથી બાહેર કાઢયો તેનો આ બદલો કરેછે? તારા દીલથી એ વાત કાઢી નાખ.

પછી આગળ ગયા તો જોયું કે નદીને કીનારે લોકો કીસ્તી પર બેસેછે, અફીફા એક ખુણામાં જઇ નમાઝ પડવા લાગી; ને તે બદઅમાલ કીસ્તીવાળાઓની પાસે જઈને કેહવા લાગ્યો કે મારી પાસે એક કનીઝ બહુજ ખુબસુરત છે, પણ તે મારી તાબેદારી

ન કરવાથી હું વેચી નાખુછું, જેની મરજી હોય તે લીએ; લોકોએ કહ્યું કે બતાવ, તે બતાવા લઈ ગયો તો તે નમાઝ પડતી હતી એક જણે ચાદર ખેંચી તો જોયું કે બહુજ ખુબસુરત છે તેથી તમામ જણ ખરીદવા માટે આતુર થયા, તે ઓરત ઘણું કેહવા લાગી કે અરે લોગો આ શખશની હું કનીજ નથી અરે હું શવહરવાળી ઓરત છું મારો ખાવીંદ હજ કરવા માટે ગયો છે, મારા પર દુઃખ પડવાથી બાહેર નીકળીછું; અરે આ કમબખ્તને સુળીએથી છોડાવ્યોછે તેનો આ બદલો કરેછે, (અફસોસસ દુનીઆમાં ઈનસાફ કેની પાસે છે? ગરીબો લાચારની મદદ કોણ કરે? ખરા ખોટાની પારખ કેને હોય; જેને ખુદાનો ખૌફ હોય તેતો થોડાજ હોય,) હાંસલ કલામ કોઇએ બીચારીની ફરયાદ તરફ ધ્યાન આપ્યું નહીં ને લીલામની જેમ તે બીચારી પાક દામન વેચાવા લાગી ને કિછાણુણી થઈને લોકો વધવા લાગ્યા એટલે સુધી કે એક સવદાગરે હજાર દીનારમાં લીધી. તે નાપાક એહસાનનો એવો બદલો કરી દીનાર લઇ ચાલતો થયો, સવદાગરે અફીફાને જોર જુલમથી કીસ્તીમાં બેસારી; હવે આ બીચારી શું કરે? ક્યાં જાએ? કેવી રીતે પોતાની ઇજ્જત બચાવે? અએ વાંચાનાર બેહનો જુઓ ને વીચારો હવે પોતાને પાકદામન કેવી રીતે રાખી શકે? જ્યાં સુધી માર માર્યો કાઢી મુકી ઝુલમ કર્યો ત્યાં સુધી તમામ સખતીઓ ખમીને પોતાની ઇજ્જત બચાવી, હવે કોઈ રસ્તો બચવાનો રહ્યો નહીં, પણ જેને સાચી દાનતથી બચવુંજ હોયતો ખુદા મદદ કરે છે, ને બચે છે, તે વખતે તે ખુદા પાસે દોઆં કરવા લાગી કે અએ પરવરદીગારા જ્યાં સુધી મારાપર મુસીબતો પડી ત્યાં સુધી મેં ઉપાડી પણ મારા છેડાને ખરાબ ડાગ લાગવા આપ્યો નહીં, હવે હું લાચાર છું, તું મદદ કર તોજ આ બલામાંથી છુટી શકું, નહીં તો હવે મારો ઇલાજ નથી. એમ કહીને વીચાર કર્યો કે હવે એક ઈલાજ છેલ્લો બાકી છે કે કીસ્તી ઉપરથી પાણીમાં કુદીપડું, એવો વીચાર કરી જ્યાં પાણીમાં ઠેકડો મારવા જાય છે ત્યાં **ગએબી** આવાજ આવી કે હાં! સબર કર પાણીમાં પડીશ નહીં, ખુદા તારી આબરૂ સાચવશે. આ ગએબી આવાજ સાંભળીને દીલાસો મળવાથી પોતાના ઈરાદાથી અટકીને ખુદાપર તવક્કલ કરીને બેસી રઈ.

વળી જરા ઝુલમ થવાનો સંભવ જોયો કે દોઆં કરીકે અએ પરવરદીગાર, અએ દસ્તગીરે દરદમાંનદગાન, અએ ફરયાદરસે બીચારગાન, અએ પનાહે મઝલુમાન મને આ ઝાલીમોના ઝુલમથી બચાવ, ત્યાં ફરીને આવાજ સાંભળી કે અએ પાકદામન તેં બલાઓપર સબર કરી અમારી નેઅમતોનો શુકર કર્યો, માટે તારો જે મતલબ હોય તે માગ તારી ઉમ્મેદ પુરી થવાની, આ આવાજથી વળી તસલ્લી થવાથી ખામોશ રહી; પછી જેણે અફીફાને વેચાતી લીધેલ તેણે ચાહ્યું કે અફીફા સાથે પોતાની ખાહીશ પુરી કરે ત્યાં કુદરતી એક એવો હાથ પેદા થયો કે તેને ઉપાડીને પાણીમાં નાખી દીધો, એ હાથને તે અફીફા સીવાય કોઈએ જોયો નહીં; માલીક નાબુદ થયા પછી તો દરેકનું દીલ લલચાણું કે એવો મવકો પાછો ફરીફરીને હાથ નહીં આવે એમ વીચારી તે અફીફાની પાસે એક એક જણ આવતો ગયો ને જે આવે તે તેજ પ્રમાણે પાણીમાં પડી પોતાને ઠેકાણે પહોચી જવા લાગ્યો. અલ્લાહ રે અલ્લાહ કેવા બેઅક્કલ આંધળા હતા કે પોતાની નજરે એવો હાલ જોવા છતા તે હીરસ અને લાલચ ન મુકતા તમામ જણાઓ અજલમાં ગીરફતાર

થઇ પાણીમાં ડુબી ગયા, એટલે સુધી કે ખલાસી ટંડેલ વીગેરે ગરક થઈ ગયા, ફકત બે કનીજ્યે બાકી રહી.

પછી કુદરતે ખુદાથી આપો આપ કીસ્તી ચાલવા લાગી ને ચાલતા ચાલતા એક શહેરને કીનારે પહોંચી લોકોએ જોયું કે કીસ્તી આપો આપ આવી ને તેની અંદર કોઈ નાખુદા વીગેરે નથી તેથી અંજબ થયા ને બાદશાહને ખબર આપી બાદશાહે તેને તપાસવા માટે માણસો મોકલ્યા, અફીફાએ વીચાર કર્યો કે હવે લોકો અહીંયા આવશે ને તેઓ સાથે વાત કરવી પડશે એવી મસલેહતથી મરદોનો લીબાસ પેહરી મોઢાપર કપડું નાંખીને બેઠી; બાદશાહના માણસો કીસ્તીપર ગયા ને અફીફાને હકીકત પુછી અફીફાએ જવાબ આપ્યો કે એની અંદર ભેદ છે ને તે ભેદની વાત બાદશાહ સીવાય બીજા કોઇને કેહવામાં નહીં આવે, આ સાંભળીને તેઓ બાદશાહ પાસે જઈ તેણીએ કહેલી વાત કરી. બાદશાહ સમજ્યો કે નાખુદા અને ખલાસીઓ વગર જે કસ્તી આવી છે તો અલબત્તા તેની અંદર કોઈ બુઝરગવાર સાહેબે કરામત કોઈ મોટુ માણસ હોવું જોઈએ; તેથી પોતે કીસ્તીપર ગયો; અફીફાએ ખાનગીમાં પોતાપર ગુજરેલી તમામ હકીકત બયાન કરી; ને કહ્યુ કે આ કીસ્તીનો તમામ માલ તમો લઇ જાઓ મને કાંઇ પણ જોઇતું નથી, ફકત આ કીનારાપર એક ઇબાદતખાનુ બનાવી આપો તો તેની અંદર પાકપરવરદીગારની બંદગી અને ઇબાદત કર્યા કરૂં.

પછી અફીફા માટે ત્યાં ખએમો નખાવી તેની અંદર ઉતારો આપ્યો ને એકદમ ત્યાં મકાન બનાવાનો હુકમ આપ્યો ને કીસ્તીનો માલ અનામત તરીકે જુદોજ રાખી મુક્યો. બાદશાહ હમેશા એક વખત તે મકાન જોવા જતો એટલે સુધી કે થોડા દીવસમાં મકાન તૈયાર થયું, ને અફીફા તેમાં રેહવા લાગી, બાદશાહ હમેશાં ત્યાં જઈ પરદાની બાહેર બેસીને તે ઓરત પાસેથી વાએઝ અને નસીહત સાંભળતો ને ખુદાનો શુકર કરતો હતો કે ખુદાએ તેના ગામમાં એવી પાકદામન અને પરહેજગાર ઓરતને મોકલી આપી એટલુંજ નહીં પણ "મુસતજાબુદ દઅવાત" હતી એટલે જે દોઆં માગે તે કબુલ થતી ને જે બીમાર આવે તે તેની દોઆંથી તનદુરસ્ત થતોજ. થોડીજ મુદતમાં એવો શોહરો થઈ ગયો કે નદીને કીનારે એક એવી ઓરત રહે છે કે જોઇએ તે બીમારી અને દુઃખ હોય તેની દોઆંથી સારૂ થાએ છે, ને તેની દોઆં રદ થતી નથી.

હવે આ વાત અહીંયા મુકીને તે અફીફાનો શવહર અબુસાલેહનો અહવાલ બયાન કરૂંછું કે અબુસાલેહ હજ કરવા ગએલો તે એક વરસ પછી આવ્યો. તો જોયું કે ઘર બરબાદ થઈ ગયું છે, પુછા કરી તો કહ્યું કે તમારા ભાઇએ તમારી ઓરતપર ઝીનાનું તોહમત મુકીને સંગસાર કરી નાખી છે,અને તે સંગસાર કરવાની બાદ ત્રીજે દીવસે આંધળો થઇ ગયો ને અરધું શરીર સુકાઈ ગયું; તેથી ચાલી પણ શકતો નથી. ને બે ત્રણ કનીજો હશે તેઓએ પણ હકીકત કહી સંભળાવી. આ સાંભળીને અબુસાલેહ બહુજ રોયો, પછી સબર કરી ખુદાનો શુકર કર્યો ને ભાઇને જોવા માટે ગયો; જોયું કે બંને આંખોથી આંધળો થઇ ગયો છે, ને અરધું શરીર સુકાઈ ગયું છે; અહવાલ પુછતા તે નાપાકે કહયું

કે તમારી ઓરતે ઝીના કરાવી તેથી તેને સંગસાર કરાવી નાખી અબુસાલેહે કહયું એ-બદબખ્ત શકી અરે તું કહે છે એવી તે ઓરત નહતી. પછી કાજી અને કેટલાક અમીરો તે નાપાકને જોવા આવ્યાં, કાજીએ તે ચારે ગવાહોની ખબર કઢાવી તો માઅલુમ થયું કે તેઓ પણ તેજ બીમારીમાં ફસાએલા પડયા છે; કે આંખે આંધળા થઈ ગીએલા ને અ-રધા અંગ સુકાઈ ગયા છે.

આ બનાવ બનવાની ખબર પડવાથી સેહરના તમામ લોકોને ખાત્રી થઇ કે અ-બુસાલેહની ઓરત નેક બખ્ત પાક દામન અને પરહેજગાર હતી, પણ આ મરદુદ અ-બુસાલેહના ભાઇએ ખોટા સાક્ષી ઉભા કરીને તે બીચારીને બે ગુનાહ સંગસાર કરાવીને તે ઝુલમના બદલામાં પાંચે જણુ એ બદલામાં ફસાઈ ગયા;

અબુસાલેહે પોતાના ભાઈને કહયુ કે એ શકી તમોએ આ મુજબ તે બીચારી પર ઝુલ્મ કર્યો તેથી તે નેક બખ્ત સાલેહાની બદદોઆથી તમો બલામાં ગીરફતાર થયા.

પછી થોડી મુદતમાં આ લોકોને પણ ખબર પડી કે ફલાણે ઠેકાણે એક એવી ઓરત છે કે તેની દોઆ રદ થતી નથી ને તે જે દોઆ માગે તે કબુલ થાય છે, અબુ-સાલેહે વીચાર કર્યો કે પોતાના ભાઇને ત્યાં લઈ જાઉં તો શફા થાય, કેમકે જોઈએ તેવો હોય તોપણ ભાઇની મોહબ્બતનો જોશ જુદોજ છે એવા વીચારથી એક ગધેડા પર પોતાના ભાઇને નાખીને ત્યાં લઈ ચાલ્યો, ને તે ચાર ગવાહોના સગાઓએ એ વાત સાં-ભળવાથી તેઓને પણ ત્યાં લઇ ચાલ્યા, તે ગુલામ કે જેણે અરબના છોકરાને મારી નાંખેલ ને તે અફીફા પર તોહમત મુકેલું તે પણ ત્રણ દીવસની બાદ તેજ બલામાં ગીરફતાર થઈ ગયો હતો; ને તેનો માલીક તે અરબને પણ તે ઓરતની દોઆની ખબર પડવાથી તે પણ પોતાના ગુલામને લઇને ત્યાં રવાના થયો. અને તે બુઢીનો છોકરો કે જેને સુળીએથી તે મરદુદ નાપાકને છોડવેલને તેણે તે અફીફાને વેચી નાખેલી તે પણ ત્રણ દીવસ બાદ એજ મુજબ આંધળો થઇ લકવાની બલામાં સપડાણો હતો, તેની માને તે ઓરતની દો-આની ખબર પડવાથી તે પણ પોતાના છોકરાને ત્યાં લઈ ચાલી; એ સર્વે ચાલતા ચા-લતા રસ્તામાં ભેગા થઇ ગયા; ને તેઓ કોઇને એવી ખબર ન હતી કે તે તેજ અફી-ફા છે, ફકત એટલીજ ખબર કે એ "મુસતજા બુદ દઅવાત" એક ઓરત નદીને કીના-રે રહેછે તે જોઇએ તેવી બીમારીવાળો ત્યાં જાય તો તેની દોઆની બરકતથી શફા પા-મેછે તેથી તેઓ ત્યાં ગયા.

હવે તે બાદશાહે એવો ઠેરાવ કરેલ કે જે જે બીમાર આવે તેનું નામ ગામ ઠેકા-ણું લખીને તે ઓરતને ખબર આપે પછી તે ઓરત તેઓ માટે દોઆ કરે, જ્યારે મજકુર લોકો ત્યાં ગયા, તો નોકરોએ દસ્તુર પ્રમાણે તેઓના નામ ગામ અને ઠેકાણા લખીને તે પાકદામન અફીફા પાસે મોકલ્યા, અફીફાને ખબર પડી કે આતો એજ ઝાલીમો ભેગા થાય છે કે જેઓએ મારાપર તરાહ તરાહની સખતી નાખી હતી, ને ખબર પડી કે તેનો સવહર હજ કરીને પાછો આવ્યો ને તેના ભાઇને લઇને શફા માટે અત્રે આવેલછે, તેથી બાદશાહને બોલાવીને કહ્યું કે મારા પર ઝુલમ ગુજારનારાઓ એવી સખત બલામાં ગી-

રફતાર થયાછે ને હાલ તેઓ શફાની દોઆ માટે મારી પાસે આવેલ છે; માટે હવે તમો એવો હુકમ કરો કે જેઓ બીમાર છે તેઓએ બીમાર પડવાની પહેલા કોઈ પર ઝુલમ કરેલ હોય અથવા કોઈ પર તોહમત નાખી હોય તે સાચી સાચી વાત બયાન કરે તો ખુદાવંદે કરીમ શફા આપશે; બાદશાહે તેજ પ્રમાણે મુનાદી કરાવીને સરવેને કેહવરાવ્યું.

જ્યારે આ મુજબનો ઢંઢેરો થયો તો તે ઝાલીમો સાચુ બોલવા માટે અચકાવાને આનાકાની કરવા લાગ્યા કે આપણે જે જે ઝુલમ કરેલ છે તે જબાનથી કેવી રીતે ઇકિરાર કરવો. એવા વીચારમાં હતા ત્યાં વળી ફરીને મુનાદી કરી કે જુમ્માની રાત્રે તમામ બીમારો ભેગા થઇને પોતાના ગુનાહોનો ઇકરાર કરે ને જો ઇકરાર નહીં કર્યો તો ખુદા તેઓને શફા નહીં આપે. પછી જુમ્માની રાત્રે તમામ જણ ભેગા થયા અફીફા પણ પરદાની અંદર આવીને બેઠી ને બોલી કે અએ સાહેબો તમોએ જે જે ગુનાહ બીમારીની પહેલાં કરેલ હોય તે બયાન કરો, તો ખુદા તમોને શફા આપે. પછી બાદશાહે અબુસાલેહના ભાઇને બોલાવીને પુછ્યું તો તેણે ઇનિકાર કર્યો, ઘણુંજ પુછ્યું પણ કોઈ રીતે કબુલ કર્યું નહીં. પછી તે ગુલામને બોલાવીને પુછ્યું તેણે જે ખતા કરેલી તે કબુલ કરી, તેની બાદ તે બુઢીના છોકરાને પુછ્યું તેણે પણ પોતાની ખતા કબુલ કરી, બાદ તે ચારે ગવાહોને પુછ્યું તેઓએ પણ પોતાની તકસીર કબુલ કરી.

પછી અફીફાએ ખુદાવંદે કરીમના દરબારમાં દોઆ કરી કે **"યા એલાહલ આલમીન, વયા ખએરૂન્નાસેરીન, વયા અમાનલ ખાએફીન વયા અહકમલ હાકેમીન-વયા અર હમર રાહેમીન; વયાદલીલલ મોતહય્યેરીન,** આ બીચારાઓએ પોતાની ખતા અને ગુનાહોનો ઇકરાર કર્યો માટે બખશી આપ; તેજ વખતે તેની દોઆ કબુલ થઈ ને ખુદાવંદે કરીમે તે તમામ જણને શફા આપી. પણ તે મરદુદ શકી અબુસાલેહના ભાઇએ પોતાની તકસીર કબુલ નહીં કરેલ તેથી તેને શફા થઈ નહીં, ને એજ હાલતમાં આંધળો અને લકવાથી અરધુ અંગ સુકાઈ ગીએલો રહયો, ને આખર એવીજ હાલતમાં મરીને જહન્નમ વાસીલ થયો. પછી અફીફાએ બાદશાહ અને પોતાના ખાવીંદ અબુસાલેહને બોલાવ્યા ને અબુસાલેહને કહયું કે તમારાપર શું શું ગુજર્યું તે બયાન કરો તેણે પોતાના હજની મુસાફરી અને પાછળથી બનેલ અહેવાલ વીગેરે તમામ હકીકત કહી, અફીફાએ પુછ્યું કે અએ સાહેબ અગર તમો તમારી બીબીને જુવો તો ઓળખશો? તેણે કહયું કે હા! શામાટે ન ઓળખું? ને તમારો આવાજ પણ મારી બીબીના જેવોજ છે. બાદ અફીફાએ બાદશાહને રજા આપી ને પોતાના શવહરની સામે ચાદર કાઢી ચેહરો બતાવ્યો અબુસાલેહે પોતાની ઓરતને ઓળખી, ઓરતે પોતાની કએફીયત કહી સંભળાવી ને બોલી કે ખુદાવંદે કરીમે પોતાની મેહરબાનીથી તમામ બલાથી બચાવીને પાકદામન રાખી છે, અબુસાલેહે ઘણી મુદ્દત પછી પોતાની બીબીને જોઇ તેથી ખુદાને શુકરનો સીજદો કર્યો ને પછી બને જણ બહુજ રોયા. બાદ ઓરતે કહયું કે એ કીશ્તી ઉપરનો તમામ માલ અમાનત તરીકે બાદશાહે રાખેલ છે ને તેની અંદરથી કાંઈ પણ વાપરેલ નથી માટે તમો લઈ જંઈ ખુદાની રાહમાં ખરચ કરો. પછી અબુસાલેહે તે નાણાથી ઘણી મસજીદો, મદરેસા, પુલ, વીગેરે બનાવ્યા; ને તે અફીફા ત્યાંજ ઇબાદત કરતી હતી.

વાંચનાર બહેનોની ખીદમતમાં અરજ છે કે જુઓ અને વીચારો ને નસીહત પકડો કે દુનીઆમાં એવી પણ ઓરત થઈ ગઈ છે કે બેહદ બલા પર બલા આવી તો પણ ખુદા પર તવક્કલ કરી સબર અને શુકર કરતી રહી. ને આખર ખુદાવંદે કરીમે તેનો કેવો બદલો દુનીઆમાં આપ્યો ? ને વળી આખેરતમાં આપશે તે તો જુદોજ.

તો જેમ બને તેમ તમો તમારા શવહરોની તાબેદારી કરો કોઇ વખત પણ તેઓને નારાજ ન કરો, અગર ઉઠ કહેતો ઉઠો ને બેસ કહે તો બેસો કે તેથી પરવરદીગારે આલમ બહુજ રાજી છે, ને પોતાના ખાવીંદને નારાજ કરવામાં તમામ જહાનનો માલીક નારાજ છે, જેમ જેમ પાકદામની ઇખતીયાર કરી પરહેઝગારી કરશો તેમ તેમ તમારા મરતબામાં વધારો થાશે ને જેમ જાહેરની અંદર પોતાનો હાલ અને ડોળ સારો રાખો તેવીજ રીતે બાતીનમાં પણ પોતાના નફસને કબજે કરી ખુદાની અને શવહરની નાફરમાનીથી બચો, શવહરની નાફરમાની કરવાથી ઇબાદત કબુલ થતી નથી, ને ફીરીસ્તા રહમત મોકલતા નથી; એવું ન કરો કે ખાવીંદ ઘરમાં હોય તો પાક અને પાકીજા રહી ઘરમાં છુપી રહો ને ખાવીંદ બાહેર ગયો કે ન પરદાનું ધ્યાન ન માથાનું ઠેકાણું કે ઉઘાડું છે કે ઢાંકેલું ને બાહેર નીકળી જવું, ને કોઈ ઢેડ મોચી નીકળે તો તેનાથી માથું ન ઢાંકવું ને કોઈ સગો નીકળે તો લાજ કાઢવી તેમજ કોઈ પડેલો આલીમ નીકળે તો મોઢું છુપાવવું ને કોઈ જાહીલ નીકળે તો મોઢું ન છુપાવવું ને કોઈ જાહીલ નીકળે તો તેની સાથે તડાકા કરવા. એવી બાબતોથી બચો, ખુદા છુપા ભેદનો જાણનાર છે, તેને તમામ બાબતની ખબર પડેછે; અગર અંધારી રાતમાં અંધારી કોટડીમાં છુપીને કોઈ કામ કરીએ તો તેની પણ તે માઅબુદને ખબર પડે છે; હદીસથી સાબીત છે કે નેક પાકદામન ઓરતની કીંમતજ નથી બલકે તે સોના કરતા બેહતર છે, ને ખરાબ ઓરત કરતા માટી સારી છે; પરહેજગાર ઓરતો જન્નતની અંદર હુરાઓ કરતા વધારે ખુબસુરત થશે ને હુરાઓ કરતા તેઓને મોટા મરતબો મળશે. ને બદઓરતોને સખત અઝાબ થશે.

આએ દુનીયા બે દીવસની ફાની છે, ખબર નથી કે ક્યારે મરવું છે, ને મરવું બરહક છે તેમાં શક પણ નથી માટે આખેરતની કમાઇ કરી લીઓ ને જનાબે ફાતેમા અ૦ ની તમો કનીજો કહેવાઓ છો તો જનાબે ફાતેમા અ૦ તમારાથી રાજી થાય એવાં કામ કરો; એવું ન થાય કે રોજે કયામત જનાબે ફાતેમા અ૦ નારાજ થઇ જાય ને તમો તેઓની ખીદમતમાં જાઓ તે વખતે મોઢું ફેરવી લીએ; બલકે એવી રીતે વરતો ને ચાલો કે રોઝે કયામત જનાબે ફાતેમાઅ૦ તમોને પોતાની દીકરીઓની માફક પ્યાર કરી એક એકનો હાથ પકડી પોતાની સાથે જન્નતમાં લઈ જાય ક્યો એવી ઉમ્મેદ હોયતો કહો **"ઇલાહીઆમીન"**

## ફસલ આઠમી એક પરહેઝગાર મરદના સબબથી, બદબખ્ત ઓરત નેકબખ્ત બની ગઈ.

હઝરત રસુલે ખુદા સ૦ ના જમાનામાં એક પરહેજગાર શખસ હતો, તેની રોજી તંગ હતી, એક દીવસ થોડા દીરહમ લઈ ઊંટઉપર બેસીને બજારમાં ચાલ્યો, રસ્તામાં એક

ગલ્લીની અંદર નીકળ્યો ત્યાં એક ઓરતની તેનાપર નજર પડવાથી તેનાપર આશક થઈ ગઈ તેથી કનીઝોને મોકલીને તેને પોતાની પાસે બોલાવીને પુછ્યું કે ઓ શખશ તું કયાં જાએ છે? તેણે કહયું કે બજારમાં અનાજ લેવા માટે જાઉંછું, તેણીએ કહ્યું કે મારી પાસે અનાજ છે ને હું તે મફત આપું છું, પણ જરા મારી મુરાદ પુરી કર તો આપું.

આ સાંભળીને તે બોલ્યો કે "તોબાહ" "અસત ગફેરૂલ્લાહ" એ કેવી વાત છે? અરે શું કહે છે? અરે બોલે છે કે બકે છે? તું મારી બેહન જેવી છો, એટલુંજ નહી પણ હજુ સુધી એવું બદકામ મેં કરેલ નથી, માટે એ વાત તારા મગજમાંથી દુર કર એ બનવા જોગ નથી. તે ઓરતે કનીજને કહ્યું તેણીએ દરવાજો બંધ કરી દીધો, તે ઓરત બોલી કે જોઇએ તેમ કર પણ મારા મનની ઉમ્મેદ પુરી કર્યા વગર તારો છુટકારો નથી, તે શખશે કહયું કે જોઇએ તેમ થાય અગર મારા શરીરના કટકે કટકા થઈ જાય તોપણ હું તે કામ કરનાર નથી.

ઓરતે કહ્યું કે અગર મારા કેહવા મુજબ નહીં કરીશ તો યાદ રાખ હમણાજ હું પોકાર કરીને લોકોને ભેગા કરૂં છું ને કહીશ કે આ શખશ જબરાઇથી મારા ઘરમાં ઘુસી ગયો ને મારી ઇજ્જત લેવાનો ઇરાદો કરે છે, તો તે વખતે તારો કેવો હાલ થવાનો? યાદ રાખ તેં વખતે તને લોકો ભેગા થઇને હલાક કરી નાખશે.

તેણે કહયું કે એ ઓરત ખુદા તમામ ઠેકાણે હાજર અને મવજુદ છે તે તમામ ચીજો જુવે છે "કેરામન કાતેબીન" ફીરીશ્તા આપણી પાસે છે, ને જે થાય તે લખે છે, માટે કાલે કયામતને દીવસે ખુદાને શું જવાબ આપીશ? અરે તમામ અવ્વલ અને આખરના માણસો ભેગા થશે તેમાં આપણે રૂસવાં અને ફજેત થશું માટે એ ઇરાદો છોડી દે.

આ સાંભળીને તેણીએ તેના ગળામાં હાથ નાંખી દીધો ને લોંડીઓને હુકમ કરી તેને બાંધીને મારવાનો ઇરાદો કર્યો તે વખતે તે શખશ સમજ્યો કે હવે જરૂર મારશે ને જબરાઈથી હરામ કામ કરાવશે તેથી હરામ કામથી બચવા માટે કહ્યું કે મને મારો નહીં હું તમારા કેહવા મુજબ કરૂંછું, પછી તેને છોડયો, તે વખતે બોલ્યો કે મને પાયખાનું બતાવો તેણીએ પાએખાનું બતાવ્યું આ તેની અંદર જઈ ખીસામાંથી છુરી કાઢીને પોતાની શરમની જગ્યો કાપવા લાગ્યો કે તે કાપી નાખે તો પછી તેણી શું કરે? પણ કુદરતે ખુદાથી છુરી ચાલી નહીં ઘણું જોર કર્યું પણ કાંઈ વળ્યું નહીં, તે વખતે બોલ્યો કે **ઇલાહી** અએ ખુદાવંદા આની અંદર શું ભેદ છે? તે ખબર પડતી નથી; એમ કહી ત્યાંજ પાયખાનાની અંદર **સીજદામાં** ગયો ને રોઇને દોઆ કરી ત્યાં આવાજ આવી કે અએ બંદએ ખુદા માથું ઉંચું કરે કે તને **નજાત** મળી, તે વખતે તેણે માથુ ઉંચું કર્યું તો જોયું કે પાયખાનાની ભીંત ફાટી ગઈ છે, તો તેજ વખતે ત્યાંથી બાહેર નીકળ્યો તો તેનો ઉંટ અનાજથી ભરપુર ઉભો છે, તે વીચારમાં પડી ગયો કે તે અનાજ કોણ રાખી ગયું હશે? એમ વીચાર કરી ઉંટની મેહાર પકડીને હઝરત રસુલે ખુદા સ૦ની ખીદમતે બા બરકતમાં ગયો, ને પોતાપર ગુજરેલી તમામ હકીકત બયાન કરી.

હઝરતે ફરમાવ્યું કે તારી પહેલાં મારી પાસે "જીબરઇલ" આવ્યા ને તમામ કએફીયત બયાન કરી ને તમામ અસહાઓએ તારી પરહેઝગારી પર આફરીન કહી ને તે વીશે

મારા પર ખુદા તરફથી આયત નાઝીલ થઈ છે. તેનો મતલબ એ કે જે કોઈ ખુદા પર તવક્કલ કરે ને હરામ કામથી પરહેજ કરે તો ખુદા તેને તે બલામાંથી નજાત આપે છે ને તેના છુટકારાનો રસ્તો બતાવે છે ને આખેરતમાં તેના માટે બળાઇ છે વી૦ ને એ અનાજ પણ તને ખુદા તરફથી મળેલ છે.

આ ઠેકાણે એ શખશનો આ મુજબ બનાવ બન્યો, ને ત્યાં ઘરમાં તે ઓરત તેની રાહ જોઇ રહી કે ક્યારે બાહેર નીકળશે જ્યારે બહુજ વાર થઈ તો તે ઓરત પાયખાનામાં ગઈ તો તે ત્યાં ન હતો ચારે તરફ જોયું તો દરવાજા બંધ છે; કોઇ રસ્તો બાહેર જવાનો નથી, સમજી કે ખુદાએ તેને નજાત આપી, ને એ પોતાના કરેલા ફેઅલથી શરમીંદા થઇને પસતાણી, ને ખુદાનાં દરબારમાં દોઆ કરી કે અએ પરવરદીગારા તારા એવા પણ બંદા છે કે તારી નાફરમાની કરતા નથી ને તારા ખૌફથી ડરીને ગુનાહના કામથી ભાગે છે, અએ ખુદાવંદા મેં બહુજ ખરાબ કામ કર્યું હવે હું મારા થીએલા ગુનાહોની માફી ચાહીને તારી દરગાહમાં તૌબા કરૂં છું, ને એ પરહેઝગાર માણસ કે જેને મેં ઘરમાં પુર્યો હતો તેની ઇજ્જતનો વાસ્તો આપુછું કે મારા પર રહમત કરી મને બખશી આપ; એ મુજબ દોઆ કરીને સીજદામાં ગઈ ને ઝાર ઝાર રોવા લાગી, તે વખતે ગએબથી આવાજ આવી કે ઓ ઓરત તેં તૌબા કરી તેથી મેં પણ તારા ગુનાહ માફ કરી આપ્યા.

પછી તે ઓરત ત્યાંથી હઝરત રસુલે ખુદા સ૦ ની ખીદમતમાં આવીને તમામ કએફીયાત બયાન કરી, હઝરતે તેના માટે દોઆ કરી, પછી તો તે એવી નેકબખ્ત થઈ ગઈ કે તેણીની પરહેઝગારી તમામ મદીનામાં મશહુર થઈ.

"નાજી" કહે છે કે જુઓ ખુદાની કેવી રહમત છે કે જે કોઈ તેના પર તવક્કલ કરી હરામ કામથી બચાવા ચાહે છે તેને ખુદા બચાવે છે, ને ગએબી મદદ કરે છે ને તૌબા કરનારની તૌબાને કબુલ કરે છે; માટે હરહાલમાં ખુદાનો ખૌફ રાખી ગુનાહના કામ ન કરવા, ને વખતે ઇનિસાનીયતથી ગુનાહ થઈ ગયો હોય તો તાકીદે એકદમ તૌબા કરીને માફી ચાહવી, ઇનશા અલ્લાહ તે ગફુરર રહીમ પોતાના ફઝલો કરમથી જરૂર બખશી આપશે, તેની રહમતથી નાઉમ્મેદ થવું નહીં, તેમ તેની રહેમત પર નજર કરી ગુનાહનું કામ કરવું નહીં, કેમકે એ શએતાનનો ફરેબ છે.

—*o*—

## ફસલ નવમી ખુબી અને મીઠાસ ભરેલા જવાબ આપનારી કનીઝ.

અબદેરહમાન નામનો શખશ બયાન કરે છે કે હું એક વખત મક્કએ મોઅઝ્ઝમાં જતો હતો બગદાદ પહોંચ્યો તો દલ્લાલને કહ્યું કે મારા માટે એક નેક અને સારી કનીઝ વેચાતી લાવ ! કે આ મુસાફરીમાં મને રાહત મળે. તેણે એક કનીઝ બહુજ રૂપાળી અને ખુબસુરત બતાવી, તેણીને જોવાથી મને પસંદ આવી, મેં તે કનીઝને પુછયું કે ઓ કનીઝ તારૂં શું નામ છે ? તેણીએ જવાબ આપ્યો કે મારૂં નામ "મક્કા" છે; આ સાંભળીને મેં કહ્યું કે મારે મક્કે જવું છે તે તો નજીક થયું. ત્યાં તેણીના ચેહરાપર કાળો

તલ જોયો, તેથી પુછ્યું કે આ શું છે? તે મુસાફરાઇને બોલી કે "હાઝા હજરૂલ અસવદ" આ હજરૂલ અસવદ છે (એટલે મક્કાની અંદર ખાનએ કાબામાં જે કાળો પથ્થર છે તે) આ સાંભળીને મેં કહ્યું કે અએ મક્કા રજા આપ તો હજરૂલ અસવદને બોસો લઉં !! (કેમકે ખાનએકાઅબાના હજરૂલ અસવદને બોસો લેવામાં સુવાબ છે) તેના જવાબ માં તેણીએ કુરઆનની આયતથી. જવાબ આપ્યો કે "લમતકુનુ બાલેગીહે ઇલ્લા બે શકકીલ અનફોસ" એનો મતલબ એ કે ખુદા કુરઆનમાં ફરમાવે છે કે પઇશા ખરચ્યા સીવાય ને રંજો મુસીબત ખેંચ્યા સીવાય હરમે મોહતરમ ખાનએકાઅબામાં પહોંચવું મુશ કીલ છે. એટલે તું પઇશા ખરચીને વેચાતી લે તો બોસો લેવા મળે.

આ સાંભળીને હું ઘણોજ ખુશી થીઓ ને તેણીને તેજ વખતે વેચાતી લીધી; ને ઘણે ભાગે તેણી કુરઆનની આયતથીજ જવાબ આપતી હતી.

## ફસલ દસમી, પીરનુ ભોપાળું ઉઘાડું કરનાર ઓરત.

મનકુલ છે કે એક શખશ પીરીમુરીદી કરતો હતો, ને લોકો તેના પર બહુજ ભરોસો રાખતા હતા, એક વખત મસજીદની અંદર તે પીર નમાઝ પડાવતા પડાવતા હું! હું! કરવા લાગ્યા, નમાઝ પુરી થવા બાદ કોઈએ પુછ્યું કે સાહેબ નમાઝની અંદર શું કેહતા હતા? પીરે જવાબ આપ્યો કે મસજીદુલ હરામ (મક્કાની મસજીદની) અંદર કુતરો ધુસી ગયો તે મે નમાઝ પડતા પડતા જાયો તેથી હું, હું, કરીને હાંકી મુકયો,

આ સાંભળીને મુરીદો અજબ થયા; ને પીરના હાથ ચુમી પગ પર પડવા લાગ્યા; ને પીર પર એઅતેકાદ વધી ગયો ને દરેક ઠેકાણે પીરની એ કરામત બયાન કરવા લાગ્યા, એક વખતએક હુશીઆર ઓરતના શવહરે પોતાની ઓરતને પીરની મજકુર કરામતની વાતો કરીને કહયું કે તુ પણ એ પીરને પીર કરીને કબુલ કર તેણીએ કહયું કે તેની કરામત હું પોતે નજરે જોઉં તો કબુલ કરૂં માટે તમો તેની મેહમાની કરી બોલાવી લાવો પછી તેણીના ધણીએ પીરને દાઅવત કરીને બોલાવી લાવ્યો, ને બીજા કેટલાએક માણસોને પણ મેહમાનીમાં બોલાવ્યા. જમતી વખતે તે ઓરતે તમામ જણ માટે જમવાનુ મોકલ્યું તેમાં દરેક રકાબીમાં ચોખા ને તેની ઉપર એક એક મુરગી રાખી; ને પીરની રકાબીમાં ચોખાની નીચે મુરગી રાખીને ઉપર ફકત ચોખા રાખ્યા; જ્યારે પીર પાસે રકાબી આવી તો પીર એ જોઇને ગુસ્સે થઈ ગયા, ને બોલ્યા કે, આ મુજબ કરવાનું શું કારણ છે? કે તમામ જણની સામે મુરગી રાખીને મને મુરગી આપી નહી, આ વાતો કરતા હતા તે વખતે પીરની વાતો બાઈ સાંભળતી હતી, તેથી તરત બોલી કે ઓ સાહેબ અહીંયા નમાઝ પડતા પડતા ખાનએ કાબામાં કુતરો ગયો તે જોયો ને તમારી સામે ચોખાની નીચે મુરગી છે તે દેખાતી નથી? એમ કહી તેની સામેની રકાબીની અંદરથી મુરગી કાઢી આપી. એ જોઈ પીર શરમાઈ ગયા ને સમજ્યા કે આ મહેમાની ફકત મારૂં ઇમતેહાન લેવા માટેજ કરેલ છે. પછી તે ઓરતના શવહરને પણ પીરના ભોપાળાની ખબર પડી ને તેના પરથી એતેકાદ ઉઠી ગયો.

# ફસલ અગીયારમી, એક સખી દીલની ઉદાર અહલેબએતે અતહારની મોહીબ્બા ઓરતનો અજાએબ જેવો અહવાલ.

મનકુલ છે કે, બનીઅબ્બાસની ખીલાફતના જમાનામાં, **બસરા** નામના શેહેરમાં એક મોઅમીન દીનદાર અહલેબૈતનો **મોહીબ** હતો. ને તેની પાસે માલદોલત ઘણી હતી **પણ** જમાનાનો હાલ જુઓછો કે, એક સરખો રેહતો નથી તે બીચારો બનતાકાળ ગરીબ અને મોહતાજ થઈ ગયો.

જે વખતે ગરીબીના સબબથી **બસરા**માં ગુજરાનની સુરત નહીં જોઈ; તેથી **કુફા**માં આવ્યો. બજારમાં એક શખશ દુકાનમાં ઘણી જાતનો સારો સારો માલ વેચતો હતો, તેની દુકાને જઈને તેને કહ્યું કે, એહૈકુંકે મોહંમ્મદ વઆલે મોહંમ્મદ અને હઝરત અલી અ૦ની મોહબ્બતનો વાસ્તો આપુછું કે, હું ઘણોજ પરેશાન થઇ ગયોછું માટે મને કાંઈ આપ!!!

મજકુર શખશ ખારજી હતો, તેથી હઝરત અલીનું નામ સાંભળીને ગુસ્સે થયો. ને બોલ્યો કે, અરે! પઇશાતો એક તરફ, પણ અલીના નામ ઉપર તને માટી પણ ન આપું.

તે દીનદાર બીચારો આ સાંભળીને, દીલતંગ થયો ને રોઇને બજારમાંથી ગલ્લીઓમાં ગયો. ત્યાં ગલ્લીઓ અને મોહલ્લાઓમાં ફરતા, ફરતા, એક મકાન આલીશાન જોવામાં આવ્યું તેની બારી (ગોખ) માં એક ઓરત બહુજ રૂપાળી અને ખુબસુરત બેઠેલી હતી.

તે બાઇએ મજકુર દીનદારને જોયો, તો તેનો ખરાબ હાલ જોઇને તેના પર રહેમ આવી.

તેથી પાસે બોલાવીને તેનો હાલ પુછ્યો, તે બિચારે તમામ હાલ બયાન કર્યો.

કુદરતે ખુદાથી તે ઓરત અહલેબએતની મોહીબ હતી તેથી પોતાના કાનમાંથી **ગોશવારા** (લોલક અથવા એરન) કે તેની અંદર ત્રણલાલ, હજાર હજાર **દીનાર**ની કીંમતના જડેલા હતા, ને તે તેના બાપના વારસામાંથી મળેલા હતા, તે ઉતારીને તે દીનદારને આપ્યા.

તે લઈને બજારમાં ગયો ને કીંમત કરાવી તો ત્રણ હજાર દીનાર કીંમત થઈ. પછી તે પેહેલી દુકાને તે ખારજી પાસે ગયો ને કહ્યું કે તું ઓરતો કરતાં પણ ખરાબ છો કે જો! આ, એક ઓરતે મને બખશીશ આપ્યા. તે ખારજીએ ગોશવારા ઓળખ્યા ને તેને પોતાની ઓરતના કાનમાં હતા તેવા લાગ્યા, તેથી સમજ્યો કે, મારી ઓરત પણ અલીની મોહીબ છે. તો તેજ વખતે દુકાન બંધ કરીને, ઘરે ગયો, ને ઓરતને પુછ્યું કે, તેં કાનમાંથી ગોશવારા શા માટે ફકીરને આપ્યા? ને ખુબ ગુસ્સે થયેલો, ને બોલ્યો કે, અરે તે ફકીર તો અલીનો મોહીબ હતો.

તેની ઓરતે કહ્યું કે, તને તેનું શું કામ છે? તેતો મારો માલ હતો. કાંઇ તારા માલમાંથી આપેલ નથી. વળી મેં કાંઈ તે ફકીરને આપ્યા નથી. મેંતો તેના **વસીલાને** આપ્યા છે.

તેણે પુછ્યું કે તે વસીલો કોણ છે?

તે **નેકબખતે** જવાબ આપ્યો કે, તે, જનાબે **અમીરૂલ મોઅમેનીન**, ઇમામુલ મુત્તકીન, શુજાઅત અને સખાવત વાળાં છે કે તેઓની **મોહબ્બત** સીવાય, **ઇમાન**, કબુલ **નથી** તે ખબીસ નાપાક, **સમજીતો** ગયો, તોપણ જાણીને અંજાણો થઇને, બોલ્યો કે, જેની તેં અટલી તાઅરીફ કરી, તેનું ખુલ્લું નામ લે, કે તે કોણ છે?

ઓરતે કહ્યું તે, **અંલી ઇબને** અબી તાલીબ છે,

હઝરતનું નામ સાંભળીને તે ખારજી લાલચોળ જેવો બની ગયો. ને બોલ્યો કે અએ નાકસ, મને લાગે છે કે, તું અંલીની મોહીબ છો તો હવે જેની મોહબ્બતમાં, તેં જે હાથે ગોશવારા આપ્યા છે. તે હાથ લાંબોકર, તો હું તે તારો હાથ કાપી નાખું.

આ સાંભળીને, તે નેકબખત બોલીકે, **અરે હાથ તો શું; હજાર** જાન, તેઓના દોસ્તો અને અવલાદ ઉપર કુરબાન છે. એમ કહીને, હાથ લાંબો કરીને કહ્યું કે હાથ શું માથું પણ તે હઝરત માટે હાજર છે.

પણ અએ શખશ તું મને લોકોની મોહતાજ ન કર!! અગર મારા પર ઝુલમ કરીશતો, **આખેરત**માં ખરાબ બદલો પામીશ.

**સુબહાનલ્લાહ** તે વખતે ખુદાવંદે કરીમનો, ફીરીસ્તાઓને ખીતાબ થયો કે, અએ મલાએકાઓ, જુવો, કે આ મોઅમેનાહ અમીરૂલ મોઅમેની અ૦ ની મોહબ્બતમાં, કેવી રીતે **દીલેરી** કરે છે?!!

તે વખતે મલાએકાઓએ તે ખારજી ઉપર "**લાઅનત**" કરી અને તે પરહેઝગાર મોઅમીનાબાઈ ઉપર "**આફ્રીન**" કરી. આખર તે બદબખતે, તે બિચારીનો હાથ કાપીને તમામ ઘરેણું કપડા ઉતારી લઇને, ફક્ત એક જુનું કપડું પહેરાવીને કાઢી મુકીને કહ્યું કે, તું અંલીને માનવાવાળી છો, તેથી મારાપર તું **હંરામ** છો ને તારૂં ખુન કરવું મને **હલાલ** છે.

પછી તે બિચારી ઉઠતી પડતી, જેમ તેમ કરીને, કુફેથી ત્રણ ગાઉને છેટે, મુસાફર ખાનું હશે ત્યાં ગઈ, ને તે મુસાફર ખાનાની ભીંત પાસે ગંશખાઇને પડી ગઈ.

બનવા કાળ, તે મુસાફર ખાનાના એક ખુણામાં એક બુઢો અને તેની ઓરત બુઢી બને રેહતાં હતાં ને તેઓને અવલાદ નહતી.

તે બુઢો ત્યાં નીકળ્યો, તો તે બાઇને ખુબસુરત અને હાથ કાપેલી પડી જોઇને હેરાન થઈ ગયો. તેથી પોતાની બુઢી બીબીને જઇને હાલ બયાન કર્યો. ને તેને લઇને ત્યાં આવ્યો ને બને જણ તેના માથા પાસે બેઠા. એટલામાં, તે બાઇને હોશ આવ્યો, ને આંખો ઉઘાડી બુઢાને જોઇને **સલામ** કરી. ને પોતાનો તમામ કિસ્સો બયાન કર્યો.

તે બંને બુઢો બુઢી અહેલબએતના મોહીબ હતા, તેથી, વિચાર કર્યો કે આપણને ફરજંદ ન હતું, આનેજ ફરજંદ સમજીશું એવો વિચાર કરીને પોતાને ઘરે લઈ ગયા; ને તેના હાથનો ઈલાજ કરાવ્યો તેથી હાથનું જખમ રૂઝાઈ ગયું.

**પછી** તે બાઈ હમેશા રાત દીવસ ખુદાની બંદગી કર્યા કરતી હતી. સાત વરસ તો એમજ ગુજર્યા.

ત્યાં એક દીવસે હીંદુસ્તાન તરફથી એક કાફલો આવ્યો. તેમાં એક **શેઠ** હતો, ને તેની પાસે એકસોને એંસી ભાર ઉમદા ઉમદા સામાન હતો. ને ઘણા ગુલામ અને લોંડીઓ પોતાની પાસે હતી.

પણ તેની આદત હતી કે, હમેશા અરધી રાત્રે ઉઠીને "તહજ્જુદ"ની નમાઝ પડતો હતો ને કાફલામાં ફરતો હતો.

તો તે દીવસે પણ રાત્રે ઉઠયો, ને તહજ્જુદની નમાઝ પડીને કાફલામાં ફરવા લાગ્યો. ત્યાં એક ખુણામાં રોશની દેખાણી, તેને ગુમાન થયો કે, વખતે ચોર હશે; તેથી તે તરફ ગયો. તો જોયું કે, તે રોશની તો એક ઘરમાં છે, ને તમામ ભીંત નુરાની થઈ ગઈ છે. ને આસમાન સુધી તેનું તેજ જાય છે તે શેઠ દીલમાં કહેવા લાગ્યો કે આની અંદર કાંઈ પણ ખુદાનો ભેદ હોવો જોઇએ. તેથી હળવેથી દરવાજો ખોલીને અંદર ગયો.

જોયું કે એક બુઢો અને બુઢી તો સુતા છે. ને એક છોકરી મુસલ્લા ઉપર બેઠેલી ખુદાની ઇબાદત કરે છે. ને તેનાજ નુરથી તમામ નુર ફેલાઈ ગયું છે. ને એવી રીતે ખુદાની યાદમાં, લાગેલી છે, કે કોઇ ચીજનું ધ્યાન નથી. તે શખશ જોઇને તેના પર આશક થઈ ગયો ને પોતાને ઠેકાણે પાછો આવ્યો.

સવારમાં કેટલાંક જવાહેરના થાળ ઊંચી ઊંચી કીંમતના ભરીને અને કેટલોક માલ લઇને તે બુઢાને હદીયા તરીકે આપ્યો.

આ જોઇને બુઢો અજબ થઈ ગયો; ને તેને, પુછ્યું કે, શું તમને મારાથી કાંઈ હાજત છે?

તેણે કહ્યું કે તમારી દીકરીને શવહર છે કે નહીં? બુઢે કહ્યું કે નહીં.

આ સાંભળીને તે શેઠ બહુજ ખુશી થયો, ને કહ્યું કે હું ચાહું છું કે, તમારી દીકરીને મારી સાથે નીકાહ કરી આપો.

બુઢે કહ્યું કે, ઘણી સારી વાત છે, પણ જરા સબર કર! એ મુજબ કહીને તે થાળ લઈને છોકરી પાસે ગયો; ને તમામ હકીકત બયાન કરી; ને કહ્યું કે, તારી સાથે નીકાહ કરવા ચાહે છે, તેમાં તારી શું મરજી છે?

છોકરીએ કહ્યું કે તમોને ઇખતીઆર છે.

આ સાંભળીને બુઢો ખુશી થયો; પણ તે બાઈ દીલમાં ગમગીન હતી, કે અવા કપાઈ ગીએલા હાથથી શવહર પાસે કેવી રીતે જઇશ?

પછી બુઢો શેઠ પાસે ગયો ને મુબારકબાદી આપી ને કાજીને બોલાવીને નીકાહ પડાવી આપ્યા.

ને શેઠે શાદીનો ઘણો સામાન તે બુઢા પાસે મોકલ્યો. ને એક સારૂં મકાન બનાવ્યું તેમાં બાગ લગાડયો જે વખતે મકાન તઇયાર થયું તો, તેમાં તે છોકરીને લઇ ગયા.

શેઠે મોહટી મજલીસ કરી, ઘણા મેહમાન ભેગા થયા; ને તરેહ તરેહની નેઅ્મતો સરવેને આપી.

પછી રાતના વખતે શેઠે પોતાની બીબીને બોલાવી.

તે નેકબખત બાઈએ કેહવરાવ્યું કે એક કલાક સબર કરો; કે, મને થોડું કામ છે.

એ મુજબ જવાબ મોકલીને, પોતાના જુના કપડા પેહરીને, વજુ કરીને, બેરકાત નમાઝ ઘણીજ આજેજી અને લાચારીથી પડી. ને માથું સીજદામાં રાખીને રોવા લાગી, ને કેહવા લાગી કે, અએ પરવરદીગારા! જે લોકોએ તારી ખુશી માટે જાન આપી, ને મેં

પણ તારા દોસ્તોની દોસ્તીમાં હાથ કપાવ્યો. તેઓનો વાસ્તો અને વાસ્તો મોહંમ્મદ અને અંલી અ૦ ની હુરમતનો, અને તેઓના અહલેબએતનો કે, મને શરમીંદા અને ફજેત ન કર!!!

કાંતો હાથ સારો કરી આપ. યા મારીજાન લઇલે આ મુજબ દોઆ માગીને એટલું રોઇ કે બેહોશ થઇ ગઈ ને સુઈ ગઈ.

ત્યાં ખુદાની રહેમતના દરયાને જોશ આવ્યો. ને તેણે સ્વપનામાં જોયું કે, એક ગડબડાટ થઈ ને, તેને ફીરદોસ નામની જન્નતમાં, લઇ ગયા.

ત્યાં તેણે એક રાતા યાકુતનું મકાન જોયું; કે તેમાં લીલા ઝમરજુદનું એક તખત છે. ને તેના પર એક શખશ બેઠેલા છે. ને તેઓની અતરાફ હજારો ફીરીસ્તા સફ બાંધીને ઉભેલા છે.

આ હાલ જોઇને તે બાઈ ડરી ગઇ. ત્યાં એક ફીરીસ્તો તેને પકડીને તખતની પાસે લઈ ગયો. તે વખતે તે તખત પર બેઠેલા શખશ બોલ્યા કે, અએ છોકરી હું અંલી ઈબને અમીતાલીબ છું, કે જેની મોહંબ્બતમાં તેં હાથ કપાવ્યો. મારી પાસે આવ! જે વખતે હું તેઓની પાસે ગઇ તો કહયું કે, હાથ ખોલ, મેં હાથ ખોલ્યો તો, જોયું કે મારો હાથ, હતો એવો સારો થઈ ગીએલો છે.

આ જોઇને તેણે એવી એક આવાજ કરી કે, તેની પાસેના માણુસો અંદર ગયા, તો જોયું કે તે માટીપર જુના કપડા પેહરીને સુઇ ગઇ છે.

થોડીવાર સરવે બેઠા, ત્યાં તે બાઈ ઉઠીને પોતાનો હાથ સારો થીએલો જોઇને ખુદાનો શુકરનો સીજદો કર્યો પછીતો સારા સારા ખુબ ઊમદા કપડા પેહરીને શવહર પાસે ગઈ. (તે પછી બને જણ સારી રીતે રહેવા લાગ્યા.)

બનવાકાળ એક દીવસે તે બાઇ પોતાના શવહર પાસે બેઠી હતી. ત્યાં એક ફકીરે આવીને સવાલ કર્યો તે વખતે તેના શવહરે ખીસામાંથી પઇસા કાઢીને દેવા માટે ચાહયું. પણ કોઈ લોંડી હાજર નહતી તેથી તે બાઈ પોતે પઇશા લઇને ફકીરને દેવા માટે ગઇ. ત્યાં તે મલઊનને ઓળખ્યો કે, એતો તેનો પેહલો ધણી છે તેથી કહયું કે અરે તું ફલાણો છો•કે!'ને હું તારી ઓરત હતી; ને મેં ફકીરને અંલીના નામ ઉપર ગોશવારા આપ્યા હતા, તેથી તેં મને હાથ કાપીને, તલાક આપી, કાઢી મુકી હતી ને તેં કહયું હતું કે, જા અંલીની દોસ્ત છો તેથી મારાપર હરામ છો ને તારૂં ખુન મારા પર હલાલ છે ને તેં આ પણ કહયું હતું કે જા અંલી તારો હાથ સારો કરી આપશે.

હવે જો!!! મારો હાથ અંલીએ સારો કર્યો કે નહીં? તે આ સાંભળીને રોવા લાગ્યો, ને કહયું કે હા! હું એજ શખશ છું, પછી તે બાઇએ પુછયું કે તારો એવો હાલ કેમ થયો!

તેણે જવાબ આપ્યો કે, જે વખતે તારો હાથ કાપીને તને કાઢી મુકી, તો મારા ઘરમાં આગ લાગી ગઇ. ને તમામ માલ દોલત બળી ગઇ. ને હું મોહતાજ થઈ ગયો પછી તે ખબીસ ચાલ્યો ગયો.

આ સરવે વાત તે બાઇનો તે નવો શવહર સાંભળતો હતો; તેથી તે બાઇના

પગ ઉપર પડી ગયો ને પોતાની બીબીને કહેવા લાગ્યો કે અરે! હું તારો ગુલામ છું ને આ તમામ માલ તારો છે; આ સાંભળીને તે બાઇએ પોતાના શવહરને કહયું કે, અરે મારા ખાવીંદ તમો આવું કેમ બોલોછો? તે શખશે કહયું કે. અએ મારી પ્યારી, મેહેર-બાન હું એજ "ફકીર" છું કે તે પોતાના કાનમાંથી ગોશવારા ઉતારીને આપ્યા હતા; ને તેનીજ બરકતથી આ તમામ માલ મેળવ્યો છે.

પછી બને જણાએએ, ખુદાને શુકરના **સીજદા** કર્યા. તે પછીતો બહુજ ખુશીથી રહેવા લાગ્યા (સલવાત)

"**નાજી**" કહે છે કે કેમ મોઅમેનીન અરે મારા વાંચનારા ભાઇઓ, અને બહેનો જુઓ, કે એવીપણ નેકબખત ઓરત થઈ ગીએલ છે ને ખુદા નેકીનો બદલો દુન્યામાં પણ આપે છે.

માટે જરૂરછે કે, જે કામ કરવું તેમાં ખુદા રાજી હોય તે કામ કરવું કેમકે ખુદાની રજા માટે જે કામ થાય તેમાં ખુદા મદદ કરેછે ને ફતેહમંદી હાંસલ થાયછે. લોકોને રાજી કરવા ને ખુદાને નારાજ કરવો. તેમાં આખર ઝલીલ અને ખાર થવાનું કારણ છે.

અહલેબએતનાં ઘરથી જે દુશમની કરે તે દીન અને દુન્યામાં રૂસવા અને ફજેત અને ખરાબીમા છે.

જુઓ મજકુર ખારજીનો હાલ કે આખર તે શખશને ઘરે માગવા ગયો કે જેને માટી પણ આપવા રાજી નહેતો. (સલવાત)

## ફસલ બારમી, નેક ઓરત હોય તો, બુઢો મરદ જવાન દેખાય તે વીશેની હીકાયત.

મનકુલ છે કે બની ઈસરાઈલમાં એક શખશ માલદાર અકલમંદ હતો; તેના ત્રણ છોકરાં હતા, તેમાં એક નેક ઓરતનો છોકરો હતો તે તેને મલતો હતો ને બીજી ઓરતના બે છોકરા હતા; તો તે તવંગરે મરતી વખતે **વસીયત** કરી કે મારો તમામ માલ તમો ત્રણમાંથી એક જણનો છે.

પછી જ્યારે તે ગુજરી ગયો તો તે ત્રણે જણ કેહતા કે મારો માલ છે, ને હરએક કેહતો કે બાપના કુલ માલનો હું મુખતાર છું.

હાંસલ કલામ ત્રણે જણ શેહર કાઝીની પાસે પોતાના તકરારની વાત કરી, કાઝીએ તેઓનો ઝગડો સાંભળીને કહયું કે હું તમારો ફેંસલો કરી શકતો નથી માટે બેહતર છે કે તમો બની ગમામની કોમમાં જઇને ચુકાદો કરાવો, ત્રણે જણ બની ગમામની અંદરથી એક બુઢા માણસ પાસે ગયા ને પોતાની હકીકત બયાન કરી તેણે કહયું કે આ બાબતમાં હું કાંઈ કહી શકતો નથી માટે મારા કરતા મારો મોટો ભાઈ છે તેની પાસે જાઓ; જ્યારે તેની પાસે ગયા તો જેયું કે તેનો મોટો ભાઇ તેના કરતો નાનો લાગેછે કે બુઢો તો નહી પણ આધેડ જેવો છે, તો તેની પાસે પોતાના તકરારની વાત કરી, તેણે સાંભળીને જવાબ આપ્યો કે આ મુકદમાનો ખુલાસો મારાથી નહીં બને માટે મારા કરતાં મારો મોટો ભાઈ છે તેની પાસે જાઓ કે તે બહુજ હુશીઆર અને અકલમંદ છે.

જ્યારે તેની પાસે ગયા તો જોયું કે એક જવાન માણસ પોતાની ગાદી ઉપર બેઠો છે, એ શખશને જવાન જોઇને એ ત્રણે ભાઇ બોલ્યા કે અએ સાહેબ અમો તમારી પાસે અમારી તકરારનો ચુકાદો કરવા માટે આવ્યા છીએ, પણ અમને તમારો હાલ જોઈ અચરત થાયછે માટે પેહલે તમને પુછીએ છીએ બતાવો કે તમારા નાનાભાઇને જોયો તો બુઢો લાગે છે ને તમારા વચલા ભાઈને જોયો તો તે કરતા જવાન લાગેછે ને તમો સરવેથી મોટા હોવા છતાં તેઓ કરતાં જવાન લાગોછો તેનું શું કારણ?

આ સાંભળીને તેણે જવાબ આપ્યો કે મારા નાનાભાઇની ઓરત છે તે બહુજ ખરાબ છે ને તેને તે હર વખત દુઃખ આપ્યા કરેછે તેથી તે બુઢા જેવો થઇ ગયો છે, ને મારા વચલા ભાઇની ઓરત છે તે કોઈ વખત રંજ આપેછે કોઇ વખત ખુશી કરેછે તેના સબબથી તે અધેડ માલુમ પડેછે; ને ખુદાએ મને નેક બખ્ત ઓરત આપેલછે કે તે મારી તાબેદારી ઉઠાવેછે ને તેના સબબથી હું રાહત અને આરામમાં છું, ને તેજ કારણથી હું જવાન જેવો દેખાઉંછું કીતાબ લખનારે લખેલ છે કે મેં કોઈ બરોસાદારથી સાંભળેલ છે કે તે શખશે પોતાની ઓરતની ભલાઇને નેક બખતી બતાવા માટે થઈને પોતાની ઓરતને બોલાવીને કહયું કે કોઠા ઉપર તરબુજ રાખ્યાછે તેમાંથી એક તરબુજ લઇ આવ! કે મારા મેહમાનને ખવરાવવા છે જ્યારે તે બાઈ ઉપર જઇને તરબુજ લાવી તો તે ત્રણે ભાઈઓએ જોયું કે તે બાઈને હમલ છે ને બચ્ચુ પેદા થવાના દીવસ પુરા થયા છે પછી તેના શવહરે કહયું કે આ નહીં બીજુ લાવ, તે બીચારી નેક બખ્ત ઉપર ગઇ, ને એક તરબુજ લાવી, વળી ત્રીજી વખતે તેના શવહરે કહયું કે આ નહીં બીજુ લાવ, મતલબ એ કે કેટલીક વખતે તેના ધણીએ તેને ઉપર મોકલી પણ તે ઓરત હર વખત એકજ જાતનું તરબુજ લાવતી હતી. ને વારે વારે ચડઉતર કરવાથી થાકી પણ ગઇ.

પછી તે શખશ એ ત્રણે જણને ઉપર લઈ ગયો ને બતાવ્યું કે ત્યાં ફક્ત એકજ તરબુજ છે કે તે બાઇ વારે વારે તેજ લાવતી હતી. તે વખતે તેણે કહયું કે કેમ તમોએ મારી ઓરતની તાબેદારીનો હાલ જોયો? કે ફક્ત મને તમારી સામે શરમીંદો ન કરવા માટે થઇને તે બોલી નહીં કે ત્યાંતો ફક્ત એકજ તરબુજ છે આ હાલ જોઈને ત્રણે **જણ** બહુજ અજબ થયા ( નાજી કહે છે કે સુબહાંનલ્લાહ એવી પણ ઓરતો દુનીયામાં ગુજરી ગઈ છે આ જમાનામાં એવી ઓરતો હશે? ના કેમ કેહવાય પણ અલબત કોઇકજ ઠેકાણે હશે. હા તેથી ઉલટી ઓરતો તો ઘણી હશે કે બીજુ તરબુજ લાવવાનું કહે તો જો ભલી હોય તો કહે ત્યાં બીજુ નથી અને શું નાહાકનો આંટો ખવરાવો છો; ને જો બુરી હોય તો શું પુછવું? એમજ કહે કે અંહમારો પીટયો જોને બડાઇ મારેછે? એક તરબુજ રાખીને ખોટે ખોટે બીજુ મંગાવેછે ને મફતનો મને ધક્કો ખવરાવે છે જાને તારા તાંટયાં નથી? )

**હાંસલ** પછી તે ત્રણે જણાઓએ પોતાનો હાલ બયાન કર્યો,

તે શખશે સર્વે હકીકત સાંભળીને કહ્યું કે જાવ તમારા બાપની કબર ખોદી હાડકા કાઢી અને બાળીને મારી પાસે લાવો! પછી તમારો ચુકાદો કરીશ.

આ સાંભળીને ત્રણે જણુ ગયા તેમાં બે જણાઓ કોદાળી લઈને બાપની કબર ખોદવા ચાલ્યા. ત્રીજાને ખબર પડવાથી પોતાના બાપની તલવાર લઈને ગયો જ્યારે તે બન્ને ભાઈઓએ કબર ખોદવાનો ઇરાદો કર્યો તો તે ત્રીજો નાનો ભાઈ બોલ્યો કે હરગીજ મારા બાપની કબર ખોદવા નહીં આપું, ને જો એમજ મરજી હોયતો જાન અને માલ જોતો નથી.

આ બનાવ બનવાથી તે ત્રણે જણુ પાછા તે શખશ પાસે આવ્યા ને પોતાનો હાલ બયાન કર્યો, તેણે કહ્યુંકે જાઓ તમામ માલ મારી પાસે લાવો જેનો હક હશે તેને આપીશ; આ સાંભળીને તે ત્રણે જણુ ગયા ને તમામ માલ લાવીને હાજર કર્યો; તે વખતે તે અક્કલમંદ શખશે તે નેક ઓરતનો નાનો છોકરો હતો તેને કહયું કે આ તમામ માલ તું લઈ જા આ તારો હક છે, કેમકે અગર આ બન્ને જણુ તેના ફરજંદ હતે તો તેઓના દીલમાં પણ બાપની મોહબ્બત હતે, જેમકે તારા દીલમાં બાપની મોહબ્બત આવી ને કબર ખોદવા આપી નહીં.

## ફસલ તેરમી, એક નેકબખ્ત છોકરીએ પોતાની આંખો કાઢી નાખી

રીવાયતમાં વારીદ થયું છે કે હઝરત અલી અ૦ ના વખતમાં, મદીનામાં એક પરહેજગાર દીનદાર અને મોઅમીન હતો. પેહલે તે હઝરત ઈસા અ૦ ના દીનપરહતો, પછી દીને મોહંમ્મદી ઈખ્તયાર કર્યો હતો. અને એટલો આબીદ હતો કે, તમામ જગોમાં મશહુર થઈ ગયો હતો. તે શખશની એક છોકરી બહુજ ખુબસુરત અને રૂપાળી હતી બલકે હુર જેવી હતી એમ કહીયે તોપણ ચાલે. અને ખુદાની ઇબાદતમાં આ હાલ હતો, કે દીવસના રોઝા રાખતી હતી, અને રાતના ઈબાદતની મેહરાબમાં ઉભી રહીને ખુદાની બંદગી કરતી હતી, અને પોતાના નફસે અમ્મારાને, (ખરાબ ખાહીશને) કબ્જે રાખ્યો હતો, એટલે સુધીકે, કોઇ જાતનું ગુનાહનું કામ કરતી નહતી. ફકત અલ્લાહની ઇબાદતમાં મશગુલ રેહતી હતી. એક વખત પોતાની પડોસમાં તેનો કોઈ સગો બીમાર થયો. તેથી તે છોકરી પોતાના ઇબાદતખાનામાંથી નીકળીને તે બીમારને જોવા ચાલી, રસ્તામાં એક અમીરનો છોકરો નીકળ્યો તેટલામાં તે છોકરાની નજર તે છોકરીની આંખો પર પડી. તેથી તેજ વખતે તેની આંખોપર આશક થઇ ગયો. અને તે દીવસથી હમેશા, તેના ઈશકમાં દીલ બળતું હતું; ને દીન બદીન ઈશકની ગમી વધતી હતી, એટલે સુધી કે સબર ચાલ્યો ગયો. ને ખાવું પીવું સુવું તમામ ભારે થઇ પડ્યું. અને ગમ અને ગુસ્સાથી દુબળો મજનુન જેવો બની ગયો. ચાર વરસ સુધી તેને પોતાના હાલની ખબર રહી નહીં. અને રોવાને બે કરારી સીવાય કાંઇ કામ ન હતું. હરચંદ સગા વહાલા દોસ્ત બીરાદર, તેને સમજાવતા હતા, પણ કોઇના પણ કેહવાથી તેને ફાયદો થતો ન હતો. ને તેજ વીચાર અને ખ્યાલમાં રેહતો હતો. એટલે સુધી કે તમામ લોકોમાં ફજેત થયો. અને નાના મોટા સરવેને અંગુશ્તનુમાં થયો, મતલબ એ કે તમામની સામે તેની કદર

ચાલી ગઈ. તે છોકરો દર મહીને એક વખત તે છોકરી પાસે માણસ મોકલતો હતો. અને કેહરાવતો હતો કે, અએ જાનેજહાં, અએ આરામે દીલેનાતવાં, અએ બરક-અઝને દીનોઇમાં. મતલબ એકે તમામ આશકપણાના બોલ કહીને કેહતો હતો કે, એક વખત તારા ચેહરાને દેખાડી આપ, નહીં તો હું તારી જુદાઇમાં હલાક થઇ જાઇશ, અને મારૂં ખુન તારી ગરદનપર થાશે.

હાંસલ કલામ જે વખતે તે શખશના પેગામથી તે છોકરી લાચાર થઈ ગઈ, તો તેણે એક શખશને તેની પાસે મોકલ્યો. અને કેહરાવ્યું કે, અયે શેફતએ, ખીરમને જાં-સોઝ, વઅએ વાલએ, શવકે, ચશમાને, દીલદોઝ, મતલબ એકે અએ બહુજ આશક થ-ઈ ગયેલા, મેં તને કેહરાવ્યું કે તું મારી લાલચ છોડી આપ! અને મારી તમા ન કર! ને ખુદાથી ડર, ને મારી યાદ ભુલીજા! પણ તેં મારા કેહવાને માન્યુ નહીં હવે તું ક-હેકે તું મારી કઈ ચીજપર આશક થયો છે? જે વખતે માણસ આ પેગામ લઇને તે છોક-રા પાસે ગયો, અને તમામ વાત કરી, તો તે શખશ ઉભો થઈ ગયો, અને કાસીદની તાઅઝીમ કરીને તેના હાથ પગ ચુમ્યા, અને કહ્યું કે અએ ખુશ ખબરી આપવાવાળા કાસીદ, તે પરી જેવીને કહે કે, હું તારી આંખોપર આશક થયો છું. આ કેહવાથી તે કાસીદ તે છોકરી પાસે ગયો અને કહ્યું કે તે શખશ તો તારી આંખોપર આશક થઇ ગયો છે.

આ સાંભળીને તે છોકરીએ ચાકુથી પોતાની બંને આંખો કાઢી નાંખી અને થાલા-માં રાખીને કહ્યું કે, તેને કેહજે કે જેનો તું આશક છો તે આ લે. અને આ આંખોપર નામહરમની નજર પડી તેથી, તે મારા કામની પણ રહી નહી. પછી જે વખતે તે થાળીને લઇને તે કાસીદ ગયો. તો તે શખશ તે જોઇને, પોતાના કપડા ફાડી નાખી, માથું કુટવા લાગ્યો; ને મોઢાપર તમાચા માર્યા, ને રોયો, પછી તે થાળને લઇને હઝરત અલી અ૦ ની પાસે ગયો. તે થાળને હઝરતની, સામે રાખીને તમામ હાલ બયાન કર્યો. આ સાંભળી હઝરતે ફરમાવ્યું કે, અએ શખશ તેં તે બાઈના ચેહરાપર કેમ નજર કરી? અને શા માટે પોતાને આખેરતનાં અઝાબમાં, દાખીલ કર્યો? આ સાંભળીને તે જવાન રોવા લાગ્યો અને અરજ કરી, યામવલા, મેં બહુજ ખરાબ અને બદકામ કર્યું હવે હું તવબા કરૂં છું. અને અહેદ કરૂં છું કે હવેથી કોઈ પણ વખત અવું કામ નહીં કરૂં; ને બહુજ આ-જેઝી અને લાચારી કરી. તેટલામાં તે છોકરીની માને ખબર પડી કે છોકરીએ, પોતાની બંને આંખો કાઢી નાંખી છે; તેથી રોતી રોતી અને કુટતી કુટતી હઝરત અલી અ૦ ની ખીદમતમાં આવી. ને હઝરતના કદમ મુબારકપર પડી ગઈ; અને ઝાર ઝાર રોવા અને પોકાર કરવા લાગી. તેથી હઝરતને તેનાપર રહેમ આવી, ને ફરમાવ્યું કે, અએ બુઢી તારી છોકરીને મારી પાસે લાવ, આ સાંભળીને તે ગમગિન બીચારી દોડી ગઈ અને પોતાની છોકરીનો હાથ પકડીને હઝરત પાસે લાવી તે છોકરી હઝરત પાસે આવીને હઝરતના કદમ મુબારક પર પડી ગઈ, અને ત્યાંની માટી લઇને પોતાના ક-પાળ પર ચોળીને કહ્યું યા મવલા, તમારા કદમપર મારી હજાર જાન ફીદા થાય. પછી હઝરતે તેની બને આંખો તેની જગોમાં મુકી, ને પોતાનું કપડુ તેના માથાપર નાંખ્યું

પછી અલ્લહંમદની સુરત પડયા, જે વખતે સુરત પડી રહ્યા કે તરત તેની આંખો બરાબર સારી થઈ ગઈ ને તેનું મોઢું નુરાની થઈ ગયું તે છોકરી હઝરતની તાઅરીફ કરવા લાગી; જે વખતે આ મોઅજીઝાની લોકોને ખબર પડી, તો ઘણા યહુદિ અને ગબર મુસલમાન થઈ ઈમાન લાવ્યા. પછી તે છોકરીને હઝરતે ફરમાવ્યું કે અએ નેકબખત દીકરી આ શખશે તારા ઈશકમાં બહુજ મેહનત, આઝાર, અને સખતી ભોગવી છે; તો હવે તું એને કબુલ કર!!

આ સાંભળીને છોકરીએ કહ્યું અએ શહેઅવલીયા તમને ઈખતીયાર છે, પછી તેજ વખતે હઝરતે બનેના નીકાહ પડી આપ્યા, ને તે બને જણ પોતાની મુરાદને પહોંચી પોતાના ઘરે રવાના થયા. નાજી કહે છે આ મોઅજીજા ઉપરથી નસીહત લેવી જોઈએ કે જુવો તે છોકરી ઓરતજાત થઈને કેટલી પરહેજગાર હતી, કે પરાયા મરદને, પોતાનું મોઢું પણ દેખાડતી નહતી, અને જે વખતે તેને ખબર પડી કે, મારી આંખો પર પરાયા મરદે નજર કરી છે, તો કેહવા લાગી કે, હવે આ આંખો મારે શા કામની ? અને એ ત્રણ કારણ ભેગા થવાથી આંખો કાઢી નાંખી; તે ઉપરાંત કેટલી આબેદાહ હતી, તેને રાતને દીવસ અલ્લાહની ઈબાદત સીવાય, બીજુ કામ નહતું. તો અફસોસ છે એ શખસના હાલપર, કે રાત દીવસનો તમામ વખત તો નહીં, પણ થોડીવાર ફુરસદ મેળવી પાંચ વખતની નમાઝ ન પડે, તે ખુદાને શું જવાબ આપશે ? અને વધારે અફસોસ એના હાલપર કે, નેકીતો એક તરફ પણ હરવખત ગુનાહના કામમાં મશગુલ રહે. અરે ભાઇઓનો મેહરબાનો એક છોકરી થઇને કેટલી પરહેજગારી કરે કે, ગુનાહનો છાંટો પણ અંગપર આવવા દીએ નહીં, ખુશા નશીબ તેના. ખુદા બેહકકે મોહમ્મદ વઆલેમોહમ્મદ આપણુ સરવેને નેક કામ કરવાની, અને બદ કામથી બચવાની તૌફીક આપે, ઈલાહીઆમીન.



## ફસલ ચઉદમી, એક પાકદામન સોનારણની પાક દામની, અને તેની ઈમામ હુસએને મદદ કરવી.

હીંદુસ્તાનના મુજતહેદ જનાએ મુફતી સઈયદ અબ્બાસ સાહેબે સહેને ચમન નામની કીતાબમાં લખ્યું છે કે અમદાવાદની પાસેના એક ગામડામાં એક હીંદુ સોનારની ઓરત બહુ રૂપાળી ખુબ સુરત હતી; એક દીવસ પોતાના શવહરની સાથે કોઈ ઠેકાણે જાતી હતી, ત્યાં રસ્તામાં એક અફગાની મુસલમાનની તેણી ઉપર નજર પડવાથી આશક થઈ ગયો; એવો આશક થયો કે તેણી માટે આતુર રેહતો ને બેચએન રહી મળવાની ઊમ્મેદ રાખતો, તેથી એક વખત પોતાના ઈશકની વાત તેણીને કેહવરાવી. આ સાંભળીને તે ઓરત ઘબરાણી ને પોતાના મા બાપને વાત કરી; ને કહયું કે હવે અહીંયા રેહવું ઠીક નથી માટે હું મારા શવહરને લઈને તેને ગામ જાઉંછું, ને ત્યાંજ રહીશ; પછી મા બાપથી રૂખસત થઈ પોતાના મરદને સાથે લઇને રવાના થઇ;

જ્યારે આ બાબતની તે અફગાનીને ખબર પડી કે તે પોતાની માઅશુકા તેના ધણી ભેગી જાય છે, તેથી પોતાના એક રફીકને ભેગો લઇ તેની પાછળ રવાના થયો; તે ઓ-

રત મરદ રસ્તામાં એક બગીચાની અંદર બેઠા હતા, ત્યાં ઓરતે છેટેથી જોયું કે તેજ અફગાની એક બીજા માણસને ભેગો લઇને આવેછે, તે જોઇને ડરી ગઈ ને શવહરને કેહવા લાગીકે આ સફાક તમને મારી નાખશે એવું લાગેછે માટે તમો અહીયા છુપી જાઓ; એ મુજબ કહવાથી તે બીચારો ઝાડની આડમાં છુપી ગયો, પછી તે અફગાન તે બાગમાં ગયો તો જોયું કે તે ઓરત એકલી બેઠીછે. તેણીને પુછયું કે તારો શવહર કયાં ગયો તે બીચારીએ જવાબ આપ્યો કે મારો શવહર મારી સાથે આવેલ નથી, આ સાંભળીને તે અફગાની અને તેનો રફીક બોલ્યો કે અમોએ અમારી આંખોથી જોયો કે તારી સાથે હતો માટે કહેને સાચુ બોલકે તે કયાં છે? એમ કહીને તે બીચારીને બહુજ ધમકાવી, તે વખતે તે બોલીકે જોઇએ તેમ થાય પણ હું હરગીજ બતાવનાર નથી, કેમકે મને તમારી બીક લાગે છે, તેણે કહયું કે કોઈ બાબતથી ડર નહીં અમો તેને કાંઇપણ કરીશું નહીં, તે ઓરત બોલીકે કોઇને જામીન આપુતો મને ખાત્રી થાય; તેઓ બોલ્યાકે કોને જામીન માગે છે? તે બાઈ બોલીકે આ મહીનો મોહરરમનો છે ને તમો મુસલમાનો હસન અને હુસએનને રોવોછો માટે જો તમારૂ દીલ સાફ હોયતો તેને જામીન આપો. તેઓ બદબખ્ત બોલ્યા કે ઠીક તેને જામીન આપીએ છોએ કોઈ જાતનો દગો નહીં કરીએ ને ઈજા નહીં આપીએ. એ મુજબ કેહવાથી તેજ વખતે તેણીએ પોતાના ધણીને બતાવી દીધો, એને જોવાથી તે બંનેએ તે બીચારાને પકડીને તેજ વખતે તે ઓરતની સામે મારી નાખ્યો, ને તેણીને લઇને પોતાને ઘરે ચાલ્યા, તે બીચારી ઝાર ઝાર રોતી રોતી ને પાછળ જોતી જોતી જાતી હતી, ને કેહતી હતી કે અએ મુસીબતવાળાના મદદગાર ઓ એકસોના જામીન અએ હસન અને હુસએન તમો કયાં છો? જલદી મારી ફરયાદને પહોંચો, તમો ખુબ જાણોછો કે આ ઝાલીમોએ મારાપર કેવો ઝુલમ કર્યો? કે શવહરને તો મારી નાખ્યો ને હવે મારી આબરૂ લેવાની ફીકરમાંછે, તમારી જમાનત ઊપર મેં આ બેદીનો નો ભરોંસો કર્યો, હવે તેઓના પંજાથી મને નજાત આપો.

જ્યારે આ મુજબ તે બાઈ કેહતી ને રોતી હતી, તે વખતે તે બદબખ્ત હસી હસીને અને ખુશી થઈ થઇને તાઅન (મેણા) મારીને બોલ્યા કે કેમ? તેં તારા જામીનને બહુજ બોલાવ્યા પણ તેતો હજુ આવ્યા નહીં? બીજી રીવાયતમાં લખે છે કે તેઓ બોલ્યા કે અરે કોને બોલાવે છે? જે તારો જામીન છે તે પોતે મરીગીએલછે જવાબ કોણ આપશે?

એ મુજબ કહે છે ત્યાં એકાએક બે સ્વાર નીકાબદાર આવ્યા કે જેઓના નુરથી તે જંગલ રવશન અને મુનુવ્વર નુરાની થઈ ગયું; ને તે બંનેને ઘેરીને પાછા તેજ બગીચામાં જ્યાં તે ઓરતના શવહરને કતલ કરેલ ત્યાં લઇ ચાલ્યા, રસ્તાની અંદર એક મોહટું વડનું ઝાડ મળ્યું ત્યાં ઉભા રહીને તેઓએ તે ઓરતને પુછયું કે તારીપર શું મુસીબત પડી છે? કે આ મુજબ રોવે છે ને ફરયાદ કરે છે, તેણીએ તમામ હકીકત બયાન કરી, પણ તે અફગાન બોલ્યો કે અમો જાણુતા નથી અમોએ કાંઈ મારેલ નથી, ત્યાં એકાએક તેજ વડની બે વડવાઈ લાંબી થઇને તે બંને મરદુદો નાપાકના ગળામાં વીટળાઇને ઉંચી થઈ ગઈ ને તેઓ ફાંસીની જેમ તે ઝાડપર લટકીને તેજ વખતે મરી

ગયા. ને બીજી રીવાયતમાં એમ છે કે તે વખતે તે બુઝરગવાર સ્વારોએ ઝાડ ઈશારો કરીને કહ્યું કે આ ઝાલીમોને પકડી લે! ને તેથી તેજ વખતે બે વડવાઈ લાંબી થઈ તેઓના ગળામાં વીંટાઈને ટાંગી લીધા; ને તેથી તે બન્ને મરી ગયા.

પછી તે સ્વારોએ તે ઓરતને કહ્યું કે તારા શવહરની લાશ ક્યાં છે? તેણીએ બતાવી, તે વખતે તે બંને બુઝરગવાર તેની લાશ પાસે ગયા, એક જણુ તેના માથાને ધડ સાથે લગાડી કાંઈ પડયા ને તેથી તેજ વખતે તે જીવતો થઈને ઉભો થયો ને તાજ્જુબથી આડું અવળું જોવા લાગ્યો. હૈરાન હતો કે હુતો મરી ગયો હતો જીવતો કેવી રીતે થયો; વળી આંખો ચોળતો હતો કે સ્વપ્નામાં છુ કે જાગું છું, જરા ઓરત સામુ જુવે જરા તે સ્વારો સામે જુવે કે આ શું છે? પછી જ્યારે હવાસ દુરસ્ત થયા ને જરા આરામ થયો તો બને ઓરત મરદ અદબ માટે હાથ જોડીને તે બુઝરગવાર સ્વારોને કેહવા લાગ્યા કે તમો કોણુ છો? કે અમારી મદદ માટે આવ્યા? ને અવી બેકસી ને લાચારીને વખતે કામ આવ્યા. આ સાંભળીને તેઓએ કહ્યું કે અમો તમારા જામીન હૈસન અને હુસએન છીએ, એ સાંભળીને બને જણુ ઓરત મરદ મુસલમાન થઈ ગયા; ને અરજ કરીકે અમારા ગાંમડાના અમારા સગાઓ કાફર છે ફરમાવો તો તેઓને લાવીએ કે આવીને આપના દીદાર કરે ને ઈમાન લાવે. તેઓએ રજા આપી તેથી તેઓ ગયા ને પોતાના સગાઓને તમામ હકીકત કહીને બોલાવી લાવ્યા; તેઓ આવીને બંને બુઝરગવારોની સામે ઇમાન લાવ્યા; પછી તે બંને બુઝરગવાર ગએબ થઈ ગયા. **તીબીસ** નામનો ઇંગરેજ બયાન કરે છે કે તે ગામડાનો ઉપરી જે ઇંગરેજ હતો તેણે તે બંને મરદ ઓરતને કોર્ટમાં બોલાવીને મરદને પુછ્યું તો મરદે કહ્યું કે હું વાકેફ નથી આ ઓરત કુલ હકીકત જાણે છે તેને પુછો, ઓરતને પુછતા તેણીએ તમાંમ કએફીયત બયાન કરી.

ઇંગરેજે કહ્યું કે તમો ઝુઠું બોલો છો તમોએજ તે બે જણુને જાનથી મારી નાખી. ને ઝાડ સાથે ટાંગી દીધા છે; ને પોતાના છુટકારા માટે આવા ઢોંગ કરો છો; ને એવી વાત કહોછો કે તે ધ્યાનમાં પણ આવતી નથી ને અક્કલ પણ કબુલ કરતી નથી, એ મુજબ કહીને વધુ તપાસ માટે તે વખતે કેદમાં રાખ્યા; ને તે લાશોને ઝાડથી ઉતરાવીને કચેરીમાં રાખી; ને બળતે દીવસે તપાસ ઉપર મુલતવી રાખ્યું.

રાતના વખતે તે લાશો ગએબ થઈ ગઈ, ને સવારે તપાસ કરીને તેજ ઝાડ ઉપર જ્યાં પેહેલે ટંગાઇ ગઇ હતી ત્યાંજ ટંગાએલી મળી; અમલદારને ખબર પડી તેથી સમજ્યા કે આ પેહરાવાળા મુસલમાન છે તેથી તે ખુનીઓની સાથે મળી ગીઆ ને એ લાશો પાછી હતી ત્યાં ટાંગી આવ્યા; ને અવા મક્કર અને ફરેબને પોતાના પએગમબરના મોઅજીઝો બતાવે છે ને જો એવું ન હતે તો કેવી રીતે એ લાશો પોતાની મેળે હતી ત્યાંજ જાય; વળી તે લાશો ત્યાંથી મંગાવીને ચોકીમાં રાખીને પોતે વચમાં કુરસીપર બેઠો ને અતરાફ સીપાહીઓને ઉભા રાખ્યા.

થોડી રાત ગુજરી હતી ત્યાં બને તુંરેખુદા એટલે ઈમામ હસન અને હુસએન ઘોડા પર સ્વાર ચેહરાપર નીકાબ નાંખેલી હાથમાં નેઝા લઇને જાહેર થયા, ને કચેરીમાં જ-

ઇને નેત્રાવી આણીથી ઇશારો ક્ર્યો, ત્યાં તેજ વખતે તે બને લાશો ઉંચી થઈને આલી ગઈ તે વળી તેજ ઝાડને જઇને ટંગાઇ; ને તે બને બુઝુરગવાર ઘોડે છેટે જઇને છુપી ગયા; આ બનાવ નજરે જોવાથી તે ઇંગરેજ અમલદારને ખાત્રી થઈ કે આ કામ આ સોનારનું નથી, તેઓને એવા શખશે મારેલ છે જેનો બદલો અમારાથી બને તેમ નથી સવારના લોકોએ જઇને જોયું તો તે લાશો તેજ ઝાડ ઉપર ટાંગેલી હતી. લોકોએ લાશો ને ખેંચી તો લાશો વધારે ઉચી થઈ ગઈ; તે લોકો હટી ગયા તો વળી લાશો નીચે ઉતરી આવી; મજકુર બનાવ બનવાથી ગુજરાતમાં શાએરોએ નઝમ (કાવ્ય) માં એ બીના ગોઠવીને ફકીરો શેહરોની ગલ્લીઓમાં ફરતા ને વાંચતા હતા.

આ બાબત ઉપરથી તે સોનારણની ઇમાનદારી અને પાકદામની જાણવાની છે કે જુઓ કેવી રીતે પોતે બદકામથી બચી; અને બીજું એ જોણવાનું કે આકા ઇમામ હુસએન અ૦ ઉપર ઇમાન રાખ્યું તો તેઓએ મદદ પણ કરી તો જુઓ કે ઓરત હિંદુ થઇને પોતાની પાક દામની સાંચવી ને આકાનો વસીલો પકડયો તો પાક દામન રહી અને આકાએ મદદ પણ કરી તો તમો જે શીઆહ અને જનાબે ફાતેમાહ અ૦ ની કનીઝો કેહવાઓ છો તો શું તમારી મદદ ફાતેમાહ ઝહરા ન કરે? અલબત મદદ તો કરે પણ તેઓ પર ઇમાન અતેકાદ અને ભરોંસો રાખવો જોઇએ, ને હકીકતમાં દરેક ઠેકાણે જ્યાં સાચ હોય ત્યાં આંચ ન હોય ને પરહેઝગારની હમેશા ફતેહ અને ફતેહ છે.

## ફસલ પંદરમી, "સલમા" નામનીએક "સાઅદ" તાજરની છોકરીનો પરહેઝગારી ભરેલો અજબ તરાહનો ગમ અને ખુશી ભરેલો અહેવાલ.

તેની અંદર દસ પ્રકરણ છે.

### પ્રકરણ પહેલું સાઅદનો અહેવાલ.

મનકુલ છે કે ચીનના મુલકમાં ખુતન ગામમાં એક તાજર (વેહપારી હતો તેનું નામ સાઅદ બીનતાહેર હતું, ઘણો માલદાર ઇજ્જત આબરૂવાળો હતો, ને હરએક જણ તેની ઇજ્જત કરતું, એટલે સુધી કે બાદશાહો પાસે પણ તેની કદર સારી હતી; ને ઘણે ઠેકાણે તેની દુકાનો હતી ને હમેશા મુસાફરીએ જતો હતો. કેટલીએક ઓરતો સાથે શાદી કરેલી પણ ઓલાદમાં ફકત એક દીકરો, અને એક દીકરી હતી, છોકરાનું નામ ફરખ ને દીકરીનુ નામ સલમા હતું; બહનને ભાઈ સાથે ઘણી મોહબ્બત પણ ભાઈ બહનને ચાહતો નહતો.

સાલેહ કરીને એક મોલવી જાહેરમાં દીનદાર અને પરહેજગાર હતો, એ ઇલમ પણ સારી રીતે જાણતો હતો, તેમજ લખાણ વીગેરેમાં હુશીઆર અને ચાલાક હતો; અને

બહુજ સારી રીતે બચ્ચાઓને પડાવી જાણતો તેથી લોક તેની બહુજ તારીફ કરતા હતા; અગરચે જાહેરમાં તમામ તરેહાથી બહુજ લાયક અને પસંદ કરવા જેવો હતો, પણ બાતીનમાં પરહેજગારી ન હતી,

"અલકીસ્સા વોહ સાલેહ બદઅખતર=ફ્રર્ખકે પડહાને પર થા નવકર."

મજકુર સાઅંદ તાજરે પોતાનો છોકરો ફરખને પડવા માટે એજ સાલેહને નોકર રાખેલો તે હમેશા ઘણીજ સારી રીતે પડાવતો હતો, સાઅંદ જ્યારે મુસાફરીએથી પાછો આવ્યો તો પોતાના છોકરાનું ઇમતેહાન લીધું તો તે પાસ થયો, તેથી સાઅંદ બહુજ રાજી થયો ને એ મૌલવી સાહેબનો પગાર હમેશા માટે મુકરરર કર્યો ને કેટલોક માલ પણ ઈનામ દાખલ આપ્યો.

"ખીલઅંત રૂખસત કાદેકે ફીલહાલ=બખશા કુછ ઓરભી ઝરો માલ."

પછી સાઅંદે પોતાના છોકરાને અદબ આસમ વેહપાર વેહવારની રીતભાત અમીરો બાદશાહની મુલાકાતની રીત વીગેરે બાબતો સારી રીતે સીખવી.

## પ્રકરણ બીજું, સાઅદનું મુસાફરીએ જવું ને ફરખની હુશીઆરી.

પછી સાઅંદ પોતાના છોકરાને ભેગો લઇને વળી મુસાફરીએ ગયો, ને ચારે તરફની પોતાની દુકાનો બતાવી એક વરસ સુધી પોતાની ભેગો ફેરાવ્યો.

"ભેજા ઉસ્કો વતનકી જાનેબ=મક્કેમેં ગયા વોહ હંજકા તાલેબ."

પછી સાઅંદે ફરખને ઘરે મોકલ્યો ને પોતે હજ કરવામાટે રવાના થયો, જ્યારે ફરખ ઘરે પહોંચ્યો તો તેની મા વીગેરે બહુજ ખુંશી થયા,

"સલમાકી ખુંશીકા કયા હો મઝકુર=સારે ઘરસે સીવાથી મસરૂર."

તમામ કરતા ફરખની બહન સલમા પોતાના ભાઇને જોઈને બહુજ ખુશી થઇ; પછી સાઅંદ હજ કરીને પાછો ફર્યો પણ ઘરે ન આવતા બીજા કેટલાક કામ હોવાથી તે તરફ ગયો, કે મક્કામાં બે કાગળ આવેલા એક ચીનથી ને બીજો યમનથી, એ કાગળો વાંચીને પોતે યમન તરફ ગયો, ને પોતાના છોકરાને લખ્યું કે હું યમન જાઉં છું ને તમો ચીન જાઓ ને બીજા જે જે કામ લખ્યા છે તે કરજો.

"એક રોઝ ન ઘરમેં ફીર ઠહેરના=ખત પડહતેહી સબ યેહ કામ કરના"
"ઉજલતસે સુએ ચીન જાના=બીગડી હુઇ બાતકો બનાના"

ચીન જાતી વખતે ફરજંદ સલમા માટે પડાવાનો પાકો બંદોબસ્ત કરતા જાજો, તે કુરઆન તો ખતમ કરી ચુકી છે, પણ અહકામે દીનથી વાકેફગાર અને હુશીઆર થાય, માટે સાલેહ મોલવીને બોલાવી માલ નાણું આપીને સલમાને પડાવાનો હુકમ કરજો.

જ્યારે એ મુજબ કાગળ આવ્યો, તો તેજ મુજબ અમલ કરી સાલેહને બોલાવી સલમાને પડવા માટે નેમી, કેટલાક માણુસો સાથે લઇને ફરખ ચીન તરફ ગયો. ને ત્યાં

જઈને તમામ કામ તમામ કરી પોતાના બાપને લખી મોકલ્યું કે તમામ બાબતો આપના હુકમ મુજબ કરી, અત્રેનું કામ ફતેહ કર્યું છે.

"હસ્બુલ હુકમે હઝુરે પુર નુર=પહોંચા જબ ચીનમે યેહ રંજુર"
"બીગડે હુવે કામકો સંવારા=સરકારકે દુશમનોંકો મારા"

હવે લખો તો અહીયા રહું ને આપની મરજી હોય તો આપની પાસે યમનમાં આવું; જ્યારે આ મુજબનો કાગલ ગયો તો સાઅંદને ઘણી ખુશી હાસીલ થઈ અને લખ્યું કે હવે તમો યમનમાં મારી પાસે આવો. આ મુજબનો કાગળ જવાથી ફરખ તરત યમનમાં ગયો, ને બંને જણ બાપ દીકરો એક બીજાને મળીને ઘણા ખુશી થયા.

"પહોંચા વોહ લાઅંલ જબ યમનમે=એક તાઝાસા ગુલ ખીલા ચમનમે"

## પ્રકરણ ત્રીજું. સાલેહ મવલવીએ સલમાપર બદ નજર કરવી ને સલમાનું પાકદામન રેહવું.

"સાલેહ મરદક જો મવલવી થા=ઝાહેરમે કમાલ મુત્તકી થા"

હવે અહીંયા ઘરનો હાલ સાંભળો કે, સાલેહ મોલવીને સલમાને બળાવીને ફરખ ગયો; ને સાલેહ હમેશા સારી રીતે સલમાને પડાવતો હતો; એક દીવસ હમેશા ધારા મુજબ સલમા પડવા આવીતો તે વખતે સાલેહે ખોળામાં બેસારી પ્યાર કરી બોસા લીધા,

"ઝાલીમને ગોદમે બીઠાકે=બોસે લીયે ઉસકે દસ્તો પાકે"
"થી દીલકી જો પાક વો પરીઝાદ=સમઝી ઉસે દીલમે મેહરે ઉસ્તાદ"

એ બીચારી સાદા દીલની ભોળી હતી, તેથી સમજી કે આ જે મને પ્યાર કરે છે તે ફકત ઉસ્તાદ થાય છે તેથી મને પોતાની દીકરી જાણી પ્યાર કરે છે.

પણ જ્યારે તેના મોઢાપર નજર કરી તો સમજી કે આ પ્યાર કરવો તે ઉસ્તાદ તરીકે નથી, બલકે ખોટી નીય્યતથી લાગે છે, તેથી અજમાવા તરીકે હસીને બોલી કે આ સાહેબ આ વખતે તમો મને જે પ્યાર કરો છો તેનુ શું કારણ છે? ને તેથી તમારો શું મતલબ છે તે કહો.

"ઇસદમ ઉલફત ઝીયાદાહ કયા હુએ?=ફરમાઇયેતો ઇરાદાહ કયા હુએ"
"યેહ સુનકે લઇન મુસકરાયા=કુછ મુંહ કુછ ઇશારેસે બતાયા"

આ સાંભળીને તે બદબખ્ત હરામખોરે કાંઈ ઈશારાથી કાંઈ જબાનથી પોતાનો મતલબ કહ્યો, સલમાએ જવાબ આપ્યો કે આપ મારા બાપને ઠેકાણે છો આપથી મને શું વધારે છે? જે હુકમ કરો તે કરવા હાજર છું, માટે ઉઠો ને જે ઈરાદો હોય તે કરો હું કાંઈ મના કરતી નથી, લ્યો તૈયાર થાઓ પણ જરા મારી અરજ છે કે દરેક કામમાં જલદી કરવી પસંદ કરવા જેવી નથી, માટે જોઈ વીચારીને કરવાથી પાછળથી પસતાવું પડતું નથી, હવે એમજ વીચાર છે તો પહલે મકાનના દરવાજા અને બારીઓ બંધ કરો, ને અહીંયાથી નીચેની જગોમાં જઇને બેસીએ માટે ચાલો નીચે ઉતરો હું પણ તમારી પાછળ પાછળ આવું છું.

"સુનકર ઉસ આકેલાકી યેહ બાત=ખુશ હો ગયા વોહ શકી બદઝાત"

સલમાના અક્કલમંદીના કલામ સાંભળીને તે મરદુદ બેહયા ખુશ થયો, પછી તે નીચે ઊતર્યો ને આ પાછળ પાછળ પોતાની ચાલાકીમાં જાય છે, જરા છેટે જવા દઇને પાછળ થી સલમા ભાગી ગઈ; ને તે જોઇને તે કંમબખ્ત નાપાક હેરતમાં પડી ગયો. ને ડર્યો કે સલમા વખતે ઘરમાં જઇને આ વાત કરશે તો મારા બાર વાગી જશે, હવે કોઈ એવો ઈલાજ કરવો કે સલમા ખોટી પડે, એમ વીચારીને સલમાના બાપને એક કાગળ લખ્યો કે અએ હઝરત, સખી અને ઉદાર દીલવાળા સાહેબ આ નાચીજ તમારો નમકખાર હાથ જોડી અદબની સાથે અરજ કરે છે કે આ તમારો નોકર હમેશા મકાનપર જઇને આપની દુખ્તર સલમાને પડાવું છું, પણ હું તેણીથી ઘણો લાચાર અને તંગ થઈ ગયો છું તે પડતી સીખતી નથી, ને હર વખત બેશરમાઈથી વરત્યા કરે છે, ને સરવેની મશકરી અને ઠેકડી કર્યા કરે છે, નાના મોટાનો મરતબો જાળવતી નથી, મારાથી કે તેની માથી ડરતી નથી, તે જેમ આવે તેમ બોલ્યા કરે છે, વધારે શું લખું અક્કલમંદને એક ઇશારો બસ છે કે તેણીની ચાલ ચલણ ઠીક નથી. આપણા ઘરમાં ને આખા મોહલ્લામાં તેની વાત થાય છે, માટે સાહેબ ગરીબપરવર હું તમારૂં નમક ખાઇને નમકહરામ થનાર નથી, પણ અવી છોકરીને પઢાવીને બદનામી ઊઠાવવી તે પસંદ કરવા લાયક નથી. ને આખા શહેરમાં તે મને બદનામ અને ફજેત કરશે, તેથી બેહતર છે કે આજથી હું પડાવા વહીં જાઊં ને ઘરે બેસી રહીશ.

એ મુજબ કાગળ લખીને પઢાવા જવું છોડી આપ્યું. બે દીવસ થઈ ગયા તોપણ તે સલમાને પડાવા આવ્યો નહીં, તેથી સલમાની માએ સાલેહ મોલવીને ઘરે માણસ મોકલીને પુછાવ્યું શા માટે પડાવા આવતા નથી, તેના ઘરમાંથી જવાબ મળ્યો કે તે પોતાના ભાઇને ઘરે શાદીના કામકાજ માટે ગયા છે તેથી આવી શક્યા નથી, ને કામ ખલાસ થીએથી આવશે. સલમાની માને બહુજ ખરાબ લાગ્યું કે અવો કેવો નોકર બેવકુફ જેવો છે, કે બે દીવસથી ઘરે રહયો ને રજા પણ લેવા આવ્યો નહી.

## પ્રકરણ ચોથું, સાલેહે, સાઅંદને સલમા પર તોહમત મુકીને કાગળ લખવો, ને તેણે સલમાને મારી નાખવાનો હુકમ કરવો.

જ્યારે સાઅંદને: એ મુજબ કાગળ પહોંચ્યો તો વાંચીને રોવા લાગ્યો ને એકદમ ઉદાસ થઈ ગયો, ને પોતાના છોકરાને બોલાવીને કહ્યું કે અએ ફરજંદ ઘરની પણ કાંઈ ખબર છે? તેણે કહ્યું કે નહીં, સાઅદે કહ્યું કે તું કસમ ખા કે જે હુકમ આપુ તે મુજબ અમલ કરીશ તો હકીકત જાહેર કરૂં, ફરખે કહ્યું કે જે કેહશો તે મુજબ કરીશ, કસમની કાંઈ જરૂરત નથી, સાઅદે કહ્યું નહીં, કસમખા, પછી ફરખે ખુદાની કસમ ખાઇને કહ્યું કે આપ જે કેહશો તે કરીશ.

"બોલા યેહ સુનકે વોહ હૈકે આગાહ=જો કહીયેગા વોહ કરૂંગા વલ્લાહ"

પછી સાઅંદે કહ્યું કે એ ફરખ સલમાં તમોને બહુજ પ્યારી છે, પણ જુઓ સાલેહ કાગળમાં શું લખે છે ? તે વખતે ફરખે કાગળ વાંચ્યો, ને એકદમ ચેહરો ફીક્કો થઇ ગયો, ને બોલ્યો કે આ કરતા મોત આવી હતે તો સારૂં હતું કે આપણા ખાનદાનમાં એબ લગાડયો. સાઅંદે કહ્યું કે ખેર જે કીસમતમાં હોય તે થાય, હવે વધારે અફસોસ કરવાની જરૂરત નથી, માટે જલદી જા અને જે જંગલમાં પાણી ન હોય ત્યાં સલમાને લઈ જઇને જરા જરા કરીને કટકે કટકા કરીને ખુબ સજા આપીને મારી નાંખ ને જો તેની મોહબ્બત લાવીને નહીં મારીશ તો તું મારો છોકરો નહીં,

ફરખે કહ્યું કે આપ જે ફરમાવો છો તે બરાબર છે તેણીની એજ સજા છે, માટે મને આપના હુકમમાં જરાએ વાંધો નથી, પણ એટલું તો કહુંછું કે જુઓ જે હુકમ કરો તે જોઈ વીચારીને કરજો પાછળથી પસ્તાવું કામ નહીં આવે; મારીને જીવતું કરવું તે મહાલ છે (બનવા જોગ નથી ) માટે વીચારો પછી હુકમ કરો.

"આસાન હુએ ઝબાંકા હીલાના=દુશવાર હુએ મારકર જીલાના."

આ સાંભળીને સાઅદને ગુસ્સો આવ્યો ને લાલચોલ પડીને બોલ્યો કે મારો એક ખુદા છે ને મારૂં એક સુખન છે, તેમાં વીચારવાનું તે શું હોય ? બસ જા ! અને મારા હુકમ મુજબ અમલ કર.

"જીસતરહસે હો અભી સીધારો=જી જાઉં જો ઉસ બલાકો મારો."

અએ ફરજંદ જલદી જાઓ, ને યાદ રાખો કે જો તેણીને મારશો તોજ હું જીવીશ, નહીં તો મારી જાન ખોઇ નાખીશ.

પછી ફરખે સ્વારી મંગાવી રવાના થવા લાગ્યો, તે વખતે સાઅદે કુરઆન લાવીને કહ્યું કે જરા કુરઆન ઉપાડતા જાઓ કે મારા હુકમમાં ફરક નહીં આવે, ફરખે કહયું કે તમારા સરના કસમ ખાધાછે, તે બસ છે, તમો નીરાંત રાખો, ને શક ન લાવો હું તમારા ફરમાનથી ઉલટું કરનાર નથી; પછી પોતાના ફરજંદને રૂખસત કર્યો.

" કૈલે દુખંતરકા હૈકે ખીંલઅંત=બેટેકો કીયા પદરને રૂખસત. "

પછી ફરખ જલદી જલદી રસ્તો તએ કરતો કરતો થોડી મુદતમાં ઘરે ગયો, ઘરે જવાથી તેની મા ઘણી ખુશી થઇને દીકરાને પ્યાર કર્યો, ફરખે પહેલે સાલેહ મોલવીને ખાનગીમાં બોલાવીને તમામ કએફીયત પુછી, ને બદ બખ્તે તમામ હકીકત ખોટે ખોટી સલમાપર તોહમત મુકીને બયાન કરી, એ સાંભળીને ફરખને વધારે ગુસ્સો આવ્યો.

" ગુસ્સે સે હુવા યેહ હાલ ઉસ્કા=ચેહરા હુવા ઔર લાલ ઉસ્કા. "

પછી સાલેહ ગયો, ને ફરખ ઘરમાં આવ્યો તો સલમા કુરઆન પડતી હતી તેથી ભાઇને મળવા આવી નહીં, તેથી તેને વધારે શક પડયો; વળી કુરઆન પડી રહ્યા પછી મળવા આવી તો મોટી જવાન બેન એટલે ભાઈથી શરમાઇને જરા છેટે બેઠી, તેથી વધારે શક પડયો. પછી પોતાની માને કહયું કે મારા પીતાજી હાલ ત્યાંજ રેહવાવાળા છે, ને તમોને તેડાવે તો અહીંયા ઘર બરબાદ થાય, ને ત્યાં ઘરના માણસો સીવાય ઠીક પડતું નથી, માટે બેન સલમાને તેડવા મને મોકલ્યો છે, વળી સલમાની જુદાઇથી પણ તેઓ

ઉદાસ રહે છે માટે રજા આપો તો સાથે લઈ જાઉં. આ સાંભળીને તેની માએ કહયું કે ઓ બેટા જોઈએ તેમ હોય પણ હું સલમાને રજા નહી આપું, તેના સીવાય મારો દીવસ નહીં જાય.

"તકલીફ હો ઉનકો યા કે રાહત=સલમાંકો તો મેં ન દુંગી રૂખસત."

અએ બેટા તમને મુસાફરીએ જવાની રજા આપી, તો વળી આ દીકરીને પણ લઇ જવાનું મન થયું માટે એ નહીં બને, તમો તેના બદલે રહો તોપણ હું કબુલ નહીં કરૂં. માટે એ વાત છોડી આપો. વળી કુંવારી છોકરીને બાર દેશાવર મોકલવી તે ઠીક ન કહેવાય.

"ઇસનાઓ નેઅમકી પાલી લડકી=બીન બીયાહી કુંવારી બાલી લડકી."

અએ બેટા આ દીકરીને બાહેર રખડવાની આદત નથી, તેને મેં કેટલીક વખત બાહેર લઇ જવા ચાહયું પણ તે રાજી થઈ નહીં, બીજા બચ્ચાની આદત હોય છે કે બાહેર ન લઇ જાય તો ઝીદ અને કજીઓ કરે, ને આને બાહેર જવુંજ પસંદ નથી, એની જેટલી તાઅરીફ કરૂં થોડી છે, હું તો ખુદા પાસે દોઆ માગુ છું કે જેને જેને દીકરી આપ તો સલમા જેવી આપજે.

"ખાલીક બખશીશ કરે તો અએસી=બેટી જો કીસીકો દે તો અએસી"

અએ બેટા જોઈએ તે થાય પણ હું દીકરીને જુદી નહીં કરીશ; એમ કહે છે ત્યાં દીલ ભરાઇ આવ્યું, તેથી સલમાને કલેજેથી લગાડીને ખુબ રોઇ ને મા દીકરી બંને જણને ગશ આવી ગયો પછી ફરખે જોયું કે કોઈ રીતે સલમાને રજા આપે તેમ નથી તેથી ધમકાવીને બોલ્યો કે જોઇએ તેમ કરો પણ સલમાને લઈ જઇશ, તેની માએ કહયું કે જોઈએ તેમ કર પણ હું કદી રજા આપનાર નથી, આખર બને મા દીકરામાં બહુજ તકરાર અને કજીઓ થયો, પછી ઘરના બીજા માણસોએ સમજાવીને કહયું કે ઘરના માલીકની સામે થવાએ નહી, ને એમાં તે શું છે? પાછી કાલે સલમા આવશે, માટે રજા આપો, જ્યારે સરવેએ કહયું તો તેની માએ રજા આપી. જ્યારે સલમાએ જોયું કે તમામ જણ એક મત થયા તો હવે મને લઈ જશે ને તેણીને બાહેર જવું પસંદ નહતું.

"ઘરવાલે એક ઝબાં હુવે જબ=સલમાંકા રંગ ઊડ ગયા તબ"
"દીલસે યેહ સુખન ઝબાંપે આયા=સબને મીલ કર મુજહે છુડાયા"

પછી ફરખ સલમાને લઇને જવા લાગ્યો, તો માએ કહયું કે ઓ બેટા સલમાને એકલી ક્યાં લઇ જાવ છો? તમો તેની ભેગી એક બુવાને પણ લઇ જાઓ, ફરખે કહયું કે કોઈનું કામ નથી, હું સાથે છું તે બસ છે, તેની માએ જાણ્યું કે કોઈ રીતે ફરખ માને તેમ નથી ખૈર જે થાય તે ખરૂં, સલમાને રજા આપીને બોલી કે અએ દીકરા મને ખબર નથી પડતી કે શું થનાર છે હાલ તો તમો મારાથી જુદા થાઓ છો, ખુદા જલદી મેળાવે, ખુદા જાણે રસ્તામાં શું થશે.

"રસ્તેમેં તુમપે કુછ ન બન જાએ=ફીર ઘરમેં ખેરસે ખુદા લાએ."

પછી કેટલીએક વાતો કહીને સલમાને વીદા કરી ને સલમાપર પાણી ઉતારીને પોતે પીઇ ગઈ, સારા સાદા કપડા પેહરાવ્યા, ને ફરખને કહયું કે ઓ બેટા જેવી તમારી મરજી

હ્યો આ અરમાન ભરી બેનને લઈ જાઓ. પછી તમામ ઓરતો આવી, ને સલમા માટે પરદાપોશીની સવારી મંગાવી, ને તમામ ઓરતો સલમાની જુદાઇમાં રોવા લાગી, ને સ-રવેથી વધારે તેની મા બહુજ કકળાટ કરવા લાગી.

"માં કહતીથી રોકે હાએ બીબી=ફીર તુમકો દાહી લાએ બીબી"
"પ્યારી બેટી ઉધર સીધારી=ગંશ હો ગઇ માં સીતમકી મારી"

પછી સલમાને લઇને ફરખ રવાના થઈ ગયો, ને મા ગંશ ખાઇને પડી ગઈ, જાતી વખતે ફરખ માને મળ્યો પણ નહીં તેથી તેની માના દીલમાં વસવસો થયો કે આ મુજબ જબરાઈથી અને ગુસ્સામાં લઇ જાય છે તે વખતે મારી નાખવા લઈ જતો હશે, તેથી તે વખતે તેની મા બોલી કે ખૈર તું કતલ કરવા લઈ જાએ છે, પણ ખુદા તેનો મદદગાર છે.

યેહ તુ પએ કત્લ લે ચલ્ગા હએ=હાફીઝ ઉસ્કા મગર ખુંદા હએ"

પછી સલમાને લઇને ચાલતા ચાલતા ચાર દીવસને રસ્તે ગયો, ને જાણીને રસ્તો ભુલીને બીયાબાન જંગલમાં નીકળી ગયો, સાથેના માણસોએ કહ્યું કે તમો રસ્તો ભુલી ગયા, કોઈ ગામ પણ દેખાતુ નથી, ફરખે કહ્યું કે જાઓ ચારે તરફ જઇને તમો તલાશ કરો, એ બહાનું કરીને તેઓને મોકલ્યા, જ્યારે તેઓ ઘણે છેટે નીકળી ગયા તો, સલમાની સામે તલવાર ખેંચીને બોલ્યો કે ઓ બેહયા બેશરમ અમો મુસાફરીએ ગયા તો ખાલી ઘરં જોઇને તેં આ મુજબ ખરાબી કરીને અમારા નામને બદનામ કર્યું ? હવે મઝા ચાખ, તને તારી સજાએ પહોંચાડુછું, તારા તમામ કર્તુકોની હકીકત અમને સાલેહે લખી છે, આ સાંભળીને સલમા હાથ જોડીને કેહવા લાગી કે ઓ ભાઈ તેણે મારા પર તોહમત નાખી છે ને તે જુઠો છે.

"સાલેહંને ખબર યેહ ઝુઠ ઉડાઇ=જો બાત હએ મુજહસે સુનીયે ભાઇ"

ફરખ બોલ્યો કે ઓ મુરદાર ચુપ રહે, વધારે ખોટા ઢોંગ ન કર, ને હાથ જોડ નહીં મને ભાઈ ન સમજ આ વખતે હું તારા લોહીનો પ્યાસો છું, માટે જલદી બાહેર નીકળ. એમ કહીને તે બીચારી બેગુનાહને બાહેર કાઢીને એક તલવાર મારી હજુ તલ-વાર તેણીના અંગપર પડી નહતી ત્યાં તેનો હાથ સુકાઈ ગયો, તો બીજા હાથમાં તલવાર લઇને મારવા દોડયો ત્યાં બીજો હાથ પણ ખુદાની કુદરતથી સુકાઈ ગયો.

"અલ્લાહકે હુકમસે કઝારા=સુખા બાયાં ભી હાથ સારા"

પછી ફરખ જબાનથી બદ બોલવા લાગ્યો, સલમા બીચારી શું કરે ? કાંઈ બોલી નહીં, ત્યાં જે ઘોડાપર ફરખ બેઠો હતો તે ઘોડો દોડતો દોડતો જંગલમાં ચાલ્યો ગયો, અહીંયા સલમા એકલી રહી, ને જ્યાં ઝાડ હલે કે જરા આવાજ થાય થરથર ધ્રુજતી હતી, પછી દીલમાં કહયું કે શામાટે ડરે છે ? અરે જેણે ફરખના હાથથી નજાત આપી તેજ આ વખતે પણ મદદ કરશે.

"ફરખંકો જીસ્ને યાંસે ટાલા=કાફી હએ વોહી બચાને વાલા"
"હીમ્મતકો નહાર જીત બાઝી=દેખ અપને ખુંદાકી કાર સાઝી"

અરે હીમ્મત હાર નહીં, અગર મોત આવી છે તોપણ શું હરકત છે ? એક દીવસ તો જરૂર મરવું છે જેમ હશે તેમ દીવસ ગુજરી જશે, માટે સબર સાથે રહે. અરે ઘણી મુદ્દત અંએશ અને આરામમાં રહી, હવે આ તકલીફ અને મુસીબતનો વખત આવ્યો છે તો શું થયું ? તે પણ ભોગવવું જોઇએ.

"મુદ્દત તકે અંએશમેં ગુઝારી=તકલીફકી આજસે હુએ બારી"

પછી તો દીલને સમજાવીને ત્યાંજ રેહવા લાગી, પણ કોઈ માનવી જાત બોલચાલ માટે નહીં શું કરે, કેહવા લાગી કે આસમાન મારો બાપ, જમીન મારી મા, દીવસ મારો ભાઈ ને રાત મારી બેન છે ઝાડ મારા નોકર, એવી રીતે દીલમાં ઠેરાવીને બીયાબાન જંગલમાં ગુજારો કરવા લાગી.

હવે અહીંયા તો સલમા એ મુજબ રેહવા લાગી ને ખુદાની યાદ અને બંદગીમાં રાત દીવસ ગુજારતી હતી. ને ફરખને લઇને ઘોડો આખી રાત દોડયો ને ખુબ ઇજા પહોંચાડી, સવાર થઈ તો ન તે જંગલમાં છે ન બીયાબાન એક સારી જગો આવી, ને જ્યાં હાથ હલાવે છે, તો હાથ પણ હતા એવા સારા જોયા, ને ઘોડો પણ મસ્તી કરતો બંધ થઈ ગયો, તે વખતે ગફલતની આંખ ઉઘડીને સમજ્યો કે સલમા બેગુનાહ પાકદામન છે, તેણીનો જરાએ કસુર નથી.

"નીકલા ફીર મુંહસે હંકં યેહ કલમા=વલ્લાહ યે બેખંતાથી સલમા"
"સચ્ચી જો વોહ મહલેકા નહોતી=નાહકં યેહ મુજહે સઝા નહોતી"

અગર સલમા જો સાચી ન હતે તો મને અવી નાહક સજા ન થતે, અફસોસ બહુજ ખરાબ થયું, હવે તે બીચારી જંગલમાં એકલી હશે કોઈ જનાવરે મારી નાખી હશે અફસોસ મોટો ગઝબ થયો. એમ કહીને પછી પોતાના બાપ પાસે ગયો.

બાપની પાસે જઇને બોલ્યો કે આપના હુકમ મુજબ મારી નાખીને આવ્યો છું, બાપ એ સાંભળીને ઘણો ખુંશી થયો; ને પ્યાર કરી ગળે લગાડયો. થોડા દીવસ પછી વીચાર્યું કે હવે ઘરે શું લખવું ને કેવી રીતે ખબર આપવી, એમ વીચારતા સુઝયું કે પેહલે કાગળ બીમારીનો લખવો, પછી મરવાની ખબર આપવી. એમ વીચારીને પેહલે બીમારીનો કાગળ લખ્યો કે સલમા બહુજ બીમાર થઈ ગઈ છે, એ કાગળ જવાથી તેની મા બહુજ ઝાર ઝાર રોવા લાગી; હજુ એ દાગ દીલમાં છે ત્યાં તો બીજો કાગળ તેણીના મરવાનો આવ્યો, તે વખતે તો તમામ ઘરમાં રોવા પીટવાનો કોહરામ પડી ગયો, અને પાડોસની ઓરતો આવીને રોવા લાગી, તેની મા પછાડયું ખાવા લાગી ને રોઈ રોઇને વળાપ કરતી હતી.

"ઉસ દુખતરે બેગુનાહકી માદર=હવડી સરસે પટકકે ચાદર"
"સલમા બીબી કીધર ગઇ તુમ=કયા મુજહ દુખ્યાસે કર ગઇ તુમ"
"છુર્યાં મેરે દુઃખે દીલપે મારી=પરદેસસે અબ કહાં સીધારી"
"છોડા મુજહે તુમને આહ સલમા=કયા કામ કીયા હુએ વાહ સલમા"

"જલ્દ આકે ગલેસે અબ લીપટ જાઓ=મ'એ રોતી હું આંસુ પોછો સમજાવો."
"આપની પ્યારીસે છુટ ગઇ મ'એ=બીગડી તકદીર લુંટ ગઇ મ'એ"
"લંવડી ખીદમતકો કોઇતો હો=બીબી મુજહકો ભી અબ બુલાલો"
"તુરબતમેં અકેલી તુમ ડરોગી=ઉલઝોગી જો માં ન•પાસ હોગી"
"શાદીકી હવસરહી મુજહે આહ=તુમ ચલ બસીં કીસ્કા અબ કરૂં બીયાહ"
"તાકત નહીં મુજહમેં સબ્રકી આહ=મુજકો ભી બુલાલો પાસ લીલ્લાહ"
"ફીરના ન તુમ્હેં મીલા સફરસે=મરનેકે લીયે ગઇથીં ઘરસે"
"અએ મેરી બલા નસીબ સલમા=અરમાં ભરી ગંરીબ સલમા"
"કીસમત તુમ્હેં લે ગઇ છુડા કર=પરદેસમેં મૌત આઇ જાકર"

જ્યારે એ મુજબ રોઈ રોઇને વલાપ કરવાને કુટવા પીટવા લાગી ; તો તમામ ઓરતો સમજાવવા લાગી કે હવે બસ કરો હર એક શખશને એક દીવસ મરવું છે, નાનુ હોય કે મોટું પણ મોત કોઇને છોડતી નથી.

"બસ બસ ખાંલેકંકો યાદ કીજીયે=હમ ફુલ ગયા હએ સાંસ લીજીયે"
"હર શખ્સકો એક દીન હએ મરના=બુડહા હો તીફલ હોકે બરના"

ખુદાની અમાનતમાં આપણું જોર નથી, અને ઘણું કરીને મોત પણ સારા સારા માણસોનેજ ચાહે છે, વળી કોઈ વેહલું કોઈ મોડુ પણ દુનીઆથી જરૂર જશે દુન્યામાં ખુદાની જાત સીવાય તમામને ફના છે બાકી કોઈ પણ રેહનાર નથી.

"એક ઉસ્કી ઝાતકો બકા હએ=બાકી હર ચીઝકો ફના હએ"

માટે ઓ બીબી જેમ બને તેમ સબર કરો, એ મુજબ ઘણું ઘણું સમજાવતા પણ કોઇ રીતે તે માનતી નહતી, ને હમેશા રોયા કરતી હતી, ને ઓરતો સમજાવતી હતી એટલે સુધી કે ચાળીસમાં સુધી એજ હાલ રાખ્યો.

જ્યારે સલમાના મરી જવાની ગડબડાટ થઇ પડી તો તમામ ઓરતોમાં તરાહ તરાહ રીતની વાત થવા લાગી, સલમાની મા સઇદા બેગમની ભાણેજ હમીદા બીબી કરીને હતી તે પોતાની હમજોલી છોકરીઓ સાથે સલમાની વાત કરતા કરતા બોલી કે વખતે સલમા મરી ગઈ ન હોય ને કાંઈ બનાવ બન્યો હોય તો નવાઈ નહીં, ને તેણીના બાપે વખતે ખોટો કાગળ લખ્યો હોય, મેં એક વાત સાંભળી છે કે સલમાની જેમજ એક છોકરી ગુમ થઈ ગઈ ને લોકોએ તે મરી ગઈ કરીને મશહુર કરેલુ, પણ તેની માએ એક મુસાફરખાનું બનાવી તે થકી તેનો પત્તો મેળવ્યો હતો, માટે જો સઇદાહ બેગમ એજ રીતે કાંઈ ઉપાય કરે જે કુદરતે ખુદાથી આ વાત ખોટી ઠરે ને તે મળી જાય.

આ વાતોની સઇદા બેગમને ખબર પડી (ને મસલ મશહુર છે કે ગરજવાન દીવાના) તેથી પોતે એકદમ હુકમ કર્યો કે ફલાણા ગામની પાસે તે રસ્તામાં એક મુસાફરખાનું બનાવો હુકમ થવાથી મજકુર હમીદાનો શવહર તે કામનો ઉપરી થઈ થોડી મુદ્દતમાં એ મુસાફરખાનું તૈયાર કરી આપ્યું; ને મુસાફરો માટે ઘણી જાતની ખાવા પીવાની સગવડ

કરી, ને સઇદાબેગમ પોતાનું ઘરબાર મુકીને ત્યાં રેહવા ગઇ, જ્યારે સાઅંદ ઘરે આવ્યો તો બીબી ઘરે ન હોવાથી ખબર પુછીને મુસાફરખાને ગયો ઓરતને ઘણીજ સમજાવી કે સલમા મરી ગઈ છે અહીંયા કોણ આવશે ? વીગેરે પણ તે માની નહીં ને રાત દીવસ ખુદાની ઇબાદત અને બંદગીમાં ત્યાંજ રહી, સઅદ પણ કંટાળીને પાછો ઘેર ગયો, પણ ઓરતની મોહબ્બત વધારે તેથી દર મહીને એક વખત ત્યાં આવવાનો ઠેરાવ કરી મહીને મહીને આવતો હતો. તેના આવવાથી સઇદા ન રાજી થાય તેમ જવાથી ન ગમગીન થાય તેણીનેતો આવે કે ન આવે સરખું હતું. હમીદાનો શવહર હમેશા મુસાફરખાનાની તજ-વીજ મેહમાનોની ખીદમતમાં મશગુલ રેહતો હતો.

## પ્રકરણ પાંચમું, સલમાએ બીયાબાનમાં બહુજ સખતીથી ગુજારો કરવો, અને ઇરાનના શેહઝાદાનું આવવું.

સલમાને તે જંગલમાં ઘણા દીવસ થઇ ગયા તો ઘબરાતી ને રોતી, વળી ઝાઝી મુદત થવાથી કપડા પણ ફાટી ગયા, તેથી ઝાડના પાંદથી પરદાપોશી કરી, ચારે તરફ જાય પણ કોઈ રસ્તો કે ઠેકાણું મળે નહીં, ઝાડના ફળફુલ ખાય ને પાણી પીઇને ઝાડ ઉપર સુઇ રહે. એમ કરતા રોતા દોઆં કરતા કેટલાક વરસ તેજ જંગલમાં ગુજાર્યા, પણ કોઇ વખત કોઇ માનવી જાત જોવામાં આવ્યું નહીં, જંગલી જનાવરોને જોઇને ડરે, વળી દીલાસો પકડીને સબર કરે, ને રાત દીવસ ખુદા પાસે દોઆં કરવા લાગી.

"સલમા ભી નમાઝે સુબ્હ પડહકર=જા બએઠી ફીર શજર પર ચડહકર"
'ચમકા જો સુફએદ રૂખ સહરકા=દીખલાયા દોઆંને રંગ અસરકા"

એક દીવસ સુબહની નમાઝ પડીને એક ઝાડ ઉપર બેઠી હતી; ત્યાં દોઆંની તાસીર નો અસર થઈ ગયો, ને પાણીના ચશમા ઉપર એક હરણીયું આવ્યું પાણી પીઈ ખડ ખાઇને સુતુ, ત્યાં એકાએક જવાન શખશ ઘોડા પર સ્વાર હાથમાં કમાન લઇ પ્યાસો ત્યાં આવ્યો, ને સલમા જે ઝાડ ઊપર રેહતી હતી તેની નીચે આવીને ઊતર્યો, રૂમાલથી પસીનો લુછી કપડા ખોલી, થોડી વાર દમ લઇને ચશમાનું પાણી પીધું. ત્યાં તે હરણીયું સુતેલું જોઇ એકદમ પકડીને લાવ્યો, થોડી વાર બેઠો ત્યાં બીજો એક નવ જવાન બહુજ ઉમદા ઘોડા પર બેસીને આવ્યો ને તેણે આવી અદબથી વાત કરી, તેથી સલમા સમજી કે આ શખશ તેનો નોકર હશે. પછી તેણે તે હરણીયાને ઝબાહ કરીને તેના કબાબ બનાવ્યા.

"ફીર ઉસ્ને કીયે કબાબ તૈયાર=ખુશરંગ ઔર ચટપટે મઝેદાર"
"ખા પી કે હાથ મુંહ કો ધોકે=બએઠે જબ દોનોં સએર હોકે."
"બોલા વોહ નવ જવાને ખુશરૂ=લેટું મંએ બએઠ તું દો ઝાનુ"

પછી કબાબ ખાઇ કરી હાથ મોઢું ધોઇને બંને જણ બેઠા, ને એક જણે કહયું કે હવે હું સુઈ જાઊંછું, ને તું હુશીયારીથી બેસજે એમ કહીને તે ગુલરૂ જવાન સુઇ ગયો, ને બીજો નોકર જેવો હતો તે બેઠો તે જવાન સુતો સુતો ઊંચે જુએ છે તો તેને ઝાડ ઊપર સલમાનું નુર ચાંદની માફક દેખાણું.

"ખતશ યેહ ફીર ઉશ્કે દીલમે આયા=ઇસપેડ પેહએ પરીકા સાયા"

તેથી સમજ્યો કે આ ઝાડ ઉપર કોઇ પરીનો પડછાયો હશે, ત્યાં બરાબર સલમાના ચેહરા પર નજર પડી, તેથી એકદમ તેણી પર આશક થઈ ગયો, એકદમ ઘભરાહટમાં ઉઠીને બેઠો, બીજે શખશે કહયું કે ખેરતો છે? તે બોલ્યો કે હા, પણ આ વખતે સામે જે ખાડા જેવું દેખાયછે, ત્યાં જઈને બેસ, અહીંયા જરા મને એકાંતનું કામ છે,

આ સાંભળીને તે શખશ તેના કેહવાથી ત્યાં ગયો, તે જવા પછી તેણે ઉપર આંખ ઉંચી કરીને જોયું, ને એકદમ તેણી સાથે તે કામ કરવા નક્કી ઠેહરાવ્યું, સલમાએ તેની બદ નજર જોઈને પુછ્યું કે ઓ શખશ તું શું જુવેછે? તે બોલ્યો કે તારી સુરત અને શકલ જોઉં છું.

સલમા બોલી કે અરે ઓ શખશ ખુદાથી ડર, પારકી છોકરી પર બદ નજરથી જોવું હરામ છે.

"સત્તાર ખુદા હએ ઉસસે ડર તુ=આંખે ન ગુનાહગાર કર તુ"

ઓ શખશ ખુદા સત્તાર છે તેનાથી ડર, ને આંખો ગુનેહગાર ન કર, મારૂં શરીર ઉઘાડું છે પહેલે મને કાંઈ કપડું આપ તે હું ઓઢીને તને દોઆ આપું. આ સાંભળીને તેણે નેઝા ઉપર પોતાની અબા રાખીને સલમાને આપી, ને કહયું કે ઓ ઓરત મને એવી ખબર નહીં કે તું ઉઘાડી છો, હવે એ ઓઢીને મારી પાસે આવ, ને હું માફી ચાહું છું મને બખશી આપ!!!

"ઓડે હુવે ઊસ અબાકો સરસે=ઉતરી રોતી હુઇ શજરસે"
"ગો સારાબદન છુપાએથી વોહ=પર શર્મસે સર ઝુકાએ થી વોહ"

પછી અબા ઓઢીને નીચે ઉતરી એક તરફ ઉભી રહી, એક તરફ તે શખશ. એક તરફ સલમા અને વચમાં ઝાડ હતું, થોડી વાર સુધી બંને જણ ચુપ રહ્યા, પછી તે શખશ બોલ્યો કે કહો તમો કોણ છો? તમો ઇનિસાન છો કે પરીઝાદ, અહીંયા શામાટે રહો છો? સલમાએ કહયું કે ન ઇનિસાન છું, ન પરી છું, હું એકસો લાચાર આ વખતે આ જંગલની એક બલા છું, તમો શેહઝાદા છો કે વઝીરઝાદા કોણ છો? તે કહો.

આ સાંભળીને તેણે કહયું કે હું ઇરાનનો શેહઝાદો છું, મારૂં નામ **સાલીમ** છે, મારા બાપનું નામ **સોલયમાન** છે. સલમાએ પુછ્યું કે તમો અહીંયા કેમ આવ્યો છો? તેણે જવાબ આપ્યો કે મારી કીસમત તમારી મુલાકત માટે હરણીયાના બહાનાથી લાવી છે, કે હું પોતે શીકાર કરવા નીકળ્યો પણ આ વખતે તમને જોઇ પોતે શીકાર થઈ ગયો છું. તમને જોઈ મારા હોશ ઉડી ગયા છે માટે તમારો અહવાલ મને કહો.

"યાં પાકે તુમ્હેં હવાસ હએ ગુમ=જલદી હાલ અપના અબ કહો તુમ"
"બોલી એક એક બાત તુમ પુછો=કહદુંગી જો યાદ હોગી મુજહકો"

સલમાએ કહ્યું કે તમો એક એક વાત પુછો તેનો જવાબ જે મને યાદ હશે તે કહીશ.

## પ્રકરણ ૭મું સલમા અને સવાલ જવાબ.

શેહઝાદો=તમારૂં આવવાનું ક્યાંથી થયું છે?
સલમા=જ્યાંથી તમામ લોક આવ્યા ત્યાંથી આવી છું.
શેહઝાદો=હવે તમારો વીચાર ક્યાં જવાનો છે?
સલમા=જ્યાં તમામ જણ જશે ત્યાં મને પણ જવું છે.
શેહઝાદો=તમારૂં વતન ક્યાં છે?
સલમા=હાલ મારૂં વતન અહીંયાજ છે.
શેહઝાદો=અહીંયા આવવાની પહેલા તમો ક્યાં રેહતા હતા?
સલમા=એ વીશે તમોજ સમજી જાઓ.
શેહઝાદો=તે તો ઠીક પણ કાંઈ કાંઇ તમારા વતનનું નામ બતાવશો?
સલમા=તેનું નામ ધરમશાળા છે.
શેહઝાદો=કયા ગામની ધરમશાળા?
સલમા=દુનીઆની.
શેહઝાદો=કેટલીક મુદ્દત થઈ અહીંયા આવ્યા છો?
સલમા=કેટલાક વરસ થયા.
શેહઝાદો=તમો એકલા છો કે સાથે બીજુ પણ કોઇ છે?
સલમા=હું એકલીજ છું.
શેહઝાદો=આ બીયાબાન જંગલમાં તમો બહુજ ડરતા હશો?
સલમા=હા કોઈ વખત બહુ કોઇ વખત થોડી ડર્યા કરૂંછું.
શેહઝાદો=ખાવું પીવું અને સુખ કેવું છે?
સલમા=ખાવા માટે ગમ છે, ને રાહતનું નામ નથી.
શેહઝાદો=કોઇ ચીજની ખાહીશ છે?
સલમા=હા! મરવાની આરજુ રાખુછું.
શેહઝાદો=અવા બીયાબાન જંગલમાં તમોને સાંચવનાર કોણ છે?
શલમા=મારો સાંચવાનાર સરવેથી મોટો, પેદા કરનાર માલીક છે.
શેહઝાદો=તમો ખરી વાત કેહતા નથી, ને સાચો જવાબ ન આપતા આડા અવળા બહાના કરી ઉલટા જવાબ આપો છો, તે કાંઇ પસંદ કરવા લાયક નથી, માટે ખરેખરી હકીકત કહો કે તમો કોણ અને ક્યાંના રહીશ છો ને અહીંયા આવવાનું કેમ થયું?
સલમા=સાહેબ આ વખત સાચું બોલવાનો નથી, તેમ ખોટું બોલવું મને પસંદ પણ નથી, તેથી એવા જવાબ જે ખોટા નહીં, તેમ મારો ભેદ ખુલ્લો પણ ન થાય એવી રીતે આપ્યા.
શેહઝાદો=સાચું બોલવામાં કોઈ જાતની હરકત નથી માટે કહો.
સલમા=મારી મસલેહત એવીજ છે કે મારા ભેદની બીજાને ખબર ન પડે.

"બોલિ લીલ્લાહ અબ નબહકાઓ=ઉલઝન હોતી હુએ જલ્દ બતાઓ"
"હોકર ઉસ્કી કસમસે મજબુર=બોલી સલમા હુએ નામ મશહુર"
"એક શહેર ઉજડ ગયા ખુતન હુએ=વોહ મુજહ નાશાદકા વતન હુએ"
"પુછા જો પદરકે નામકો ફીર=બોલી વોહ સઅદ ઈબને તાહેર"
"બોલાવોહી સઅદ નેક અંજામ=ફખરૂત તુજ્જાર જીસકા હુએ નામ"
"ફરખ જીસકાપીસરહુએવોહ સઅદ=નેકોમેં જો નામવર હુએવોહસઅદ"

પછી શેહઝાદે કહ્યું કે એ ઓરત ભેદની વાત ન છુપાવ ને ખરી હકીકત કેહવામાં કાંઈ પણ નુકસાન નથી, જ્યારે બહુજ રીતથી સમજાવી તો લાચારી દરજે સલમાએ રોઇને ખરો જવાબ આપ્યો કે ખતનની રહેવાશી સાઅંદ તુજ્જારની છોકરી છું ને મારૂં નામ સલમા છે, આ સાંભળીને શેહઝાદે કહ્યું કે ઓહો જે સાઅંદનુ નામ ચારે તરફ મશહુર છે, ને મોહટો તુજ્જાર છે ને તેનો એક ફરખ નામે નેકબખ્ત છોકરો છે તેનીજ તું દીકરી છો? સલમાએ કહ્યું કે હા તેજ સાઅદની છોકરી છું, તે વખતે સાલીમ પણ રોવા લાગ્યો. ને બોલ્યો કે ઓ મારી જાન તમો રોવો નહીં, અને હવે આ જંગલને છોડીને મારૂં કહયું માની મારી સાથે ચાલો, ને જો નહીં આવો ને અહીંયાજ રહેવાનું કેહશો તો યાદ રાખો કે હું પણ અહીંયા મરવાનો, માટે કાંઇ પણ બહાનું ન કરતા મારી ભેગા ઇરાન આવો.

"મીન્નત કરતા હું જોડ કર હાથ=ઇરાન ચલી ચલો મેરે સાથ"

## પ્રકરણ સાતમું, સલમાને ઇરાન લઇ જવી ને સલમા સાથે શાદી કરવી.

પછી જ્યારે શેહઝાદે એ મુજબ પોતાની સાથે ચાલવા કહયું તો તે વખતે વખત વરતી સમજી કે આ જંગલ અને બીયાબાનમાં એકલી રહીને શું કરીશ? તેથી તેની સાથે જાવા રાજી થઇ ને શેહઝાદે પોતાના લશકરને જે તેની સાથે આવેલ ને છેટે રહી ગીએલ તેને બોલાવીને સલમાન લઈ રવાના થયો. તેની ફોજની અંદર સાકીબ કરીને એક ખરાબ નજરવાળો માણસ હતો, તેની નજર એકાદ વખત સલમાપર પડી તેથી તે તેણીપર આશક થઈ ગયો, ને તેની ફીકરમાં રેહતો પણ કાંઈ ફાવ્યો નહીં, ને ફાંફા મારીને બેસી રહ્યો. તો પણ હર વખત તેની તદબીરમાં રહ્યા કરતો હતો.

પછી થોડા દીવસમાં શેહઝાદો પોતાના શેહરમાં પહોંચ્યો ને એક મોહટું આલીશાન પોતાનું જુદુજ મકાન હતું તેમાં સલમાને ઉતારી, સલમા નહાઈ કરી કપડા બદલી શેહઝાદાની પુરેપુરી મેહરબાની હોવાથી શેહઝાદાની બેઠક ઉપર જઇને બેઠી. સાલીમ શેહઝાદો પોતાની મા પાસે ગયો, મા ઘણી ખુશી થઇને પુછ્યું કે ઓ બેટા તમો આ વખતે શીકારથી બહુજ વહેલા આવ્યા, કહો કે શું શુ લાવ્યા?

"બોલા હંસકર વોહ આઇ નારૂ-પાયા હુએ એક ખુતનકા આહુ"

શેહઝાદે હસીને જવાબ આપ્યો કે ઓ માં ઓ માં આવખતતો બહુજ સારી ચીજ હાથ લાગી કે ચીનના મુલકની ખુતના ગામની એક હરણી શીકાર કરી લાવ્યો છું, મા એ કહયું કે ઓ દીકરા શું ખરૂં કહો છો? શેહઝાદે કહયું કે હા! મારી સાથે ચાલો તમોને બતાવું; માએ કહયું કે ઓ બેટા પરભારી ત્યાંજ રાખી તો મારી પાસે શા માટે નહીં લાવ્યા? શેહઝાદે કહયું કે તે ત્યાંજ ઠેહરી ગઇ.

પછી શેહઝાદાની મા, બહન, અને બીજી કેટલીએક ઓરતો શેહઝાદાના ખાસ મહેલ માં ગઈ, ત્યાં બાદશાહ ઘરે આવ્યો તો બીબી ન હોવાથી લોંડીઓને પુછયું કે બીબી ક્યાં છે? તેઓએ જવાબ આપ્યો કે શેહઝાદા કોઇ નવી નવાઇનું અજબ તરાહનું શીકાર લાવ્યા છે, તેથી તે જોવા માટે ત્યાં ગયા છે બાદશાહ પણ એ શીકાર જોવા આતુર થઈ શેહઝાદાના મહેલમાં ચાલ્યો.

હવે અહીંયાથી એ સરવે શહેઝાદાને મહેલ ગયા, ને ત્યાં મહેલમાં સલમા શેહઝાદી ની જગ્યેપર જઇને બેઠી ત્યાં લોંડીઓ થાળની અંદર ઉમદા ઉમદા ઝેવર અને ઘરેણા મોતી વીગેરે લાવ્યા.

"મુશ્શાતાને કંધી ચોટી કરકે=ઔર માંગકો મોતીયોંસે ભરકે".
"ભારી જોડા પીન્હાયા ઉસ્કો=ચવથીકી દુલહન બનાયા ઉસ્કો"

અને કંગઇ કરવાવાળી આવી માથું ઓળી વાળ વાળ મોતી પરોવી ઝેવર ઘરેણા પેહરાવી જેમ દુલહનને શણગારે એવી રીતે ભારે પોશાક (કપડા) પેહરાવ્યા. ત્યાં શેહઝાદાની મા અને બહેન વીગેરે છેટેથી દેખાણા ખાદીમાઓ બોલી કે લ્યો આ શેહઝાદાની મા તથા બહેન વીગેરે તમારી મુલાકાતે આવ્યા, એ સાંભળીને સલમા શરમાણી ને મોઢા પર પરદો નાખીને બેઠી.

"શરમાકે લજાકે મુંહ છુપાકે=બયેઠી ખામોશ સર ઝુકાકે"

પછી શેહઝાદાની મા મહેલના દાવાનમાં આવીને પુછયું કે ઓ બેટા એ શીકાર ક્યાં છે? શેહઝાદે કહ્યું કે અહીંયાજ છે, એમ કહી અંદર મોકલ્યા, જ્યાં અંદર જાએ છે ત્યાં સલમા અદબને માટે ઉઠીને પાંચ દસ કદમ આગળ ગઈ ને ઝુકીને સલામ કરી અવી ખુબસુરત નેક સીરત અદબ અને શરમવાળી રૂપાળી છોકરી જોઇને બીબી સાહેબ બહુજ ખુશી થયા ને ગળેથી લગાડી, પછી શેહઝાદાની બહન આમેના પણ મળી, હજુ એ સરવે બરાબર બેઠા નહતા ત્યાં બાદશાહ પણ આવ્યા, તેથી સલમા એકદમ ઉભી થઈ સામે કદમ (પગ) ચુમવા માટે ગઈ.

"તસલીમ બજાકે જબ વોહ ખુશ઼ો=આઈ કદમોંકે ચુમનેકો"

બાદશાહ બહુજ ખુશી થયો ને વાંસાપર મેહરબાનીનો હાથ ફેરવ્યો, ને સાલીમને પુછયું કે ઓ બેટા આ કયાંથી મળી?

"માશા અલ્લાહ ચશ્મબદ દુર=જોડા તો મીલા હએ ગઐરતે હુર"

માશા અલ્લાહ આ છોકરી પરી જેવી મળી છે. પછી માએ કહ્યું કે ઓ બેટા જો રજા આપો તો ચેહરો ખુલ્લો કરીને જોઇએ એમ કહે છે ત્યાં આમેનાએ સલમાના મોઢા પરથી પરદો કાઢી લીધો, તો બહુજ ખુબસુરત નુરાની ચેહરો નજર આવ્યો.

તે વખતે બીબીએ ઉભા થઇ સલમાને પ્યાર કર્યો, ને તમામ જણ બહુજ રાજી થયા; પછી માએ સાલીમને તે મળવાની હકીકત પુછી. શેહઝાદે કુલ હકીકત કહી, બાદશાહ અને બીબીનો મત થયોકે હવે શેહઝાદાને સલમા સાથેજ જલદી શાદી કરી આપીએ, એ મત કરી. શાદીનો સામાન તૈયાર કરી એકદમ ટુંક મુદ્દતમાં પોતાના રીવાજ મુજબ ધામ ધુમથી ઘણીજ સારી રીતે શાદી કરી આપી.

જ્યારે સલમાને શેહઝાદા પાસે લઈ ગયા, તો તે ઘણી શરમાણી આખર શેહઝાદે પોતાના નરમ સુખનોથી તેનું દીલ રાજી કરી હસી ખુશીથી રેહવા લાગ્યા, ને કુદરતે ખુદાથી થોડીજ મુદતમાં ખુદાએ એક છોકરો આપ્યો જેનું નામ યુસુફ રાખ્યુ, ને તેની બાદ એક છોકરી આપી તેનું નામ હુસીના રાખ્યું.

## પ્રકરણ આઠમું સલમાનું પોતાના મા બાપને મળવા જવું ને રસ્તામાં વઝીરઝાદે દગલ બાજી કરવી.

જ્યારે સલમાને ઔલાદ થઈ તો પોતાની મા યાદ આવી ને તેણીને મળવા ચાહ્યું, તેથી રોવા લાગી ઘરમાં સરવેને ખબર પડીકે સલમા રોવે છે તેથી સાસુ નણંદ વીગેરે પુછવા ગઇતો તેણીએ તેનું કારણ કહયું તો સાસુએ કહયુ કે બેટા શું મને પોતાની માની માફક સમજતી નથી!

" બોલી મલેકા યેહ હોકે હએરાં=કયા મુજહકો નહીં સમજતી હો માં "

સલમાએ કહયું કે આપની મારાપર ઘણીજ મેહરબાની છે તે કરતા હજાર દરજા વધારે મોહબ્બત અને પ્યાર કરો છો, આપ જેવી સગી મા પણ મેહરબાની ન કરે, આપે મને દીકરી કરતા વધારે રાખી, શેહઝાદી બનાવી બલકે દુલહન પણ કરી, તમોએ મારી ઘણી ઇજ્જત આબરૂ વધારી, આપ વીશે જેટલું કહું તે થોડું છે.

પણ હવે જો મને રજા આપો તો ફકત એક વખત મારી માને મળી આવું; બાદશાહને તથા શેહઝાદાને પણ એ વાતની ખબર પડી; બાદશાહે કહયું કે બેટા તમારૂં કેહવું વાજબી છે; ને મને પણ એજ વીચાર હતો કે તમો એક વખત એ વાત કરશો; પણ હાલ ગરમીની મોસમ છે; માટે થોડા મહીના સબર કરો પછી જાઓ; કેમકે નાના નાના બચ્ચા બેગાછે; વળી છેટેની મુસાફરી તેથી ગરમીના દીવસમાં બહુજ તકલીફ પડશે; અમો શીકાર કરવા જઇએ છીએ તો ઘબરાઇ જઈ છીએ આતો દુર દેસાવરનું કામ માટે થંડીના દીવસોમાં જજો.

સસરાની વાત કબુલ કરીને તે વખતે જવાનું મોકુફ રાખ્યું ને જ્યારે ગરમીના દીવસો ગુજરી ગયા ને થંડીની મોસમ આવી તો સલમાએ પાછી એજ વાત કાઢી, તે વખતે બાદશાહે શેહઝાદાને પુછ્યું કે એની સાથે કેને મોકલીશું ? શેહેઝાદો તો પોતાની પ્યારીને એકલી પોતાથી જુદી કરવા રાજી નહતો ને દીલ ચાહતુ હતું કે પોતે બેગો જાય; પણ તે બાદશાહોની ઇજ્જત અને આબરૂને ધક્કો પહોંચે ને ગેરવાજબી ગણાય તેથી એ વાત તો નહીં કરી પણ બોલ્યો કે કોઇ ભલા માણસને બેગો મોકલો.

"ફરમાયા મંએ ખુદ યેહ જાનતાહું=લયેકીન ભેજુ તો કીસ્કો ભેજું"
"કહને કો બોહતસે હંએગે યું તો=પર જબ મુજહે એઅતેમાદભી હો"

બાદશાહે ફરમાવ્યું કે તમો ઠીક કહો છો હું પણ જાણું છું, પણ મને કોઇ ઉપર ભરોંસો આવતો નથી, શેહઝાદે કહયું કે વઝીરને મોકલો, તેણે કહયું તેના સીવાય અહીંયા ચાલે તેમ નથી, શેહઝાદે કહયું કે વઝીરના છોકરાને મોકલો, બાદશાહે કહયું કે તે જવાન છે; ને જવાન માણસને ભેગો મોકલવો હું પસંદ કરતો નથી; શાહઝાદે કહયું કે વઝીરના છોકરાને મોકલવા આપ મના કરો છો પણ તે નેકબખ્ત ઇમાનદાર છે; માટે તેને મોકલવામાં કાંઈ હરકત નથી. આ સાંભળીને બાદશાહે કહયું કે ઠીક તેને મોકલો.

હાસલ કલામ પછી સલમાની સાથે કેટલા માણસો નોકરો આપી વઝીરના છોકરાને મુકવા માટે સાથે મોકલ્યો; ને તેઓ રવાના થયા. અહીંયા શેહઝાદાને ચએન પડતું નહતું; ને અફસોસ કરતો હતો કે હું ભેગો ગયો હતે તો વધારે સારૂં હતું.

હવે અહીંયા શેહઝાદો તો એ મુજબ તડફડતો હતો; ને રસ્તાની હકીકત સાંભળો કે જે વઝીરનો છોકરો મરદુદ સાકેબ નામનો પેહલેથીજ તેણીપર આશક થીએલો અને મવકો હાથ લાગતો નહતો. ને ઘણી મુદ્દતે બરાબરનો જોગ બન્યો તેથી રસ્તામાં એજ તજવીજમાં હતો; સાતમી મનઝીલે પહોંચ્યો તો તમામ નોકર ચાકરે ઉતરી ખએમા બરપા કરી તમામ જણ પોતપોતાના મકાનમાં આરામ કરવા લાગ્યા; આ મરદુદને કોઈ રીતે ચેન પડતું નહતું; તો તે વખતે ઢોંગ ઉભો કરી મક્કર અને ફરેબની જાળ લઇને સલમાના ખએમાં પાસે દરવાજાની બાહેરથી બોલ્યો કે એકાએક શેહઝાદાનો કાગળ આવ્યો છે ને તે તમોને ખાનગી એકાંતમાં વાંચી સંભળાવાનું કહે છે માટે તમો તમામ ખીદમતગાર ઓરતોને પાસેના ખએમામાં મોકલો તો વાંચી સંભળાવું; સલમાએ કહયું કે કાગળ મને આપો હું પોતે વાંચીશ; સાકીબે કહયું કે નહીં મને એમ હુકમ નથી; બલકે કેટલાક મતલબ છુપો છે; તેથી તમને વાંચી સંભળાવવાનો હુકમ આવેલ છે. માટે જલદી એકાંત કરો; સલમા વીચારમાં પડી ગઈ કે યા અલ્લાહ એ શું હશે ? પછી લાઈલાજ થઈ ખાદેમાઓને બીજા ખએમામાં મોકલી જ્યારે એકાંત થઈ તો સાકેબ અંદર ગયો અને કહયું કે ઓ નાઝુક અંદામ ઘણી મુદત થઈ તારી મુલાકાતનો મુનતઝીર હતો; તારા સીવાય મને ચએન પડતું નહતું; લાંબા વખતની મારી ઉમ્મેદ આજે પુરી થઇ છે માટે હવે કોઈ જાતનો ઈનકાર ન કરતા મારા મનની મુરાદ પુરી કર ને મારી પાસે આવ !

યા અલ્લાહ એજ કારણથી સલમાએ મોહટી મુસીબત ઉઠાવેલી વળી તકદીરે એજ બલામાં ફસાવી બીચારી શું કરે ? ખએમામાં એકલી રાડ પાડી શકે નહીં તેમ બદકામથી તેને હજારો ગાઉ છેટે રેહવું ને પરહેઝગારી સાંચવવી; તેથી વીચારમાં પડી ગઇ કે હવે આ ફાસામાંથી કેવી રીતે છુટવું ? તે વખતે જરા મીઠી મીઠી વાતો કરીને કેહવા લાગી કે કાંઇ ફીકર નહીં તમારી અવીજ મરજી છે તો લ્યો હું હાજર છું માટે હવે જરા સબર કરો, આ સાંભળી સાકીબ ખુશ બની ગયો, ને એકદમ તેણીના ગળામાં હાથ નાખી પોતાની પાસે ખેચવા ગયો ત્યાં સલમાએ કહયું કે હું હું ઓ નાલાયક એ શું કરેછે?

ખબરદાર છેટે રેહજે, આ સાંભળી વળી તે ઘબરાણો ને ગુસ્સો આવ્યો, તેથી વળી સલમાએ ઢીલી દોરી મુકીને કહયું કે ઓ સાહેબ હું તમારી મશકરી કરૂં છું મને તમારાથી જુદાઈ કે ઇનકાર નથી પણ ઉતાવળ કરવી ઠીક નથી, એમ કહીને કહયું કે લ્યો આ ગાદલા ઉપર બેસો હું પણ મોહરીમાં જઇને આવુંછું, ઓહો એ વખતે તે નાદાન અક્કલનો દુશમન બહુજ રાજી અને ખુશી થઈ ગાદલા પર ચડી બેઠો ને દીલમાં કેહવા લાગ્યો કે હવે મારા દીલની મુરાદ પુરી થઇ.

"મસનદપે ગધા વોહ બનકે બએઠા=ફીતના એક ઉઠાકે તનકે બએઠા"

પછી સલમા મોહરીમાં ગઈ ને ત્યાંથી ખંજર થકી ખએમાના પરદાને ફાડીને બાહેર નીકળી જંગલમાં ભાગી ગઈ, ને ભાગતા ભાગતા છુપાવાનું કોઈ ઠેકાણું ન મળતા એક કુવો મળવાથી તેની અંદર કુદી પડી, ને બોલીકે જોઇએ તેમ થાય પણ મારી ઇજ્જત અને આબરૂ નહીં ખોઊં.

જ્યારે ઘણી વાર થઇ ને તે આવી નહીં તો સાકીબ તેને જોવા ગયો તો માલુમ થયું કે તે ખએમો ફાડીને ભાગી ગઇ છે, તેથી તે પણ તેની પાછળ ગયો, ને તેજ કુવા પર પોતાના કેટલાક ખાસ માણસો લઇને પહોંચ્યો, કુવાની અંદર તેણીને જોઈ કે એક પડખે બેઠી છે, તેથી કહયું કે બાહેર આવ; નહીતો જાન જાવાની; તેણીએ કહયું કે ઓ મલઉન જે થાય તે થાય પણ મારાથી એ બદકામ થનાર નથી, તેણે પોતાના બે માણસ અંદર ઉતાર્યા, જ્યાં માણસો અંદર ઉતરે છે ત્યાં તેણીએ ઝડપથી હાથ લાંબો કરીને ખંજરથી તેઓના માથા કાપી નાખ્યા.

"ગોદોનો હંદકેથે કરારે=પર ફુટ પડે ખંજરોંકે મારે"

પછી બીજા માણસોને અંદર ઉતરવા માટે સાકીબે કહ્યુ પણ કોઇની હીમ્મત થઈ નહીં, જ્યારે કાંઇ ઇલાજ ન ચાલ્યો તો મરદુદ બોલ્યો કે યાદ રાખ હજુ પણ જો મારા કેહવાને નહીં માનીશ તો હું તારા બંને બચ્ચાઓને મારી નાખીશ, સલમાએ કહ્યુ કે ઇજ્જત અને આબરૂ પર બચ્ચા પણ કુરબાન છે. ઓ કમબખ્ત એવી ધમકી શામાટે આપે છે? પછી તે મલઉન દાઇઓ પાસે ગયો ને તેણીઓને કેદ કરી બચ્ચાઓને લાવી કુવા ઊપર પેહલે યુસુફનું માથું કાપીને કુવામાં નાખ્યુ, સલમાએ ખુદાનો શુકર કર્યો ને બોલી કે કાંઈ ફીકર નહીં, વળી મરદુદે છોકરી હસીનાનું માથું કાપી નાખીને કુવામાં નાખ્યું.

"ઉપરસે જબ ઉસકા ભી સર આયા=સલમાને યેહ દીલકો ફીર સુનાયા"

"જાઉંગી અંધેરી કબ્રમેં જબ=કામ આએગી ઇનકી રોશની તબ"

તે વખતે કેહવા લાગી કે આ બંને મારા દીલના ટુકડા કબરમાં મને કામ આવશે કે એ બંને અંધારી કબરમાં ચીરાગે નુરાની થઈ પડશે, ઓ બચ્ચાઓ રોઝે કયામત મને કામ આવજો ને મને મુકીને જન્નતમાં જશો નહીં.

"બચ્ચો ઉસ રોઝ કામ આના=એ મેરે બેહીશ્તમેં ન જાના"

"રોઇ યેહ કહકે વોહ ખુશ ઇમાન=જુઝ ખવફે ખુદા ન કુછ રહા ધ્યાન"

એમ કહીને રોવા લાગી ને ખુદાના ખોફ સીવાય બીજી તરફ ધ્યાન રાખ્યું નહીં.

જ્યારે સાકીએ જોયું કે હવે કોઈ રીતે સલમા મારા હાથમાં આવશે નહીં તેથી લાચાર થઇ પાછો અજમમાં ગયો, માણસોનો ઉપરી હતો તેણે પુછ્યું કે સાહેબ આ શું ગડબડ છે તમો ક્યા કામમાં પડયા છો ? સાકીએ કહ્યું કે શું કહુ ગઈ રાત્રે શેહઝાદી બચ્ચાઓને લઇને ભાગી ગઇ છે તેને તપાસવા માટે ગયો ઘણી મેહનત કરી પણ પતો લાગ્યો નહીં, હવે શું કરીએ કાંઈ સુઝતુ નથી માટે હવે પાછા ચાલો, પણ શેહઝાદાને શુ મોઢું બતાવીશું ? કેવો જવાબ આપવો એ વીચાર થઈ પડયો છે. હાસલકલામ પાછા ગયા, શેહઝાદાને ખબર કરીકે અવી રીતે તે બચ્ચાઓને લઇને ભાગી ગઈ છે.

## પ્રકરણ નવમું શેહઝાદે સલમાનું ભાગી જવાનું સાંભળી, ફકીર થઇ તેની પાછળ જવું.

## અને મુસાફરખાનામાં સલમા તથા તેણીના મા બાપની મુલાકાત થવી.

પછી શેહઝાદે ઘણી તપાસ કરી પણ કાંઈ તેણીને ભાગવાનું કારણ માલુમ થયું નહીં, તેથી ઉદાસ હેરાન પરેશાન ફકીર બનીને તેણીની પાછળ જવા ચાહયું, તે વખતે બાદશાહે મના કરી, શેહઝાદે અરજ કરીકે અએ બાદશાહ સલામત મારો વીચાર તો તેણીની સાથેજ જવાનો હતો પણ આપની મરજી ન હોવાથી વઝીરના છોકરા ભેગી મોકલી, જો હું સાથે હતે તો આ બનાવ ન બનતે, માટે હવે જે થયું તે થયું, મને જવા આપો, બાદશાહે કહયું કે અગર તમારે જવુંજ છે તો માલ દોલત લશકર માણસો લઇને જાહોજલાલતથી જાઓ, શેહઝાદે અરજ કરી કે એવી રીતે જવાથી મારો મતલબ હાંસીલ નહીં થાય, તે મને ફકીરી હાલતમાંજ જવા આપો ને એજ હાલતથી હું તેણીની ખરી હકીકત શું બની છે તે તપાસ કરીશ, આખર બહુજ હુજ્જત અને આગ્રહથી મા બાપથી રૂખસત થઈ, વઝીરઝાદાને ભેગો લઇને રવાના થયો, વઝીરઝાદો શું કરે જવાં વગર છુટકો નહીં લાઈલાજે ભેગો થયો.

હવે અહીંયાતો શેહઝાદો ફકીર બની તેણીની તપાસ માટે નીકળ્યો ને સલમા દસ દીવસ સુધી ફકત પાણી પીઇને કુવામાં રહી દસમેં દીવસે એક બકરાવાળો પાણી ભરવા આવ્યો, તેની ડોલ પકડી, તેણે પુછ્યું કે તું કોણ છો ? સલમાએ પુછ્યું કે હું જે છું તે છું પણ કેહકે અહીંયા એક કાફલો ઊતર્યો તે છે કે ગયો ? તેણે કહ્યું કે ઘણા દીવસ થયા તે તો ઇરાન તરફ રવાના થઈ ગયો, તે વખતે સલમાએ પોતાને બાહેર કાઢવા માટે કહયું તેણે ગામમાં જઇને દોરી વીગેરે લાવી તેણીને બાહેર કાઢી પોતાને ઘરે લઈ ગયો. સલમાએ પોતાનું ઝેવર તેને બખશી આપીને ખુતન જવાનો રસ્તો પુછ્યો તેણે કહયું કે અગર સહેલ રસ્તે જવું હોય તો ફલાણે ઠેકાણે નદી છે ત્યાંથી કીશ્તીમાં બેસી ફલાણે ગામ ઊતરી ખુશ્કીને રસ્તે એક મુસાફરખાનું છે. તેમાં રહીને ત્યાંથી થોડા દીવસનો રસ્તો છે ત્યાં થઈ જાઓ. આ મુજબ સલાહ મળવાથી સલમા એજ રસ્તે થઇ કીશ્તીમાં બેસી રવાના થઈ.

જ્યારે સલમા રવાના થઇને બકરાવાળો રાત્રે સુતો તો રાત્રે તેને ખીયાલ થયો કે ઓ હો, એ પરીરૂ ખુબસુરતને નાહક હાથમાંથી જવા આપી, દાગીનાને તે શુ કરું, તેણી

સાથે એક વખત દીલની મુરાદ પુરી કરી હતે તો બસ હતું, શું લાગ ખોયો ? કેવી એ વકુરી વાપરી; ખેર જે થયું તે થયું, હવે તેણીને મુકવી નહીં કેટલેક જશે તેની પાછળ જવું જોઈએ એ વીચારીને તેણીની પાછળ રવાના થયો. હવે શેહઝાદો અને વઝીરઝાદો બંને રખડતા ભટકતા તેજ કુવા પાસે આવ્યા, વઝીરઝાદો સમજ્યો કે હવે મારા બેદની વાત ખુલી થઈ જશે ને મારૂં આવી બન્યું, પણ માથા ન હોવાથી શેહઝાદે બચ્ચાઓને ઓળખ્યા નહીં, પણ એ માઅસુમો બે ગુનાહ નાના નાના બચ્ચાઓની લાશ જોઇને દીલ ભરાઇ આવ્યું ને લાશોને ગુશલ કફન આપી, દફન કરી આપીને રોઈ રોઇ વીદાયકરીને આગળ રવાના થયા, તો રસ્તામાં બકરાવાળો પણ ભેગો થયો તે ત્રણે જણ નદીને કીનારે ગયા, તે વખતે સલમા એક કીસ્તીમાં બેસીને રવાના થઇ ચુકી હતી, ત્યાં પાછળથી આ ત્રણે જણ બીજી કીસ્તીમાં બેસીને ગયા.

હવે સલમાની કીસ્તી પહેલાં પહોંચી કીસ્તીવાળે કહયું કે આ નવું મુસાફરખાનું બન્યું છે ત્યાં જાઓ તેમાં મુહેમાનોની બહુજ ખીદમત કરે છે, સલમા તેને કાંઈ આપીને ગઇ, ત્યાં ઓરતો ખીદમતગાર આવીને અલાહેદા મકાનમાં લઈ જઇને બેસારીને તરત જમવાનું ખાન લાવી. સલમાએ કહ્યું કે આ વખતે મારે ખાવું નથી ઘણી ખેંચ કરી પણ તે જમી નહીં, અને કહયું કે જો ફુરસદ હોય તો મારી પાસે બેસ કે કાંઇ વાતો કરીએ તે બેઠી તે વખતે પુછ્યું કે કહો આ મુસાફરખાનુ કોણે બનાવ્યું છે ? ખાદીમાએ જવાબ આપ્યો કે અહીંયાથી ઘણે છેટે એક ખુંતન કરીને શેહર છે ત્યાંની રહીસ સઇદા બેગમ કરીને છે તેણે આ મુસાફરખાનુ બનાવેલ છે; અને તે બનાવાનું કારણ એ છે કે તેની એક છોકરી બહુજ ખુંબસુરત નેક સીરત હતી તે કુંવારી મરી ગઇ.

" એક લડકીથી ઉસ્કી ગૈઅરતે માહ=બીન બીયાહી મરગઇ વોહ ઝીજાહ "
" ઉસ રોઝસે ઉસ્ને ઘરકો છોડા=મુંહ બેટેસે ઔર મીયાંસે મોડા "

તે દીવસથી તેણે અહીંયા એક મુસાફરખાનું બનાવ્યું, ને હવે પોતે તેમાં રહેછે, ને તેણીનો શવહર સઇદ અને દીકરો ફરખ બને જણ દર મહીને તેણીને મળવા અહીંયા આવ્યા કરે છે; એ મુજબ વાતો કરીને ચાલી ગઈ; અને કીસ્તીવાળાને વીચાર થયો કે અરે અવી પરીરૂ કીસ્તીમાં હતી ને તું કાંઇ કરી શકયો નહીં, એવો એકાંતનો વખત જવા આપ્યો ? એ ઠીક કર્યું નહીં માટે હવે તેની પાસે જઇને જો બને તો દીલની મુરાદ પુરી કરીએ એ વીચાર કરીને મુસાફરખાનામાં ગયો તો ત્યાં મરદો અને ઓરતોની જગ્યો જુદી જુદી હતી, વળી પરાયા મરદને ઓરતોની જગ્યોમાં જવાનો હુકમ પણ ન હોવાથી ફાંફાં મારીને ત્યાંજ અટકી રહયો હવે કુદરતે ખુદાથી તેજ દીવસ સઇદ અને ફરખને સઇદાબેગમને મળવા આવવાનો હતો, તેથી સાંજના વખતે તેઓ આવ્યા, અને તેઓની ભેગો મરદુદ નાપાક ઉસ્તાદ સાલેહ પણ આવ્યો, તેઓને સલમાએ ચીલમનની અંદરથી જોયા, થોડીવાર થઈ તો બીજી કીસ્તી પણ આવી પહોંચી ને તેમાંથી બકરાવાળો ને બાદશાહઝાદો તથા સાકેબ મરદુદ પણ ઉતરી તેજ મુસાફરખાનામાં આવ્યા, સલમા ઉતરેલી તેની પાસે મરદોનું મકાન હતું ત્યાંજ સાલીમ શેહજાદો ઉતર્યો, લોકોએ કહયું કે આ ઠેકાણે ન ઉતરો આગળ જગ્યો સારી છે પણ રાજા હટ તો સેહઝાદાઓમાં હોયજ,

કોઈનું કહેવું માન્યું નહી ને ત્યાંજ ઉતર્યો, સલમાએ અગરચે શેહઝાદાને ફકીરી હાલતમાં જોયો તોપણ ઓળખ્યો; પછી રાત થઈ તો વળી ખાદેમા સલમા માટે જમવાનું પુછવા આવી તેણીએ કહયું કે મારૂં પેટ ગમથી ભરેલું છે મને ખાવું નથી.

" કયા ખાઍં ભરા હુએ પેટ ગંમસે=ખાનેકે લીયે કહો ન હમસે

એ સાંભળીને ખાદેમા પાછી ગઈ, ને સઈદાબેગમને કહયું કે એક મહેમાન અજબ તરાહની આવીછે કે કોઇ રીતે ખાવાનું ખાતી નથી ને ગમગીન છે એમ કહેછે, સઈદાએ કેહવરાવ્યું કે મારા તરફથી ઘણીજ નમ્રતાઇ સાથે જઇને કહે કે મેહરબાની કરીને ખાઓ, ને જો તે છતા પણ નજ ખાય તો મારી પાસે બોલાવી લાવજે. એ મુજબનો પયગામ પહોંચાડયો તોપણ સલમાએ માન્યું નહીં, તેમ ભેગી પણ ગઈ નહીં તે વખતે સઈદાએ કેહવરાવ્યું કે મહેરબાની કરીને આવો ને જો ન આવો તો હું પોતે તમારી પાસે આવું છું, સલમાએ જવાબ મોકલ્યો કે હું આવવાનો ઇનકાર કરતી નથી પણ બીજા મેહમાનો જેઓને હું કહું તેઓને પણ બોલાવો તો હું આવું. સઈદાએ કહયું કે વગર ઓળખે બીજાઓને બોલાવવા તે શું હશે? ખૈર જે કહે તેને પણ લાવો, તેણીએ ફકત તેના મતલબના માણસોને બોલાવા કેહેલું એ હુકમ થવાથી તાલેબ નામનો માણસ તે મરદોને બોલાવા ગયો ખાદેમા સલમાને બોલાવા ગઇ, સઇદાએ સલમા માટે બેસવાની જગ્યો કરી સલમા આવવાથી ઘણીજ ઇજ્જત આબરૂ સાથે જગો આપી, અને તમામ ઓરતો કનીઝો ભેગી થઇ ગઇ, તે ચારે જણને બાહેર બેસાર્યા, સઅંદ ફરખ અને સાલેહ મરદુદ વીગેરે ત્યાં હતા, પછી સલમાની માએ સલમાને જોઈ તો લાંબી મુદતની છુટેલી વળી કુંવારી હાલતમાં જુદી થીએલી ને આ વખતે મોટી ઉમ્મરની થઈ બાલ બચ્ચાવાળી થઈ, વળી મુસીબતોના સબબથી ગમગીન અને સુકાઈ ગીએલી વીગેરે કારણોથી બરાબર ઓળખી તો નહી પણ તેણીના સામે જોઇ રહી, ને રોતી હતી. પછી એક જણીએ કહયું હવે તમામ જણ ચુપ શામાટે બેઠા છો જે મતલબ હોય તે કહો, ને સલમાને કહયું કે તમો કેહતા હતા કે મારા ગમની વાત કરવી છે તો લ્યો કહો બોલો ચુપ શું બેઠાછો ? તે ચાર જણને બોલાવા કહેલ તે પણ બાહેર બેઠા છે, પછી સલમાએ જાણીને પોતાની આવાજ બગાડીને પોતાપર ગુજરેલો કીસ્સો બયાન કરવો શુરૂ કર્યો.

" અપની બીતીહુઇ કહાની=યું ઉસને શુરૂઅકી ઝબાની "

ખુતન નામના શેહરમાં એક મોહટો નામવર તાજર હતો, તેને ખુદાએ બે ઔલાદ આપેલી એક છોકરો ને એક છોકરી, તેને ત્યાં એક મોલવી નોકર હતો, તેની છોકરીને પઢાવ તો હતો એક દીવસ તે બદબખ્ત તેણી ઉપર આશક થઈ બદકામની ખાહીશ કરી, પણ તે છોકરી તેના જેવી બેઈમાન ન હોવાથી પોતાની પાકદામની અને ઇજ્જત સાંચવવા માટે તેને ફરેબ આપીને તેના ફંદામાંથી ભાગી ગઇ, (મજકુર બાબત કહી તો સાલેહ મુંઝાણો સઅંદ ગુસ્સામાં આવ્યો), તેથી તેણે તે બીચારીપર તોહમત મુકીને તેણીના બાપને કાગળ લખ્યો, તેણીના બાપે તેને નેકબખ્ત પરહેઝગાર જાણી તેનું લખવું સાચું સમજી પોતાના છોકરાને તેણીને હલાક કરવા મોકલ્યો, તેણે આવી ન વીચાર કર્યો ન તપાસ કરી તે પોતાની

બેગુનાહ પાકદામન બહેનને ખરાબ સમજી પોતાની મા પાસેથી જબરાઈથી બાપની પાસે મળવાને બહાને લઈ જઇ બીયાબાન અને જંગલમાં મારી નાખવાનો સામાન તૈયાર કરી તલવાર ઉગામી, તે બીચારી પોતાનું બેગુનાહપણુ જાહેર કરતી રહી પણ તેના કેહવા પર જરાએ ધ્યાન ન કરતા તેનાપર તલવારનો ઘા કર્યો, કુદરતે ખુદાથી તે બીચારી પાકસાફ બેગુનાહ હોવાથી, તેના ભાઇનો હાથ સુકાઈ ગયો, તે વખતે તેણે બીજા હાથમાં તલવાર લઇ મારવા ગયો ત્યાં બીજો હાથ પણ સુકાઇ ગયો, પછી તો ઘોડો જંગલમાં લઇને ભાગી ગયો, ને તે બીચારી એવા બીયાબાન ઉજડ જંગલમા એકલી વરસો રહી, બાદ લાંબી મુદતે ખુદાએ ત્યાં ઇરાનના શેહઝાદાને મોકલી આપ્યો તેણે એ બીચારીને એવી ખરાબ હાલત ફકર અને ફાકામાં જોઈને પોતાને ઘેર લઈ ગયો, તેની મા અને બાદશાહે તેણીની ઘણી ઇજ્જત કરી માન આપી પોતાની દીકરી કરતા વધારે પ્યાર અને ચાહના કરીને આખર કુંવારી છોકરીને રાખીને શું કરે જેની તેને જરૂરત તે મુજબ અમલ કરી ખાસ તે પોતાનાજ શેહઝાદા સાથે મોહટી જાહો જલાલતથી શાદી કરી આપી. ને ખુદાએ તેણીને સાહેબે ઔલાદ કરી, એક દીકરો ને એક દીકરી આપી. જ્યારે ઘણા દીવસ અએશ અને આરામમાં ગુજર્યા તો તે છોકરીને પોતાની મા યાદ આવી, તેથી મળવા જવાની રજા માગી પણ બાદશાહે ગરમીના દીવસો હોવાથી મના કરી થંડીના દીવસોમાં જવાનું કહ્યું, જયારે ઠંડીના દીવસો આવ્યા તો પાછી તેણીએ જવાની વાત કાઢી તો બાદશાહ વીગેરેનો મત થવાથી તેને રજા મળી, પણ એકલી મોકલાય નહીં, ને વઝીરને કામ ઘણું, ને શેહઝાદાને પોતાથી દુર કરવો ને ભેગો મોકલવો એ મુનાસીબ નજાણતા વઝીરના છોકરાને ભેગો મોકલ્યો, બનવાકાળ તે બદબખ્ત ઘણી લાંબી મુદતથી તેણી પર ખાનગી આશક થએલો ને કોઈ મવકો હાથ આવતો નહતો, ને એ વખત બહુજ ગનીમત અને એકાંત અને નીરાંતનો સમજી રવાના થવાની બાદ સાતમે દીવસ ફરેબ કરીને તેણી પાસે આવ્યો કે શેહઝાદાનો કાગળ આવ્યો છે ને ખાનગી તમોને વાંચી સંભળાવાનો હુકમ છે એમ કહી તમામ ખીદમતગારોને છેટે કાઢી અંદર આવી હાથ ફેલાવી તેણીને બગલમા લઈ પોતાના મનની મુરાદ પુરી કરવા ચાહ્યું, ત્યાં તે પાકદામને એક ઝીડકી અને ધમકી આપી, તોપણ તે બેપરવા કે અહીંયા તેણીનું કોણ છે એમ જાણી ન ડરતા આગળ પગલા ભરવા ગયો, તેથી તે સમજી કે હવે આપણો એકેએ ઉપાય નથી; પણ જેને પાક રેહવું હોય તેને ખુદા બચાવે છે, તેણીએ હીમ્મત કરીને એકદમ નરમાસ પકડીને તેની સામે જાહેરમાં રાજી થઇને ખુશી જણાવી કે અરે હું તો મશકરી કરૂં છું, લ્યો મને કોઈ જાતની હરકત નથી, હું તમારી ખાહીશ પુરી કરવા તૈયાર છું, તમો ગાદી ઉપર બેસો હું જરા મોહરીમાં જઈ આવું, એવો ફરેબ આપી તંબુનો પરદો કાપી એકદમ સટકી ગઈ, (આ વાતો તે મરદુદે સાંભળી તો શેહઝાદાને કહ્યું કે ચાલો અહીંયા આપણું કામ નથી, એ સાંભળીને ફરખ બોલ્યો કે બેસો હમણુ જવાની રજા નહીં મળે) થોડીવાર થવાથી તે આવી નહીં તેથી તે જોવા ગયો તો ન હોવાથી પોતાના યારને લઇને પછવાડે ગયો, તે બીચારીને કોઈ જગો છુપવાની ન મળવાથી એક કુવામાં કુદી પડી તે મરદુદ પણ તેજ કુવા પર ગયો, ને બે માણસો કાઢવા ઉતાર્યાં તો તેણીએ હીમ્મત કરીને બનેના માથા ખંજર થકી કાપી નાખ્યા. પછી તે મર-

હુંહ તેણીને ડરાવવા માટે તેના નાના નાના બચ્ચા લાવીને બોલ્યો કે હજુ પણ બાહેર નીકળીને મારૂં કહ્યું કબુલ કર નહીં તો આ બન્ને બચ્ચાની જાન જવાની, તે પાકદામને કહ્યું કે ઇજ્જત અને આબરૂ પર એવા હજાર બચ્ચા કુરબાન છે, આ સાંભળીને તેને રહેંમ ન આવતા તે બનેના માથા કાપીને કુવામાં તેણી પાસે નાખ્યા.

આ અહેવાલ સાંભળીને શેહઝાદો એક આહ મારીને સમજી ગયો કે આ અહવાલ મારી ઓરતનો બયાન કરેછે. સલમાએ કહયું કે સાહેબ જરા સબર કરો આ કીસ્સો પુરો કરવા આપો પછી ખુબ પેટ ભરીને સરવે જણ પોત પોતાના હીસ્સાનું રોજો.

પછી દસ દીવસ સુધી તેજ કુવામાં પાણી પીઇને રહી અગીઆરમેં દીવસે એક બકરાવાળેઆવીને કાઢી, ને તે તેને ઝેવર આપીને કીસ્તી પર બેસી આ મુસાફરખાનામાં આવી. (આ અહવાલ સાંભળીને તે તમામ દુખયારા સમજી ગયા કે આતો અમારો અહવાલ છે, તે નામ લેતી નથી પણ અમારા સીવાય એવો બનાવ બીજા પર બન્યો હોય એમ લાગતુ નથી.) પછી કહયું કે કુદરતે ખુદાથી હજુ તે આવી ત્યાં તેણીનો શવહર અને તે મરદુદ અલીમ સકીબ જેણે રસ્તામાં એવા હાલ કર્યા તે, અને બકરાવાળો તથાં કીશ્તી વાળો એ ચારે જણુ આવી પહોંચ્યા; વળી તે તાજર તેનો છોકરો અને તે બદબખ્ત મોલવી એ પણ આવ્યા, હવે તે બીચારી ગમઝદી માટે ખાવાતું મોકલ્યું તે કેવી રીતે ખાય? હાસલ કલામ પછી તેણીએ ન ખાવાથી તેનું કારણ પુછવા અહીંયા બોલાવી, ને જેનો અહવાલ કહયો તે પોતેજ છે, પણ તેણીના મા બાપ અને ભાઇએ ઓળખી નહી.

જબ કેહચુકી દાસ્તાન વોહ સારી=કીઆંખસે જુએ અશ્ક જારી''

એ મુજબ કીસ્સો બયાન કરીને ઝાર ઝાર રોવા લાગી, અને પોતાના બચ્ચાના માથા સરવેની સામે કપડામાંથી કાઢી રાખ્યા. આહ આહ તે વખતનો બનાવ શું કેહવો? ગોયા કે કયામત બરપા થઇ સરવે જણા ઝારો નીઝાર રોવા લાગ્યા, પછી બાદશાહે સરફરાઝને બહુજ સમજાવી સરવેને ખામોશ કર્યા, પછી ફરખે ગુસ્સામાં આવીને એકદમ તે મરદુદ મોલવીને પકડીને તલવારથી ટુકડે ટુકડા કરી નાખ્યા, શેહઝાદે કહયું કે ઓ બીરાદર આ મરદુદ સાકેબને શા માટે જીવતો રાખોછો તેને પણ પુરો કરો ફરખે તે વખતે તે મલઉન શકીને પણ જહન્નમ વાસીલ કરી નાખ્યો.

પછી તમામ જણુ સસરો દામાદ અને સાસુ સાળો એક બીજા આપસમાં મળ્યા ને ઘણા ખુશી થઇ ખુતનમાં ગયા.

## પ્રકરણ દસમું, ફરખની શાદી શેહઝાદી સાથે થવી.



સલમાની માએ ખાહીશ કરી કે સલમાની શાદી થઇ તે તો ઠીક, પણ આપણે કાંઇ નજરે જોઇ નથી, ને અહીંયા આપણો જમાઇ પણ આવેલ છે માટે ફરીને શાદીની ધામધુમ કરે દીલની અરમાન પુરી કરીએ. સલમાએ સાંભળ્યું તો બોલી કે ઓ મા એ વાત

કાંઈ પસંદ કરવા લાયક નથી, માટે જો તમારી એવીજ મરજી છે તો હું એક વાત કહું છું કે ભાઈ ફરખની શાદી કરો, અને તેના માટે છોકરી ગોતવાની જરૂરત નથી કેમકે મારી નણંદ બાદશાહની દીકરી કુંવારી છે ને મને ખાત્રી છે કે તે આપશે.

આ વાત સઈદા બેગમને બહુજ પસંદ આવી તેથી પોતાના શવહરનો મત લીધો, તેણે પણ હા પાડી ને કહયું કે સલમા પોતાના શવહરને વાત કરે જો તે રાજી હોય તો તજવીજ કરીએ, સલમાએ પોતાના શવહરને એ વીશે પુછયું તો;

"બોલા હું સકર વોહ ગૈએરતે માહ=અરઝીમેં યેહી લીખખાહએ વલ્લાહ"

જવાબ આપ્યો કે મેં પણ મારા બાપને એજ બાબત કાગળમાં લખી છે માટે જવાબ આવવા દીયો.

જ્યારે બાદશાહને એ મતલબનો કાગળ પહોંચ્યો તો તેણે કહયું કે ઠીક અહીંયા લઈ ને આવો, એ મુજબ લખાણ આવવાથી તમામ ઘરના માણસો ઈરાન રવાના થયા; બાદશાહને ખબર પડવાથી ઈસતીકબાલ માટે માણસો મોકલ્યા અને ઘણીજ ખુંશી સાથે મળી સારો ઊતારો આપ્યો.

બાદશાહે પોતાની બેગમને પુછયું કે હવે તમારી શું મરજી છે? તેણીએ જવાબ આપ્યો કે તમો કરો તે બેહતર છે એમાં મને તે શું પુછવું? છોકરો બહુજ સારો છે વળી તેના મા બાપ નાણાવાળા અને સારા ખાનદાનના છે, તોપણ એટલું તો કહું છું કે આપણી દીકરી તેઓના મુલકમાં મોકલવા હું રાજી નથી, માટે અહીંયાજ રેહવાનું કહે તો આપજો.

બાદશાહે સાચંદને વાત કરી તેણે જવાબ આપ્યો કે સાહેબ આપના કદમ છોડીને ક્યાંઇ જવું નથી, અહીંયાજ રહીશું ને અહીંયાજ મરીશું.

પછી બાદશાહે પોતાની છોકરીની ધામધુમથી મોહટા જાહોજલાલથી શાદી કરી આપી, પોતાના દામાદને માલામાલ કરી આપ્યો.

## ફસલ સોળમી એક યહુદાણીનું નુરેઈમાન.

મનકુલ છે કે એક ગામમાં એક યહુદીની ઓરત હતી તે ઓરત બાતીનમાં છુપી રીતે મુસલમાન થીએલી હઝરત ઇમામ હુસએન અ૦ ઉપર દીલોજાનથી કુરબાન હતી, ને મરદની બીકથી પોતાનું ઇમાન છુપુ રાખતી હતી, ને જ્યાં આકાઇમામ હુસેન અ૦ ની મજલીસ થાય ત્યાં ખાનગી રીતે જઇને ગીરયા વઝારી કરતી હતી.

એક વરસ કોઈ એવો મવકો હાથ ન આવ્યો કે મજલીસમાં જાએ, તે સબબથી તે હમેશા બહુજ ઉદાસ અને ગમગીન રેહતી હતી. ત્યાં એક વખત એક મોઅમીનને ઘરે મજલીસ થઇ ને તેણીને ખબર પડવાથી જવાનો વીચાર કર્યો, પણ ઘરમાં તેજ દીવસે પોતાની કોમના તેણીના શવહરે ચાળીસ મહેમાનોને જમવાની દાઅવત કરેલી, ને હજુ સુધી મહેમાનદારીનો કાંઈ પણ સામાન તઇયાર કરેલ નહીં, તો પણ મોહબ્બતના જોશમાં એકદમ મજલીસમાં ગઈ. ને મજલીસ સાંભળવા ને રોવામાં એવી મશગુલ થઈ કે ઘરે

જાઇને મેહમાનદારીનો સામાન તૈયાર કરવાનો ખ્યાલ રહયો નહીં; એટલે સુધી કે સાંજ પડી ગઈ, ને મજલીસ ખતમ થઇને લોક ઘરે ગયા, તે વખતે એ ઓરતને ખ્યાલ આવ્યો કે આજ સાંજના મારે ઘરે મહેમાન આવશે ને મેં હજુ સુધી કાંઇ કર્યું નથી. એટલે સુધી કે બેસવા માટે બીછાના પણ બીછાવ્યા નથી, એવા વીચારથી તે પોતાના શવહરના ખૌફથી ધ્રુજતી ને પડતી (કે હવે મારો કેવો હાલ કરશે ?) ઘણી મુશકીલીથી ઘરે ગઈ, જ્યાં ઘરની અંદર પગ રાખે છે ત્યાં એકદમ મીસ્કો અંબરની ખુશબો આવવા લાગી હૈરતમાં પડી ગઈ કે આવી ઉમદા ખુંશબો ક્યાંથી આવે છે ? ત્યાં અંદર જોયું કે તમામ મકાન સણગારેલું ને ઊચી જાતજાતનું બીછાનું બીછાવેલું છે, ને ઠેકાણે ઠેકાણે કાફુરની શમા રવશન છે, ને બીલોરી ફાનસમાં રોશની થઈ રહી છે. ને મકાનનો અજબ બનાવ કરેલ છે, ને કેટલીક નુરાની ચેહરાવાળી બીબીઓ ઘરના કામ કાજમાં મશગુલ છે, તેઓની અંદર એક મોઅઝ્ઝુમા તન્નુર રોશન કરે છે, કોઈ બીબી કામ ધોવે છે, કોઈ ખાવું પકાવે છે, ને એક નાની એવી છોકરી રાતા કપડા પેહરેલા જેના કાન જખમી છે ઝાડુ કાઢે છે ને જ્યારે કોઈ બીબી તે બચ્ચી પાસેથી ઝાડુ માગે છે તો તે આપતી નથી.

હાસલકલામ એવો સામાન ને એ બીબીઓને જોઇને તે ઓરત વીચારમાં ને હેરતમાં પડી ગઇ. કે એ બીબીઓને ન ઓળખુ છું, ન મારા મોહલ્લામાં જોઈ છે, ને ન કોઈ ઠેકાણે ભાળેલ છે, ન મારી સાથે નાતો છે, ને મારા ઘરનું કામ કાજ શા માટે કરવા આવીયું હશે ? પછી જે બીબી કે તન્નુર પાસે હતા તેઓ પાસે જઇને અદબની સાથે સલામ કરીને હાથ જોડીને અરજ કરી કે અએ ખાતુને મોઅઝ્ઝુમા તમો કોણ છો ? કે મુજ કનીજે નાચીજ ગરીબને ઘરે બેહદ મોહટી મહેરબાની ફરમાવી;

આ સાંભળીને તેઓએ રોઇને જવાબ આપ્યો કે ઓ નેકબખ્ત તું આ વખતે ક્યાં ગઈ હતી ? તેણીએ કહ્યું કે હુંસએન ગરીબની મજલીસમાં ગઈ હતી; તે બીબીએ ફરમાવ્યું કે આહ હું આફતઝદી તેજ ભુખ્યા પ્યાસા હુંસએનની મા ફાતેમએ ઝહરા છું તું મારા ગરીબ મઝલુમ ફરઝંદની મજલીસમાં ગઈ હતી. ને અહીંયા તારા ઘરે મહેમાન આવવાવાળા હતા, તે મારાથી કેમ જોવાએ કે તને તારો શવહર ઠપકો આપે ને ઇજા પહોંચાડે, ને તું મહેમાનોની સામે શરમીંદા થા; તો એજ સબબથી અમો તારા મહેમાનોની દાઅવતનો સામાન તાઇયાર કરવા આવ્યા છીએ, તે મારી દીકરી ઝએનબ, આ ઊમ્મેકુલસુમ, ને તે બચ્ચી તેજ હુંસએનની દીકરી સકીના છે, મેં મારા હાથે ખાવું પકાવ્યું છે, ને આ બીબીયોએ બીછાનું બીછાવ્યું છે, એ મુજબ ફરમાવીને એ બીબીઓ નજરેથી ગએબ થઈ ગયા.

એજ વખતે તેણીના શવહર ચાળીસ મેહમાનને લઇને આવ્યો; મીશક ( કસ્તુરી ) અને અંબરની સુગંધ આવવા લાગી અને અજબ તરાહનો બનાવ પણ જોયો હશે એ કુલ હકીકત ઓરતને પુછી, ઓરતે તમામ હકીકત કહી સંભળાવી, પણ તેને ખાત્રી થઈ નહીં, ને જમવા બેઠા, જ્યાં હાથ લાંબો કરે છે ત્યાં એકાએક ગએબથી આવાજ આવી કે

ખબરદાર ઇમાન લાવ્યા સીવાય ખાવામાં હાથ નાખશો નહીં, કેમકે આ ખાવાનું ખાસ પયગંમબરે ખુદા મોહમ્મદ મુસ્તફા સ૦ ના હાથનું પકાવેલું છે, એ આવાજ સાંભળીને તેઓ હેરતમાં પડી ગયા. ને તેણીને ફરીને હકીકત પુછી તે મોઅમેનાએ તેજ મુજબ ફરીને કુલ વાત કહી, એ વખતે તેણીનો શવહર તથા ચાળીસ મેહમાન મળીને તમામ જણુ ઇમાન લાવી મુસલમાન થયા. ને તે દીવસથી તેઓ હમેશા આકા ઇમામ હુસએન અ૦ ની મજલીસો કરતા હતા; અને એક રીવાયતમાં એમ છે કે તેઓ જ્યારે પોતાના ઘર પાસે આવ્યા ને ઘરમાં જવા ચાહ્યું ત્યાંજ એક બુઝરગવારે આવીને કહ્યું કે ખબરદાર ઇમાન લાવી હઝરત મોહમ્મદ મુસ્તફા અ૦ ની પયગંમબરીનો ઇકરાર કર્યા સીવાય અંદર દાખીલ થશો નહીં, કેમકે આ મકાન જનાબે ફાતેમએ ઝહરા ખાતુને જન્નતે સણુગાર્યું છે. તો એજ વખતે તે સરવે મુસલમાન થઈ પછી અંદર ગયા, ને તે મોઅમેનાને તમામ હાલ પુછ્યો ને તેણીએ તમામ કએફીયત કહી.

## ફસલ સતરમી ઇમામ હુસએન અ૦ ની મોહબ્બત માટે જાન માલ અને આબરૂ કુરબાન કરનાર એક ઓરત.

મનકુલ છે કે જે વખતે અહલેબએતનો કરબલામાં લુટાએલો કાફેલો શામની નજીક પહોંચ્યો; તો યઝીદે હુકમ આપ્યો કે મારી તમામ રઈયત હુસએનના કતલની ખુશી કરે ને ધામધુમ અને બનાવ સણગાર કરે;

તેના શેહેર બાહેમાં ઓહીયત શામી કરીને એક મરદુદ હતો, ને તેની ઓરત નેક બખ્ત દીનદાર અહલેબએતની મોહીબ્બા હતી, તે મૌલા અલી અ૦ ના હાથપર ઇમાન લાવેલી અને તેણીએ મવલા ઇમામ હુસએન અ૦ ને ખોળામાં બેસારીને રમાડયા હતા; મજકુર વખતે એટલે યઝીદે જ્યારે એ મુજબ હુકમ કર્યો તો તે ઓહીયત શામીએ એ મજકુર પોતાની ઓરતને હુકમ કર્યો કે યઝીદે પોતાના દુશમનપર ફતેહ પામી છે ને અમોને ખુશાલી કરવાનો હુકમ આપ્યો છે, માટે તું પણ બનાવ સણગાર કરીને ખુશાલીની તૈયારી કર !!! આ સાંભળીને તે મોઅમેનાએ પુછ્યું કે તમો કહો છો કે યઝીદે પોતાના દુશમનપર ફતેહ પામી છે, તો તે દુશમન મુસલમાન હતો કે કાફર હતો ? ને કયાંનો રહીશ હતો, તેણે જવાબ આપ્યો કે તે મુસલમાન અને મુસાફર હતો, તેણીએ પુછ્યું કે તેનું શું નામ હતું ?

આ સાંભળીને તે નામ બતાવામાં અચકાણો કેમકે તે બદબખ્ત જાણતો હતો કે તેની ઓરત અહલેબએતની મોહીબ્બા છે. વળી તેણીએ પુછ્યું કે તેનું નામ તો બતાવો કે કોણ હતો ? તેણે કહ્યુ કે શામાટે જબરાઈ કરે છે ? તને નામથી શું કામ છે? તેણીએ કહ્યું કે મને બીજો કાંઇ મતલબ નથી પણ સાંભળું છું કે યઝીદે ખાનદાને રીસાલતનો દુશમન થયો છે, ને અરબમાં અહલેબએત સીવાય બીજું કોઇ મોટું ખાનદાન નથી. ને હાલ હઝરત રસુલે ખુદાના ખાનદાનમાં ફકત જનાબે ઇમામ હુસએન અ૦ સીવાય બીજું કાંઇ નથી, ખુદાવદે કરીમ તેઓને મોહીબોના સરપર સલામત રાખે;

આ સાંભળીને તે મરદુદ નાપાક ઉઠીને ચાલ્યો ને કાંઇ જવાબ આપ્યો નહી, ઔરતે છેડો પકડી લીધો ને કહયું કે તેં બરાબર ખુલાસો નહીં કર્યો, આ તારા ભરમ ભરેલા બોલવાથી મારૂં દીલ ધડકે છે, ને ઘણી જાતના વહેમ અને શક આવે છે: માટે જ્યાંસુધી સાફ સાફ નહીં કહે ત્યાંસુધી છેડો નહીં મુકું. મરદુદે કહયું કે નકામી વાત ન કર, તને તો હરએક રીતથી અમારી ખુશી મનજુર રાખવી જોઇએ. ઉપરાંત અગર તેજ હુસએન કતલ થયા હશે તો શું કરીશ ? મોઅમેનાએ કહયું કે જે કરીશ તે જોજે, આ કલામ સાંભળીને તે મલઉન ગુસ્સામાં આવ્યો ને બોલ્યો કે લે તેજ હુસએન કતલ થયા છે.

આ સાંભળીને મોઅમેનાએ મોહું અને માથું હાથે કરીને કુટી લીધું, ને બોલી કે હાય અફસોસ જનાબે રસુલે ખુંદા સ૦ ના નવાસાને શહીદ કર્યા, ઓ મલઉન કેવો ગઝબ છે ? કે જનાબે ફાતેમાહ અ૦ તો વાળ ખોલીને રોતા પીટતા બેહીશ્તની બાહેર નીકળે ને હું ઘરમાં બનાવ સણગાર કરૂં ? અરે તારા પર ને તારી ખુશાલી પર ખુદાની લાઅનત થાય; એ મુજબ કહીને ઘરથી બાહેર નીકળીને ચાલી, ને બોલી કે હવે તારા ઘરમાં રેહવું હરામ છે.

તે વખતે તે ઓહીયત મલઉને દોડીને તે બીચારીના વાળ પકડી ખેંચીને યઝીદના દરબારમાં લઈ ગયો, યઝીદ પલીદને બીજું શું સુજે ? તેજ વખતે હુકમ આપ્યો કે એ ઓરતને લઈ જઇને કતલ કરો. આ હુકમ થવાથી તે મરદુદ પોતેજ તે બીચારીને લઇને બાહેર ગયો ને જમીનપર બેસારી તલવાર ખેંચીને બોલ્યો કે હજુ પણ હુસએનની મોહબ્બત છોડી આપ તો તને મુકત કરૂં: ઓરતે કહયું કે એ મારાથી કેમ બને? કે જે ખુદાનો પ્યારો નબીનો લાડલો હોય તેની મોહબ્બત છોડી આપું. અરે તે જનાબને હઝરત રસુલે ખુંદા સ૦ ખભા પર ચડાવતા જીબરઇલ ઝુલો ઝુલાવતા હતા.

પછી તે મરદુદ મલઉન શકીએ હાથ ઊંચો કરીને તલવાર મારવા ઉગામી, ત્યાં તે નેકબખ્તે માથું નીચે કરીને જનાબે મઝલુમે કરબલાની ખીદમતમાં અરજ કરી કે અય હુસએન ગવાહ રેહજો કે હું તમારી મોહબ્બતમાં કતલ થાઉછું, એ મુજબ તેણીએ કહયું ને તે મરદુદ તલવાર મારવા ચાહતો હતો ત્યાં તેજ વખતે તે હાથ સુકાઇ ગયો; તે મરદુદે બીજા હાથમાં તલવારને મારવા ગયો ત્યાં બીજો હાથ પણ સુકાઇ ગયો; તો કાંઇ ઇલાજ ન ચાલ્યો તો મોઢામાં તલવાર લઇને મારવા ગયો; એકદમ આગનો ભડકો થઈ, તે મરદુદ નાપાક શકી પલીતને બાળીને ખાક કરી નાંખ્યો.

આ બનાવ જોઇને ત્યાં તમાશો જોવા ઉભેલા લોકોમાં શોર અને પોકાર થયો કે લ્યો ઇમામ હુસએન અ૦ ના મોઅજીઝાથી ઓહીયતશામી બળીને ખાક થઈ ગયો, યઝીદને આ બનાવની ખબર પડી તો ડર્યો અને વીચાર્યું કે અગર આ બાબતની શેહરના તમામ લોકોને ખબર પડશે તો લોક મારાથી ફરી જાશે એથી હુકમ કર્યો કે તે ઓરતને સાંકળમાં જકડીને કેદમાં નાંખો એ હુકમ થવાથી તે બીચારીને કેદખાનામાં મોકલી આપી જ્યારે તે બીચારીને કેદમાં નાખી તો કેદના ઉપરીને હમેશા રોઇ રોઇને પુછતી હતી કે મેં સાંભળ્યું છે કે અરબનો સરદાર કતલ થયોછે તેઓના અહલેબએત કેદ થઇને અહીંયા આવેછે માટે કહો તેઓ કયારે આવશે.

પછી જ્યારે અહલેબએતનો કાફલો શામમાં આવ્યો ને ચારે તરફ શોર અને પોકાર થયો; તેથી તે મોઅમેના ચોકીદારોને પુછવા લાગી કે આજે ગામમાં શોર અને પોકાર કેમ થાય છે? તેઓએ જવાબ આપ્યો કે અએ ઓરત હમેશા જે કએદીઓ વીશે પુછતી હતી તે કએદી આ વખતે ગામમાં આવે છે, આહ જ્યારે તે બીચારીએ આ મુજબ સાંભળ્યું તો તમામની સામે હાથ જોડીને કેહવા લાગી કે મારા પગમાં સાંકળ છે તેથી તમને ખાત્રી થશે કે હું ભાગી નહીં જાઉં, માટે જો મને રજા આપો તો કેદખાનાના દરવાજાપર ઊભી રહીને તે લોકોને જોઉં કે કેવા છે. તમામને તેણીની આજેજી પર રહેમ આવી; તેથી બોલ્યા કે ભલે ચાલ દરવાજાપર ઊભી રહીને જો.

રજા મળવાથી તે મોઅમેના દરવાજાપર આવીને ઊભી રહી, ને જ્યારે અહલેબએતના શહીદોના સર કેદખાનાની પાસે પહોંચ્યા તો જનાબે ઇમામે હુસએન અ૦ નું સર મુબારક જે નેઝાપર હતું તે નેઝો ખુલી મલઊનના હાથમાં હતો, તો તેજ વખતે ખુલીના હાથમાંથી મજકુર નેઝો છુટીને જમીનમાં ધુસીને ઊભો રહયો, તેણે ઘણી મહેનત કરી પણ તે નેઝો ઊખડયો નહીં; લાચાર થઇને નેઝાપરથી સર ઊતારી લેવા ચાહયું તો તે પણ ઊતર્યું નહીં, તો તે વખતે બીજો કાંઈ ઇલાજ બાકી ન રહયો તેથી નેઝાને કાપી નાખવા લાગ્યો, ત્યાં એકદમ બીહામણી આવાજ આવી કે એ શખશ આ શું કરે છે? અરે હુસએન ગરીબ પોતાની મોહીબ્બાને જુવે છે, એ આવાજ સાંભળીને ખુલી મરદુદ ડર્યો ને ગશ ખાઇને જમીનપર પડી ગયો.

આ બનાવ જોઇને શીમર ડરી ગયો, ને કાંઈ વીચારીને બીમારે કરબલા ઇમામે મઝલુમ ઝએનુલ આબેદીન અ૦ ની પાસે ગયો, ને હઝરતને જે સાંકળથી જકડેલા તે પકડીને ખેંચતો ખેંચતો તે નેઝાની પાસે લઈ ગયો ને બોલ્યો કે તમારા બાપનું માથું નેઝાથી નીચે ઊતારો; હઝરતે ફરમાવ્યું કે તમો શા માટે ઊતારતા નથી? આ સાંભળી ખબીસ નાપાક હરામઝાદા શીમરે નહસ બદબખ્ત શકીએ અઝલીને ગુસ્સો આવ્યો તેથો તાઝીયાનો લઇને કેહવા લાગ્યો કે મારા હુકમ મુજબ કરો વધારે બોલવાની જરૂરત નથી.

આહ મોઅમેનીન બીમારે કરબલા શું કરતે? નેઝાની પાસે આવીને પોતાના પંદરે બુઝુરગવારના સર મુબારક તરફ અફસોસની નજરથી રોઈ રોઇને કેહવા લાગ્યા કે અએ બાબા તમામ વાંસો જખમી થઇ ગયો છે, હવે મારાથી તાઝીયાનાના માર ખવાતા નથી, તમોને શું મનઝુર છે? એ મુજબ કહીને શીમરને કહયું કે એ શીમર અહીંયા એક મોઅમેના મારા બાપના સરના દીદારની મુસ્તાક છે ને તમાશો જોવાવાળાઓની ભીડથી તેની નજર પડતી નથી, તો જ્યાં સુધી તે ઓરત મારા બાપના સરની ઝીયારત નહી કરી લીએ ત્યાં સુધી સર મુબારક આગળ નહીં ચાલે; આ સાંભળીને શીમરે સરવે લોકોને સામેથી હટાવી દીધા તો જોયું કે એક ઓરત પગમાં સાંકળ પેહરેલી કેદખાનાના દરવાજા પર ઉભી છે, ને ઇમામ હુસએન અ૦ નું સર મુબારક તેણીની સામે ગૌરથી જોઈ રહ્યું છે; હઝરત ઇમામ ઝએનુલ આબેદીને તેણીને પાસે બોલાવી તે આવીને ચારે તરફ જોવા લાગી. આપે પુછ્યું કે શું જુવે છે? તેણીએ જવાબ આપ્યો કે નાનપણમાં હુસએનને ખોળામાં રમાડયા હતા, ને તેને હવે તો ઘણી લાંબી મુદ્દત થઇ, હઝરતની દાઢી પણ સફેદ થઇ ગઇ હશે, તેથી અટલા સરમાં ઓળખી શકતી નથી, માટે બતાવો કે મારા શેહઝાદાનું કયું સર છે?

હઝરતે ઈશારો કરીને ફરમાવ્યું કે જેને તું ગોતે છે તેજ બુઝરગવાર તારા તરફ જોઇ રહ્યા છે, જો એ સર મુબારક ઇમામ હુસએન અં૦ નું છે. તેજ વખતે તેણીએ તે સર તરફ નજર કરીને પોતાનુ માથુ કુટી લીધું, ને ચાદરનો છેડો ફેલાવીને કહેવા લાગી કે અએ શેહઝાદા તમારી મોહબ્બતમાં મેં બેડીયું પેહરી, કએદી થઇ, અએ આકા લાંબી મુદ્દત થઈ કે મારી ગોદથી છુટયા છો, માટે આ વખત આવો તો કલેજાથી લગાડું.

**રાવી** કહે છે કે એ મુજબ તે નેકબખ્ત બોલી ત્યાં તેજ વખતે શૈરન હઝરતનું સર મુબારક નેઝાપરથી ઉચું થઇને તેણીના ખોળામાં ગયું. તેણીએ છાતીથી લગાડી સુકાઇ ગીએલા હોઠ ઉપર મોઢું રાખ્યું, ને બએન કરવા લાગી કે અએ મારી ગોદના પાળેલા તારો અવો હાલ કોણે કર્યો ? અરે એક દીવસ રસુલે ખુદા સ૦ ખભાપર ચડાવતા હતા, ફાતેમાની ગોદથી જુદા થતા નહતા, આજે તમારૂં સર નેઝાપર ચડયું છે, ને બેસર લાશ કોણ જાણે ક્યા જંગલમાં પડી છે, બચપણીમાં બેહીસ્તના હુલ્લા પેહર્યા હતા, ને આજે તમારી લાશને કફન પણ મળ્યું છે કે નહી ? હાય અફસોસ કોણે દફન કર્યા હશે ? અરે મરદલોકોમાંતો કોઇ બાકી રહ્યુ નહીં, ઓરતો અને બચ્ચાઓ કેદ થઇને શામમાં આવ્યા,

શીમર મલઉને જોયું કે ઝાઝીવાર થઇ તોપણ તે ઓરત હઝરતના સરને મુકતી નથી, તેથી તાઝીયાનો લઇને પાસે ગયો ને એવા ઝોરથી તે બીચારી મોઅમેનાને તાઝીયાનો માર્યો કે તેણીનો વાસો ફાટી ગયો; તેણીએ **નજફ** તરફ મોઢું કરીને અરજ કરી કે અએ મુશકીલકોશા આપ જુઓ છો કે દુશમન વગર કારણે મને મારે છે, માટે મારી મદદ ફરમાવો આહ આહ એકાએક એક આવાજ આવી કે ઓ બાઈ તને એક તાઝીયાનો વાગ્યો તેના પર સબર કરી શકી નહીં ? અરે મારી ઝએનબને જો કે કરબલાથી અહીંયા સુધી તાઝીયાના પર તાઝીયાના માર ખાતી આવી છે.

પછી હઝરત ઈમામ ઝએનુલ આંબેદીને તે બીચારીનો હાથ પકડીને ફરમાવ્યું કે આંખો બંદ કરી લે, ત્યાં લોકોએ જોયું કે બેડીયું તો પડી રહી ને તે ઓરત ગએબ થઈ થઈ.

**સુબહાનલ્લાહ** દીનદારી અને ઈમાનદારી એને કહે છે કે આકાની મોહબ્બતમાં જાન માલ અને આબરૂથી કુરબાન થાય, એવી ઓરત કે ઘરબારની પરવા ન કરી ને આકાની મોહબ્બત માટે તમામ ચીજો કુરબાન કરી.

## ફસલ અઢારમી એક નેકબખ્ત મોઅમેના ઓરતે હઝરત અલી અં૦ની મોહબ્બતમાં તેઓનાજ વખતમાં પોતાની જાન ખોવી અને ઈમામ હુસએન અં૦ ની મોહબ્બતમાં રોઝે આંશુરા પોતાના ફરજંદને પોતાની નજરની સામે આકાપર કુરબાન કરવો*

વાંચનાર જરા અંજબતો થશે મૌલા અલી અં૦ ના જમાનામાં જે ઓરતે જાન ખોઇ, તે રોઝે આશુરા ક્યાંથી ?

મનકુલ છે કે કુફાની અંદર એક ઓરત **કમર** નામની બહુજ દીનદાર મોહીબ્બે

અહલેબએતે અતહાર હતી; ને હઝરત અલી અ૦ ઉપર બહુજ એતેકાદ રાખતી હતી, હમેશા ગામની ઓરતો પાસે મૌલાના ફઝાએલ બયાન કરતી હતી, ને હઝરતની મોહબ્બત ફેલાવતી હતી; ને મઆવીયાહની મઝીમ્મત કરતી હતી ને તે હકપર નથી એ જાહેર કરતી એટલે સુધીકે ઘણી ઓરતોને રાહેરાસ્ત ઉપર લાવી મૌલા અલી અ૦ ની મોહબ્બત માં મજબુત કરી, પછી જ્યારે એ બાબતની માઅવીયાહને ખબર પડી તો તે ઓરતને કેદકરીને પોતાના દરબારમાં બોલાવીને કહ્યું કે મેં સાંભળ્યું છે તુ મને બરહક ગણતી નથી ને હમેશા મારી મઝીમ્મત કરે છે આ સાંભળીને બેધડક એકદમ તેજ વખતે તે મોઅમેના બોલી કે હકીકતમાં અમીરૂલ મોઅમેનીન હકે ઉપર છે, ને જો તુ હક ઉપર હોતો હું એક સવાલ પુછુછું તેનો જવાબ આપ, તેણે કહ્યું કે પુછ શું પુછે છે? કમર મોઅમેનાએ પુછયું કે ખુદાએ નવ આસમાન પેદા કર્યા છે તેના જુદા જુદા નામ બયાન કર.

એ સવાલનો જવાબ આપી શક્યો નહીં, ને શરમીંદા થઈને વીચાર્યું કે આ બાબતની જો લોકોને ખબર પડશે તો તે મારાથી ફરી જશે માટે આ જીવતી રહે તે ઠીક નહીં, એમ વીચારીને તે બીચારીને જાનથી મારી નાખવાનો હુકમ કર્યો, ને તેજ વખતે તેના માણસોએ તે નેકબખ્ત બીચારીને મારી નાખીને લાશ ઉકરડાપર ફેંકી દીધી. જ્યારે તેણીના શવહર અબ્દુલ્લાહને ખબર પડી કે મારી ઓરતને મારી નાખીછે તો તેની લાશ ઉકરડાથી ઉપાડી ગુસલ કફન આપીને દફન કરી આપી.

જ્યારે એ બે બનાવની ખબર જનાબે અમીરૂલ મોઅમેનીન અલી ઇબ્ને અબીતાલેબ અ૦ ને પડી તો તેણીના શવહરને ઘરે જઈ તેને ભેગો લઇને તે મોઅમેનાની કબર પર ગયા; તો ત્યાં જોયું કે કબરના ચારે ખુણા ઉપર એક એક સફેત પંખી બેઠેલું છે ને તે દરેક પંખીની ચાંચમાં અનાર (દાળમ) ના દાણા છે, તે કબરમાં એક બાંકોરૂં છે, તેની અંદર એક પંખી જાય છે ને ત્રણ મુરગ બાહેર રહે છે ને તે પંખી અંદરથી બાહેર આવી આવીને તે પંખીઓની ચાંચમાંથી અનારના દાણા લઈ જાય છે. એ જોઈને હઝરતે તેણીના શવહરને કહ્યું કે મારી મોહબ્બતનું ફળ જોયું? કે ખુદાએ તારી ઓરત માટે ચાર ફીરીસ્તા મુકરરર કર્યા છે કે તેઓ જન્નતના મેવા ખવરાવે છે. એ મુજબ ફરમાવીને હઝરતે બેરકાત નમાઝ પડીને ખુદાવંદે કરીમની દરબારમાં દોઆ અને મુનાજાત કરી કે અએ પરવરદીગારા બેહક્કે મોહમ્મદ વઆલે મોહમ્મદ આ નેકબખ્ત મોઅમેનાને ફરીને દોબારા હયાત અતા ફરમાવ!

હજુ હઝરતની દોઆ પુરી થઈ ન હતી કે એકદમ તેજ વખતે તે ઓરત કબરમાંથી જીવતી થઈને બાહેર આવી; ને મૌલાના કદમ પર પડી ગઈ. હઝરતે તેની કએફીઅત અને અહેવાલ પુછયો; તેણીએ જવાબ આપ્યો કે યામવલા તમારી મોહબ્બતના સબબથી હું જન્નતમાં સએર કરતી હતી ત્યાં એકાએક એક ફીરીસ્તાએ આવીને કહ્યુંકે અમીરૂલ મોઅમેનીન વસીએ ખતમુલ મુરસલીન તમોને બોલાવે છે, તેથી તે વખતે મને હકે તઆલાએ દુબારા હયાત બખશી નેહું આપની ખીદમતમાં આવી છું માટે હવે શું હુકમ છે તે બયાન ફરમાવો.

હઝરતે ફરમાવ્યું કે ખુદાવંદે કરીમ તને બીજા ચાળીસ વરસ સુધી દુનીઆમાં હ-
યાત રાખશે. ને તને એક ફરઝંદે અરજુમંદ ખુદા અતા ફરમાવશે ને તે રોઝે આશુરા
ઝમીને કરબલામાં મારા ફરજંદ ઈમામે હુસએનની કુમક અને મદદ કરીને તેનાપર પોતાની
જાન કુરબાન કરીને શહીદ થાશે. પછી કેટલીએક મુદ્દત બાદ ખુદાવંદે કરીમે તેણીને એક
ફરજંદ આપ્યો, ને તેનું નામ "વહબ" રાખ્યું, ને એ એજ વહબ બીન અબ્દુલ્લાહ
કલબી છે જેનું બયાન મોહોરમમાં આપણે મજલીસોમાં પડીએ અને સાંભળીએ છીએ
કે તેણે એવી વફાદારી એવા એન અએશ આરામના વખતમાં કે હજુ શાદી કરે ફક્ત
તેરજ દીવસ થયા હતા ત્યાં આકાપર જાન કુરબાન કરી જેમકે મનકુલ છે કે

ફંસા જબ શાહ ઉસ દશ્તે જફામે=હુએ એક કરયા નવાહે કરબલામે*
વહાંથી એક ઔરત નેક અંજામ=ઔર ઊસકા એક બેટાથા વહબ નામ*
હુઇથી ઉસ જવાંકી કદ ખુદાઇ=નઈ દુલહનથી ઘર ઉસકે મે આઇ*
સુની ઉસ નેક ઔરતને જો અખબાર=કે હુએ નરગેમેં પયગમબરકા દીલદાર*
ઉઠા દુન્યા વ માફીહાસે વોહ આસ=ગઇ રોતી હુઇ અપને પીસર પાસ*

સાર—મનકુલ છે કે જે વખતે જનાબે ઈમામ હુસએન અં૰ ને ઝાલીમોએ કાગળો
લખી લખીને મદીના છોડાવીને કુફે બોલાવ્યા ને ઈમામ હુસએન અં૰ તેઓના બોલાવાથી
મદીના અને મક્કા છોડીને કરબલામાં પહોંચ્યાતો તે મલાઇનોએ ચારે તરફથી હઝરતને ઘે-
રી લીધાને મહેમાનીને બદલે સખત દુશમને જાન થયા, તે વખતે કમર મોઅમેના કરબ
લાની બાજુના એક ગામડામાં રેહતી હતી ને પોતાના વહબ દીકરાની થોડા દીવસ થયા
શાદી કરી હતી,તે કમરને ખબર પડીકે ઇમામ હુસએન અં૰ ને ઝાલીમોએ કરબલાના મએ
દાનમાં ઘેરી લીધા છે, તેથી એકદમ રોતી રોતી પોતાના છોકરાની પાસે ગઈ.

લગી કહને જીગર અપનેકે તઈથામ=કે અએ દોદીન બીયાહે અએ નીકુ નામ*
રવા કબ હુએ કે તુ હો ઘરમેં ખુરસંદ=હો નરગે બીચ પયગંમબરકા ફરઝંદ*
મંએતબ બખશુંગી તુજહ કો દુધકી ધાર=તુજહે જબ ખુનમે દેખુંગી સરશાર*

સાર—અને પોતાના કલેજાને પકડીને કહેવા લાગીકે અએ બેટા નેકનામ અગર મેં
તારી શાદી કરી ફક્ત થોડાક દીવસ થયા છે, પણ એ કેમ બને? પયગંમબરે ખુદા મોહ
મ્મદ મુસ્તફાસ૰ ના ફરજંદ દુશમનોમાં ઘેરાએલા હોય, ને તું ઘરમાં આરામ અને ચએન
થી બેસે. માટે ઓ બેટા હરગીઝ હરગીજ એ નહીં બને, ને જ્યાં સુધી આકા ઉપર
તુ જાન ફીદા નહીં કરીશ ત્યાં સુધી મારૂં દુધ બખશીશ નહીં ઓફરઝંદ અગરચે તારી
જુદાઇ મને ઘણીજ નાગવાર છે, પણ શું કરૂં? કે ફાતેમએ ઝહરાની કમાણી આ જંગલ
માં લુટાઈ જાય એવું લાગેછે; નેહઝરત ઈમામ હુસએન ફરઝંદે રસુલથી તું મને પ્યારો નથી;

એક રીવાયતમાં છે કે કરબલાના મએદાનમાં તે કમર એક તરફ ઉતરી હતી ને
આકા ઈમામ હુસએન અ૰ ના અહવાલ પોતાની નજરે જોતી હતી તેથી પોતાના દીકરાને

કહ્યું કે ઓ ફરઝંદ તું જુવે છે ? કે ઇમામ હુસએન અં૦ વારંવાર પોતાના ખએમા તરફ અફસોસની નજરથી જુવે છે. સવારથી જેમ જેમ કોઈ આ ફોજમાંથી શહીદ થાય છે તેમ હઝરતની બેચએની વધતી જાય છે, ઓ બેટા વફાદારી અને દીલાવરીનો આજેજ વખત છે, માટે તું પણ હવે આકાપર જાન કુરબાન કર.

કહા ઉસ્ને જઝા કલ્લાહ માદર=હુઈ તુ મુજહકો રાહેદીંકી રાહબર*
મગર મુજહકો તુદે એકદમકી મોહલત=કેમએ દુલહનસે ટુક હોલું જો રૂખસત*
યેહ કેહ અપની બનીકે પાસ આયા=સુખન રૂખસતકા ઉસ્કે તંઈ સુનાયા*
કહા અએ નેક ઝન પાકીઝા અવકાત=મએ તુજહસે પુછને આયાહું યેહબાત*
નબીકે ઘર ઉપર હુએ બેકસી આજ=ઘીરા હુએ નરગેમેં ઇબને અલી આજ*
સો મંએઅબ તુજહકો બખશાનેહું આયા=તેરેસે મહર બખશાને હું આયા*

સાર—જ્યારે એ મુજબ વહબે પોતાની માનું ફરમાન સાંભળ્યુ તો બોલ્યો કે જઝાકલ્લાહ ઓ માદર, (ઓ મા તમને ખુદા નેક બદલો આપે) કે તમોએ મને દીનનો અવો ઉમદા રસ્તો બતાવ્યો, પણ હવે જો જરા રજા આપો તો મારી ઓરતથી રજા લઉં; કેમકે મને શાદી કરે હજુ ફકત સતર દીવસ થયાછે; ને તે બીચારી પોતાના સગાઓથી જુદી પડીને અહીંયા આવી છે તે હજુ કોઇ સાથે હળીમળી પણ નથી, કમરે કહયુ કે અએ બેટા હું મના કરતી નથી, પણ એટલુ ધ્યાનમાં રહે કે ઓરતોની અક્કલ નાકીસ હોય છે, તેથી એવું ન થાય કે એની વાતો સાંભળીને મોહબ્બતના ફંદામાં આવીને અવા મોહટા કામથી બેનસીબ રહે.

હાસલ કલામ પછી વહબ પોતાની ઓરત પાસે ગયો, ને પોતાના મતલબની વાત કહીને રજા માગી, ને બોલ્યો કે ઓ નેકબખ્ત ઓરત હું તમારી પાસે મહર બખશાવાને રજા લેવા માટે આવ્યો છું, કેમકે આજે નબી સાહેબના ફરઝંદને ઝાલીમોએ નરગામાં ઘેરી લીધા છે, અગરચે રીતભાતથી ઊલટું છે કે તેં હજું મારી સાથે જુજ દીવસ ગુજાર્યા ત્યાંજ તને છોડીને મરવા જાઉં, પણ શું કરૂં લાચાર છું કે હઝરત ઇમામ હુસએન અં૦ ઊપર અવા અવા ઝુલમ થાય ને તેઓ બલામાં ગીરફતાર હોય ને હું ઘરે ચએનથી બેસું. ને પોતાની જાન છુપાવું;

કહી દુલહનકે અએ શખશે નેકુનામ=કુંબુલા મંએને સર આંખોસે યે કામ*
પર ઇતની શર્ત હું કરતીમેં બેઆસ=કે મુજહકોભી તુલેચલ શાહકે પાસ*
મુજહેદે સોંપ ઉસ મીરે ઉમમકો=સીફારીશ કર મેરી અહલે હરમકો*
દુયમકર શાહકે આગે યેહ ઇકરાર=કે જબ રોઝે કયામત હો નમુદાર*
નમેરી યાદ તુ દીલસે ભુલાવે=મેરે બીન કસરે જન્નતમેં ન જાવે*

સાર—એ સાંભળીને તેની ઓરત નેકબખ્ત કેહવા લાગી કે અફસોસ છે કે ઓરતો માટે જહાદ કરવાનો હુકમ નથી, નહીં તો હું પણ આ વખતે આકા પર પોતાની જાન કુરબાન કરતે, હવે તમારી એવીજ મરજી છે તો હું કહું છું તે મુજબ અમલ કરો એકતો એકે મને હઝરત પાસે લઇ જઈને હઝરતના હરમમાં મને સોંપો બીજું એકે હઝરતની સામે ઇકરાર કરો કે કયામતના દીવસે મને મુકીને એકલા બેહીસ્તમાં જવું નહીં,

ગરજ રૂખસત હો બીબીસે વો દીદાર=ગયા માં પાસ વાંસે બાંધ હથીયાર*
પીસરકો ઔર બહુકો લેવો માદર=ગઇ વાં થા જહાં શાહે પયગમબર*
કહી અએ નુરે ઝુતે કીબરીયાઇ=મંએ તેરે વાસ્તે ફીદયા હું લાઇ*
ફીરા મંએદાંસે તેરે યાવરોંકો=તસદુક હોને દે ઇસ નવ જવાંકો*
ઇસે લે આઇ હું મંએ સર કટાને=કમાઇ મેરી લગને દે ઠીકાને*
તેરે આગે અગર યે સુરખરૂહો=તો મુજહકો દોજહાંમે આબરૂ હો*

સાર—પછી બિબી પાસેથી વહબ પોતાની માં પાસે હથીઆર બાંધીને ગયો અને કમર પોતાના દીકરા અને વહુને લઇને હઝરતની પાસે ગઇ, ને અરજ કરીકે યા હઝરત હું તમારા માટે ફીદયો લાવી છું, માટે આ વખતે તમારા અસહાબોને મએદાનથી પાછા ફેરવો ને આ નવ જવાનને કુરબાન થવા આપો, કે મારી કમાણી ઠેકાણે લાગે, ને બને જહાનમાં મારા માટે આબરૂ અને ઇજ્જતમાં વધારો થાય. પછી તે દુલહને હઝરતને કહયું કે યા મવલા મને અહલેહરમમાં સોંપો ને મારા શવહરથી ઇકરાર અને કબુલાત લીઓ કે મને મુકીને પહેલે જન્નતમાં ન જાએ. તે વખતે વહબે અરજ કરી કે યા મવલા હું ઇકરાર કરૂં છું કે આ મારી ઓરતને મુકીને જન્નતમાં નહીં જાઉં.

ઝહે ઉસનેક ઔરતકા કલેજા=પીસરકો કયા હુએ સાબીત હો કે ભેજા*
દીયા જબ વહબકો શહને ઇજાઝત=ચલા મએદાનકો વો ખુશ ઇરાદત*
મુબારઝ જો બરાબર ઉસકે આયા=બયક ઝરબત ઝમીં ઉપર ગીરાયા
નમુંહસે બોલતાથા દુશમનોંસે=સુખન કરતાથા ખંજરકી ઝબાંસે*
ગીરાથા ઉન્કે ઉપર મીસ્લે ઝએગમ=કીયા એકદમમેં સારી ફોજ દરહમ*

સાર—સાબાશ છે એ ઓરતને કે પોતાના ફરજંદને મરવા માટે મોકલ્યો, એ વખતે વહબ હઝરતની રજા લઇને દુશમનોપર તુટી પડયો ને શેરની જેમ જઇને હુમલો કરી ઝાલીમોને કતલ કરવા લાગ્યો, એટલે સુધી કે થોડીજ વારમાં તમામ ફોજને વીખેરી નાખી, ને સામે આવે તેને તલવારથી મારી નાખતો તલવાર સીવાય જબાનથી વાત પણ કરતો નહતો.

ગરઝ હો ચુર ઝખ્મોંસે વો નૌશાહ=ફીર આયા રનસે વોહ દર હઝરતે શાહ*
દે બોસા બર રીકાબે અફઝલુન્નાસ=ગયા લોહુમેં લાલ અપની દુલહન પાસ*

સાર—પછી લડતા લડતા ઝાલીમોના ઝખમથી પોતે ચુરચુર થઇ ગયો, હઝરતના આખેરી દીદાર માટે રનથી મૌલા પાસે આવ્યો, મૌલાના રીકાબ ઉપર બોસો આપીને પછી પોતાની દુલહન પાસે ગયો,

અભી કહતેથે બાહમ દીલકે યેહ રાઝ=મુબારઝકી ઉઠી જો રનસે આવાઝ*
દુલહનસે બાતભી કહને ન પાયા=સદા સુનતેહી ફીર મએદાંમેં આયા*
ગીરી ઉસકે ઉપર સબ ફોજ એકબાર=યેહ તનહા ઔર હઝારોંથે વો ગદાર*
લગે ઝખ્મ ઔર ભી હુએ હાથ ઉસકે=ઉડે પીછેસે દોનોં હાથ ઉસકે*
તો ઇબને સાઅદને દેખ ઉસકો લાચાર=દીયા સર કાટનેકા હુકમ યેકબાર*

સાર—હજુ દુલ્હે અને દુલહન આપસમાં બરાબર વાત પણ કરવા પામ્યા નહતા ત્યાં રનથી પોકાર થયો કે કોણ લડવા આવે છે? એ આવાજ સાંભળીને વહબ દુલહન પાસેથી તરત પાછા મએદાનમાં ગયા, આહ આહ કઈ કલમથી લખું અંજબ મુસીબતનો અહેવાલ છે કે તેજ વખતે ઝાલીમોએ ઘેરો કરી લીધો, ને બંને હાથ કાપી નાખ્યા, બે ઇબને સાઅદે માથું કાપવાનો હુકમ આપ્યો.

---

સર ઉસ્કા જબકે કાફેરને કટાયા=મુકાબીલ લશકરે દીં કે ફેંકાયા*
જો સર ઉસ્કેપે દુલહનકી નઝર ગઇ=મુંહ અપના ઉસ્કે મુંહપર ધરકે મરગઈ*
જો દેખી ઉસ્કી માદરને યેહ સુરત=કે હુઇ બેટે બહુકી અબ યેહ નૌબત*
પકડ ખએમેંકી ચુબ ઔર દોડ આઇ=સફે અઅદા પે મીસ્લે શેર આઇ*
ઝને સાબીત કદમને ચુબસે માર=કીયેથે તીન કાફેર વહાંપે ફીન્નાર*

સાર—પછી તે મલઉનોંએ વહબનું માથું કાપીને હઝરતના લશકરમાં ફેંક્યુ, જ્યારે વહબના સર પર દુલહનની નજર પડી તો તેઓના મોઢા પર મોંઢું રાખીને આહ કરીને મરી ગઈ, ને તેઓની માં કમરે આ હાલ જોયો કે દીકરો અને વહુ બંને ગુજરી ગયા તો ખએમાની લાકડી લઇને કાફરોપર તુટી પડી ને ત્રણ મલઉન ઝાલીમોને તે લાકડી થકી મારીને જહનમની આગમાં પહોંચાડી આપ્યા.

---

કે ઇસ્મેં શાહને ઉસ્કો ફીરાએ=તસલ્લી દે કે યું ઉસ્કો સુનાએ*
કે બસ અબ સબ્રકર અએ નેક અંજામ=જહાદો જંગ નહીં ઔરાતકા કામ*
રહી વોહ નેક ઝન પાકીઝા ઈમાન=કીયા બેટેકો યું લીલ્લાહ કુરબાન*
જીગર અપનેકો હાથોંસે કટાયા=પીસરકો ઇસ તરાહ રનપર ભીજાયા*
કીયા જો હકને યેહ અંજામ ઉસ્કા=રહા તારોઝે મહશર નામ ઉસ્કા*

સાર—પછી હઝરતે કમરને કહયું કે એ નેકબખત બસ હવે સબ્ર કર જહાદ અને જંગ કરવો તે ઔરતોનું કામ નથી, એ સાંભળીને કમર ચુપ રહી.

કેમ સાહેબો? ઔરતના દીલને જોયું કે કેવી પાકીજા અને દીનમાં કામીલ હતી. કે, દીકરા અને વહુને પોતાના હાથથી કુરબાન કર્યા, ને બંને જહાનમાં નેક નામ મશહુર થયું. "નાજી" કહે છે કે સુબહાનલ્લાહ દુનીઆમાં અવી પણ ઓરતો થઇ ગઈ છે કે દીનઇસલામ માટે બાદશાહથી ન ડરતા હકદીન જાહેર કરતી હતી, ને આખર બાદશાહે બોલાવીને પુછ્યું તોપણ ખરેખરી હકીકત કહી આપી. ને તેથી શહીદ થઈ; વળી બીબીઆએ જીવતી કરી ને રોઝે આશુરા પોતાની નજરની સામે દીકરાને પણ લડવા મોકલીને આકાપર કુરબાન કર્યો, વળી દીકરો પણ કેવો દીનદાર કે પોતાની જાન કુરબાન કરવામાં જરાએ આનાકાની કરી નહી; ને દુલહન પણ એવીજ દીનદારકે હજુ થોડા દીવસ શાદીથીએ થએલા તોપણ પોતાના શવહરને તરત રજા આપી.

અફસોસ એઓની હાલતપર કે દીનની મદદ એક વરસ પણ સેહજ થોડી બાબત માટે દીનને છોડી આપે ને બેઇમાન થઈ જાય.

# અહેવાલ નવમો.

## ખાસ અક્કલમંદ અને હુશીઆર ઓરતોના અહેવાલ.

### તેની અંદર ચાર ફસલો છે.

## ફસલ પહેલી એક હકીમના સવાલોના જવાબ આપનાર અક્કલમંદ છોકરી.

મનકુલ છે કે યમન મુલકના શહેરમાં એક મોગલ હકીમ (વઇદ) બહુજ હુશીઆર ચાલાક અને અકકલમંદ હતો; તેણે પોતે શરત કરેલી કે પોતા જેવી હુશીઆર અને ચાલાક ઓરત મળે તોજ શાદી કરવી; ઘણી તપાસ કરતો હતો પણ એવી ઓરત મળતી નહતી એક વખત મુસાફરીએ ગયો રસ્તામાં એક અરબ શખશ સાથે રીફાકત થઈ, હકીમે અરબને કહ્યું કે અએ ભાઇ તું મારો રફીક થયો માટે હવે બરાબર રીફાકત કરજે અરબે કહ્યું કે સાહેબ શું કરૂં? હકીમે કહ્યું કે ભાઇ રસ્તો કાપનારી ચીજ લાવ તો રસ્તો કાપી નાખીએ એટલે આપણે જલદી પહોંચી જઇએ; અરબે કહ્યું કે અએ મોગલ આ બીયાબાનમાં એવી ચીજ ક્યાંથી મળે? હકીમ સાહેબ સમજ્યા કે અરબ અણસમજુ છે. વળી થોડે છેટે ગયા તો હકીમે કહયું કે અએ બીરાદર પહેલે તું મારાપર બેસીસ કે હું તારાપર બેસું અરબે કહયું કે અએ અંઝીઝ હું તમારી પાગડી ઊપાડી શકું એટલી શક્તિ નથી, તો તમને કેમ ઊપાડી શકુ? તેમજ તમો પણ મને ઊપાડી નહીં શકો આ સાંભળીને હકીમ સમજ્યો કે આ તદન નાદાન છે; પછી થોડે છેટે ગયા તો રસ્તામાં અનજ વાવેલું તેના નાના છોડ ઊગીને તમામ જગ્યો લીલી થઇ ગઇ હતી, હકીમે અરબને પુછયું કે અએ ભાઈ આખેતરની નીપજ ખાઈ ગયા છે કે હવે ખાશે? આ સાંભળવાથી અરબ બોલ્યા કે અએ અજમ (મોગલ) અજબ નાદાન શખશ છો, હજુ આ ખેતરમાં અનાજના ઝાડ બરાબર ઊગ્યા નથી તેને ડુંડીઓ લાગી નથી ત્યાં તુ પુછે છે કે એ ખેતરની નીપજ ખાઈ ગયા હશે કે હવે ખાશે? હકીમ સમજ્યો કે એ બીચારો અરબ તદન જાહીલ છે; પછી તો તે દીવસ આખો કાંઈ વાત કરી નહીં; બીજે દીવશે એક ગામડામાં પહોંચ્યાં તો જોયું કે એક શખશ ગુજરી ગયો છે, તેથી તેના જનાઝાપર મઇયીતની નમાઝ પડયા; પછી હકીમે પોતાના રફીક અરબને પુછયું કે આ જીવતો હશે કે મરી ગયો હશે? આ સાંભળવાથી અરબે કહ્યું કે તારા દીવાનાપણાના સુખનોનો હું જવાબ આપવાથી લાચાર છું અરે તારા જેવું બેવકુફી ભરેલું કોઈ પણ પુછે નહીં, અરે આ મઇયીત છે તે નજરે જુવે છે તેનાપર નમાઝ પડયા, હવે તેને દફન કરવા લઈ જાય છે, જે તુ પુછે છે કે જીવતો છે કે મરી ગીઓ એ અજબ છે. પછી હકીમ કાંઈ ન બોલતા ખામોશ રહ્યો.

પછી ચાલતા ચાલતા અરબનું ગામ આવ્યું, અરબે વીચાર કર્યો કે આ મોગલ મુસાફર છે તે ક્યાં જશે કોને ઘરે ઉતરશે; ને આપણો રસ્તાનો રફીક છે માટે આપણે ઘરે મહેમાન કરીએ એમ વીચાર કરીને હકીમને પોતાના ઘરે લઈ ગયો; અરબની એક છોકરી હતી તે બહુજ ખુબસુરત રૂપાળી અને તે સાથે અક્કલવાળી અને ઘણીંજ હુશીઆર પણ હતી; તેણીની આદત એવી હતી કે જ્યારે તેનો બાપ મુસાફરીએથી ઘરે આવે તો રસ્તાનો અહેવાલ પુછે તો પોતાના રીવાજ પ્રમાણે આ વખતે પણ પોતાના બાપને રસ્તાનો અહેવાલ પુછયો; અરબે કહ્યું કે અએ દીકરી આ વખતે એક એવો નાદાન અને બેવકુફ મોગલ મારી સાથે થયો છે કે તેની બેવકુફાઇની હદ નથી; અરે દીકરી તેના જેવો નાદાન અને બેઅક્કલ બીજો કોઈ જોયો નથી; રસ્તામાં દીવાનપણાની વાતો કરતો હતો, ને હું બહુજ કંટાળી ગયો; એ મુજબ કહીને તરત રસ્તાની તમામ હકીકત બયાન કરી ને બોલ્યો કે અએ દુખ્તર (દીકરી) બેવકુફોના જવાબમાં ખામોશી બેહતર સમજી તેની સાથે વધારે વાત કરી નહીં ને તેને આપણે ઘરે મહેમાન તરીકે લાવ્યો છું.

આ કએફીયત અને હકીકત સાંભળવાથી છોકરી બહુજ હુશીઆર અને ચાલાક હોવાના સબબથી તે હકીમની દાનાઇને પોતાના બાપની નાદાની સમજી તે બોલી કે અએ બાવાજાન તે શખશ બેવકુફ નથી બલકે તેના સવાલોથી તે બહુજ આકીલ અને ફાઝીલ લાગે છે, તે તેની વાતો તમોજ સમજ્યા નથી; તેણે તમોને અજમાવા માટે એ સવાલો કર્યા છે. જુઓ! તેણે પહેલે કહયું કે રસ્તો કાપવાની ચીજ લાવ! તો રસ્તો ઓછો થઈ જાય તેનો મતલબ એકે કોઈ એવી વાત અને કીસ્સો કહો કે તેના સબબથી રસ્તો જલદી કપાઈ જાય, ને રસ્તાનું છેટાપણું વરતાએ નહીં; બીજો સવાલ કર્યો કે તમો મારાપર બેસો છો કે હું તમારાપર બેસું? તેથી મતલબ એકે પહેલે તમો કીસ્સો શરૂ કરો છે કે હું શરૂ કરૂં? ત્રીજી વખતે તેણે પુછયું કે આ ખેતરનું અનાજ ખાઈ ગયા હશે કે હવે ખાશે તેથી મતલબ એકે એ ખેતરવાળાઓએ તે દાણા ઉપર પહેલેથી કરજ કરીને તેની કીંમત ખાઇ ગયા હશે કે હવે ખાશે; અને ચોથી વખતે જે મઈયીત જોઈને કહ્યું કે આ માણસ જીવતો છે કે મરી ગયો છે તેથી મતલબ એકે, તેની પાછળ તેનું નામ યાદગારી તરીકે રહે એવી કોઇ ચીજ હશે કે નહીં, ને તે યાદગારીની ચીજ ફરજંદ હોય, અથવા કોઇ કીતાબ બનાવી ગયો હોય, અથવા મસજીદ કે મદરેસો બનાવ્યો હોય, એમાંથી એક પણ ચીજ હોય તો તે જીવતો સમજવો અને અગર જો તેમાંથી એકેએ ચીજ ન હોય તો તે મરી ગયો સમજવો.

અએ બાવાજાન તમારી ખતા થઇ માટે મોગલ પાસે માફી ચાહો, ને તેને તેના કહેલા સુખનોના આ મુજબ જવાબ આપો તો મને બેવકુફ સમજ્યો હશે તે ન સમજે ને અએ પદર આલીમની સોહબ્બતમાં બેસવું ને તેના નસીહતના કલામો સાંભળવા બહુજ ફાયદાકારક છે.

પછી તે અરબ મોગલની પાસે ગયો ને તેની પાસે માફી ચાહીને બોલ્યો કે સાહેબ રસ્તામાં મારૂં મગજ ઠેકાણે નહતું હું વીચારમાં હતો તેથી આપની વાતોનો વાજબી

જવાબ આપ્યો નહીં, પણ હવે હું પોતાને ઘરે પહોંચ્યો મગજ ઠેકાણે છે માટે તેં તમારા સવાલોના જવાબ સાંભળો! એમ કહીને દીકરીએ સીખવેલા જવાબ કહ્યા; એ સાંભળીને હકીમે કહ્યું કે અએ ભાઇ તમોએ જવાબ આપ્યા તે બરાબર છે, પણ હું ખાત્રીથી કહું છુકે આ જવાબો તમોએ કહ્યા તે તમારી સમજ અને અક્કલથી કહ્યા નથી, માટે છુપાવો નહી ને સાચી વાત કહો કે કોણે બતાવ્યા? અંરબ સમજ્યો કે આ વખતે સાચું બોલવા સીવાય છુટકો નથી તેથી કહ્યું કે અએ સાહેબ મારી એક દીકરી બહુજ અકલમંદ હુશીઆર છે, કે તે મોહટા મોહટા આલીમોને પોતાની સામે કોઇ ચીજ ગણતી નથી; તેણીએ આ જવાબ મને સીખવ્યા છે.

આ સાંભળવાથી હકીમ તે છોકરીની મુલાકતનો બેહદ આતુર થયો, તેથી બોલ્યો કે અએ ભાઈ અગર રજા આપતો તારી છોકરી સાથે કાંઇ સવાલ જવાબ કરૂં; અરબે રજા આપી હકીમે તે છોકરી સાથે કેટલીએક વાતો કરી તેથી સમજ્યો કે અ-લબત્ત છોકરી બહુજ હુશીઆર અને ઇલમવાળી છે, હકીમ એવી ઓરત સાથે શાદી કરવા ચાહતો હતો ને એવીજ ઓરત ન મળવાથી પોતાની શાદી કરતો નહતો; કુદરતે ખુદાથી પોતાની મરજી અને ખાહીશ જેવી છોકરી નીકળી આવી, તેથી તે અંરબને પુછ્યું કે સાહેબ આપની દીકરી કુંવારી છે કે કેમ? અંરબે કહ્યું કે કુંવારી છે, પછી હકીમે પોતાની મરજી જણાવી, અંરબે પણ કબુલ કરીને પોતાની છોકરી સાથે તેની શાદી કરી આપી. હકીમ બહુજ ખુશી થયો ને બોલ્યો કે ઘણા વરસ થયા એવી ઓરતની તલાશમાં હતો પણ મળી નહીં, ને જ્યારે તેનો વખત આવ્યો તો વગર તલાશે મળી ગઈ, કેહવત છે કે **"જોયી'દાયાબી'દા"** એટલે જે તલાશ કરે તે પામે. પછી એ ઉમદા મન પસંદ નેઅંમત મળવાથી ખુદાનો શુકર કર્યો.

એ મુજબ હકીમ ખુશી થયો ને બોલ્યો તે સાંભળી છોકરીએ કુરઆનની આયતથી જવાબ આપ્યો કે, **"વલલઝીંના જાહદુફીના, લનહદેયન્નહુમ સોબોલના"** મતલબ એકે ખુદા ફરમાવે છે કે જે કોઇ અમારી રાહમાં કોશીશ કરીને હંક વાત તપાસે છે, તો અમો તેને સીધી અને રાસ્ત રાહ બતાવીએ છીએ. હકીમે આ આયત સાંભળીને તેનાં જવાબમાં આ આયત કહી, કે **"હાઝામીન ફઝલે રબ્બી"** એટલે આ મારા પરવરદીગારનો મારા પર ફઝલ છે,

## ફસલ બીજી આબીદ અને આલીમ કરતા, વધારે હુશીઆર અને પરહેઝગાર એક છોકરી.

મનકુલ છે કે બગદાદની પાસે એક આબીદ બંદગીનું મકાન બનાવીને રેહતો હતો પોતાની નેવુ વરસની ઉમ્મર થઇ, ત્યાં સુધી હમેશા પરહેઝગારી અને નેક અઅંમાલમાં મશગુલ હતો. એક વખત કુરઆન પડતા પડતા આ આયત પડવામાં આવી કે ખુદા ફરમાવેછે કે "વનકેહુલ અયામામીન કુમ વસ્સાલેહીના મીન એબાદે કુમ વએમા એકુમ ઇનયકુનુ ફોકરાઅ યુગનેહે મુલ્લાહો મીન ફઝલેહી વલ્લાહે વાસેઉન અલીમ" (એ આયતની તફસીર અને ખુલાસો નીકાહના બાબમાં આવી ગીએલ છે.)

"જ્યારે આ આયત નીકાહ કરવાના બાબમાં વાંચી તો વીચારમાં પડી ગયો, ને હઝરત રસુલે ખુદા સ૦ ની હદીસ પણ યાદ આવી કે હઝરતે ફરમાવેલ છે કે "અનીકાહો સુનતી, ફમન રગેબા અંનસુનતી ફલયસામીની" એટલે નીકાહ કરવા મારી સુનંત છે ને જે કોઈ મારી સુનતથી મોડું ફેરવે તે મારામાંથી નથી એથી મજકુર આબીદ એક આંલીમની પાસે ગયો, (ને તે આંલીમ બહુજ ઇલિમવાળો અને ફાઝીલ હતો કે એ વખતમાં ત્યાં કોઈ પણ એવો આંલીમ ન હતો.) ને કહયું કે હું તમારી પાસે એક બાબતનો મશવેરો કરવા માટે આવ્યો છું, માટે હું જે પુછું તેનો મશવેરો જે કાંઈ તમારા નેક વીચારમાં આવે તે આપો. એમ કહીને પોતાની તમામ હકીકત બયાન કરી.

આ સાંભળીને આલીમે જવાબ આપ્યો કે ઓરત કરવી તે બહુજ સારૂ નેક કામ છે, કે તેથી દીન અને નફસ જળવાય છે, ને ખુદાની બંદગીમાં વધારો થાય છે, માટે કોશીશ કરો ને ઓરત કરો, પણ માલવાળી ને રૂપાળી એ બાબતની તપાસમાં ન રેહવું, કેમકે એવી બાબતો તપાસીને ઓરત કરે તેને આખર પસતાવું પડે છે. પણ સારા નેક ઇસિમતી ખાનદાનની મરદની તાબેદારી કરે એવી ઓરત કરો ને રૂપાળી ખરાબ આદતવાળી ઓરતથી તો બહુજ પરહેજ કરજો કેમકે કેહવત છે કે—

"ઝને બદ દરસરાએ મરદે નીકુ=હમ દરઇં આલમ અસ્ત દોઝખે ઊ*
"ઝીનહાર અઝ કરીને બદઝીનહાર=વકેના રબ્બના અઝા બનાર*

મતલબ એ કે નેકમરદના ઘરમાં બદઓરત હોય તો, તે મરદને જીવતા દોઝખ જેવું છે, માટે ખરાબ ઓરતથી બચો ને ખુંદા પાસે દોઆં કરો કે અંઝાબથી બચાવે.

આ સાંભળીને આબીદે કહ્યું કે અએ સાહેબ હવે મને કયા ખાનદાનની ઓરત કરવા માટે ફરમાવો છો. આંલીમે જવાબ આપ્યો કે સાલેહા, માબાપ તરફથી ઇલમ સીખેલી, મરદને દોસ્ત રાખે ને બચ્ચા થતા હોય એવી ઓરત જે ઘરમાં કદમ રાખે તે ઘર ખએર અને બરકતથી આબાદ થઈ નુરાની થાય છે, વીગેરે કેટલીએક બાબતો કહી. તે વખતે આંબીદે કહ્યું કે અએ સાહેબ અવી મોટી ઉમ્મર થઈ તે વખતે ઓરત કરવા બાબતનો વીચાર થયો ને અવી તાકીદની બબર પડી, એમ કહીને પોતાને ત્યાં ગયો, ને તેજ રાત્રે પોતાના મુરીદોને બોલાવીને કહ્યું હું નીકાહ કરવા ચાહું છું, માટે કોઇ નેક ખાનદાનની તપાસ કરો; કે હઝરત રસુલે ખુંદા સ૦ ની પએરવી કરૂં, અફસોસ કે અટલી મુદત સુધી એવી નેઅંમતથી મહરૂમ હતો.

મુરીદોએ જવાબ આપ્યો કે તમો જલદી અને ઉતાવળ ન કરો અમો તે વીશે વીચાર કરીશું. આંબીદે કહ્યું કે તમામ કામમાં ઊતાવળ ન કરવી પણ કારેખૈરમાં ઊતાવળ કરવી સારી છે.

તે વખતે એક મુરીદે કહ્યું કે સાહેબ અગર આપની મરજી હોય તો મારી એક છોકરી બાલેગ અક્કલવાળી સાલેહ અને પાકદામન પરહેઝગાર છે, જો ફરમાવો તો આપની ખીદમતમાં લાવીને હાજર કરૂં. આંબીદે કહ્યું કે લાવો.

આ સાંભળીને તે શખશ પોતાને ઘરે ગયો ને ચાદર ઓઢાડીને લાવ્યે; આંબીદે તેજ વખતે તેની સાથે નીકાહ કર્યા; ને મુરીદો પોતાને ઘરે ગયા. પછી આંબીદે

તે છોકરી સાથે વાત ચીત કરી છોકરી પણ તેની પાસે બેઠી ને પોતાની ડાબી અને જે-મણી બાજુ જોતી હતી. ત્યાં તે ઇબાદતખાનામાં લોટા અને ચટાઈ જોઈ તેથી ઉઠી વઝુ કરીને એરકાત નમાઝ પડી, ને ઘરમાં ફરવા લાગી ને બીજા ઘરમાં ગઇ તો જોયું કે કેટલોએક દુનીયાદારીનો સામાન પડેલો છે. ને તે સામાન પણ અમીરોના ઘર જેવો જો-યો; તેથી આંબીદ પાસે આવીને કેહવા લાગી કે સાહેબ હું તમને તવક્કલવાળા ફકત દીનદાર જાણતી હતી, ને તમો પણ દરવેશીનો દાવો કરો છો તે છતાં આ દુનીઆદા-રીનો સામાન શા માટે ભેગો કર્યો છે ? ! અરે સાહેબ દુનીઆ અને આખેરત કેવી રીતે ભેગી થાય ? કેહવત છે કે **"હુબ્બુદ દુનીયા, રાઅસો કુલ્લે ખતીયાત"** એટલે દુ-નીઆની મોહબ્બત તમામ ગુનાહોનો સરદાર છે. ફકર અને દરવેશી અવલીયાઓને પસંદ હતી વીગેરે કેટલાંક નસીહતના કલામ કહ્યા.

આ સાંભળીને આંબીદ બોલ્યો કે સુબહાનલ્લાહ મને એવી ખાત્રી નહતી કે ઓર-તો પણ અવી નેક થતી હશે: આ છોકરી તો મોહટા આંલીમ કરતા વધે એવી છે. ને દુનીઆમાં અવી ઓરતો પણ છે.

પછી પુછયું કે અએ ઓરત તું તારા શવહરને ઘરે આવી તો જેહેઝ શું લાવી છો? તેણીએ જવાબ આપ્યો કે જેહઝમાં સબર કરવાવાળું તન, શુકરકરવાવાળું દીલ, અને ઝીકર કરવાવાળી જબાન લાવી છું. આ કલામ આંબીદને બહુજ પસંદ આંવ્યા. વળી આંબીદે પુછયું કે તને કાંઈ હુન્નર આવડે છે ? તેણીએ જવાબ આપ્યો કે બાગબાની મેવા અને દાણા વાવવાનું કામ જાણું છું ને કરૂં છું; આંબીદે કહ્યું કે તારી પાસે એ સામાન કયાં છે ? છોકરીએ કહયું કે મારૂં દીલ જમીન છે, નેક અંમલ મેવાના ને દાણાના બી છે; આંખોના ચશમાનું પાણી તેને પાવા માટે તૈયાર છે, ને એ ખેતીનું કામ કાજ કરવા માટે હાથ પગ સામાન છે, ને જ્યારે એ બગીચામાં મેવા અને અનાજ થાય તો ખુંદાની તવક્કલના મએદાનમાં ભેગા કરૂં છું, ઇબાદતની મોગરીથી દાણા કાઢીને આખેરતની શોખની હવાથી કચરો ઊડાડીને સાફ કરૂં છું; ને ખુંદાની રહમતના ખઝાનામાં ભેગા કરૂં છું. ને તેનો એવઝ સુલતાને આંદીલ (ખુંદા) ની દરગાહથી મળવાની ઊમ્મેદ રાખુ છું, વીગેરે. આ કલામ સાંભળવાથી આંબીદ બેહોશ થઇ ગયો, જ્યારે હોંશમાં આવ્યો તો પોકાર પાડીને કેહવા લાગ્યો કે અએ છોકરી નેવુ વરસની ઊમ્મરમાં હું આ બાબતો સીખ્યો હવે કેવી રીતે કરૂં તે બયાન કર.

છોકરીએ જવાબ આપ્યો કે મોઅમીનના દીલમાં દસ **બોસ્તાન** ( બગીચા ) છે ૧–લો, બોસ્તાન તવહીદનો; ૨–જો, ઈલમનો; ૩–જો, હીલમનો; ૪–થો, ઇખલાસનો; ૫–મો, તવાઝોઅંનો (નમ્રતાઈ) ૬–ઠો, સખાંવતનો; ૭–મો, કીસમતનો; ૮–મો, રેઝાનો; ૯–મો, તવક્કલનો; ૧૦–મો, ઊમ્મેદનો.

આ સાંભળીને આબીદ બોલ્યો કે આ બોસ્તાન કેવી રીતના છે ? ને તેને શું કરવું જોઇએ ? છોકરીએ જવાબ આપ્યો કે પહેલો બોસ્તાન તવહીદનો એટલે ખુદાને એક કરીને જાણવાનો છે તેને સાફ અને પાકીજા રાખે, ને શુબહા અને શકના કાંટા અને કચરાને કાઢી નાખે. બીજો બોસ્તાન ઇલમનો છે તેની અંદરથી નાદાની અને જાહીલપણાના કચરાને

કાઢી નાખવા. ત્રીજો બોસ્તાન હીલમનો છે તેમાંથી અદાવત અને હસદના કાંટાને કાઢી સાફ કરવા. ચોથો બોસ્તાન ઇખલાસનો છે એટલે તમામ અઅંમાલ ખાલીસ ખુદાની ખુશી માટે કરવાને લોકોને બતાવવાની નીયતના કાંટાને દુર કરવા. પાચમો, બોસ્તાન તવાઝોઆંનો. તો તેની અંદરથી તકબ્બુરાઇ અને અહંકારના કચરા અને કાંટાને કાઢો નાખવા. છઠો બોસ્તાન (બગીચો) સખાવતનો છે, તો તેની અંદરથી બખીલાઇ અને કંજુસપણાના કાંટા અને કચરાને ફેંકી દેવા. સાતમો બગીચો કીસમતનો છે, તો તેની અંદરથી બેસબરીના કાંટાને કાઢી સાફ રાખી જે થાય તેના પર સબર કરવો. આઠમો બોસ્તાન રેઝાનો; તો તેની અંદરથી ખુદાની રઝા પર રાજી ન રેહવાના કાંટાને જડ મુળથી ઉખેડી નાખે. નવમો બોસ્તાન તવકલનો છે, તો તેની અંદરથી બેતવકલીના બાબતોના કાંટા અને કચરાને કાઢી નાખવા. દસમો બોસ્તાન ઉમ્મેદનો છે તો ખુદાની રહમતની ઉમ્મેદ રાખીને એવા ખૌફથી ખુદાની રહેમતથી નાઉમ્મેદ કરે તે કાંટા કાઢી નાખવા. તો જ્યારે આ દસે બગીચા ખરાબીના કાંટા અને કચરાથી સાફ અને પાકપાકીજા થઇ જાશે તો બહુજ સારો હાલ થવાનો, ને બહુજ નફો મળવાનો.

જ્યારે આવા ઉમદા દુર્રે બેબહા (અમુલ્ય મોતી) જેવા કલામ આબીદે સાંભળ્યાતો એકદમ પોકાર પાડીને રોવા લાગ્યો, ને બોલ્યા કે અફસોસ નેવુ વરસની ઉમ્મર થઈ પણ હજુ સુધી એ દસ બગીચામાંથી એક પણ બગીચાને સુધાર્યો નહીં. એમ કહીને રોતો હતો ને ઇબાદતખાનામાં ફરતો હતો, છોકરીએ પુછ્યું કે શા માટે આ મુજબ બેકરારી કરોછો? આબીદે કહ્યું કે કેમ હું ન રોઉ ને પોકાર ન કરૂં કે ગુનાહોની બીમારીમાં ફસાએલો છું.

છોકરીએ કહ્યું કે હું દવા બતાવુંછું તે લાવી આપો ને કહું તે મુજબ માજુન કરીને ખાઓ, ને એ દવા આ મુજબ લાવો. ૧–ફકર પર સબરનાબી. ૨–આજેજી અને નમરતાઇની હરડે, ૩–ખુદાના ખૌફથી ડરતા રેહવાના મુળ, એ ત્રણે ચીજને તવબાના ખરલમાં તવફીકના દસ્તાથી કુટીને પરહેજગારીની તપેલીમાં નાખી ખૌફના પાણીથી પલાળી, ઇખ્લાસની આગથી જોશ આપી ઝીકરના કબખીરથી બાહેર કાઢી, હીકમતના હાથમાં લઈ, ખુદાની રાહમાં કોશીશ કરવાના કપડામાં ગાળી, શુકરની સાકરથી મીઠી કરી, મોહબ્બતના પંખાથી ઠંડી કરી, ઇસ્તીગફારના ચમચાથી લઇને ખાઓ તો તમારી તમામ બીમારી દુર થઇ જાશે.

આ મુજબના હીકમતી ફીકરા સાંભળીને આબીદ બોલ્યો કે અટલી મુદ્દત થઈ પણ કોઇ મરદ આ ઓરત જેવો જોયો નહીં. ને આ ઓરતની મુલાકાત થયા પહેલાં હું મારી મુસલમાની અને અક્કલમંદી પર બડાઇ કરતો હતો.

પછી તેણીને પુછ્યું કે અવી નાની એવી ઉમ્મરમાં અટલું ઇલમ અને હુશીઆરી ક્યાંથી આવી? તેણીએ જવાબ આપ્યો કે મારા માબાપ તરફથી.



## ફસલ ત્રીજી અકકલમંદ અને વફાદાર, બે શાહજાદીની હીકાયત.

મનકુલ છે કે જમશેદ બાદશાહના વખતમાં ચાર માણસો આપસમાં રફીક થઇને જતા હતા, ને તે ચારે જણની અંદર એકની પાસે ઉંચી કીંમતનું એક મોતી હતું ને તે જમશેદને હદીયો આપવા માટે લઇ જતો હતો; દરેક મનઝીલમાં જઇ એકાંતમાં તે મોતીને જોતો હતો, એક વખત એક રફીકની નજર તે મોતીપર પડી ગઈ તેથી હમેશા એ ફીકરમાં રેહવા લાગ્યો કે કોઈ રીતથી તે મોતી હાથ કરી લઉં.

એક દીવસે તે શખશ સુઇ ગયો ને ગફલતમાં હતો ત્યાં બરાબરનો મવકો જોઈને તેના માથાની નીચેથી તે મોતી કાઢી લીધું, જ્યારે તે શખશ ઉઠયો તો જોયું કે મોતી નથી, તેથી બહુજ વીચાર અને ફીકરમાં પડી ગયો ને હૈરાન થયો કે હવે શું કરવું. વીચાર કરતાં ધ્યાનમાં એવું આવ્યું કે બેહતર છે કે આ વાત રફીકો પાસે જાહેર ન કરવી કેમકે તેઓ ત્રણ જણ છે ને હું એકલો છું વખતે ભેગા થઇને મને કાંઈ ઇજા પહોંચાડે એવો વીચાર કરીને ખામોશ રહ્યો. પછી ચાલતા ચાલતા મનઝીલો તએ કરતા કરતા મજકુર બાદશાહના શહેરમાં ગયા, એક વખત તે મોતીવાળો શખશ વઝીર પાસે ખાનગીમાં જઈને પોતાનો અહવાલ બયાન કર્યો; વઝીરે બાદશાહને કહ્યું, બાદશાહે તે ત્રણે શખશોને બોલાવીને પુછયું કે આ તમારા ચોથા રફીક પાસે મોતી હતું તે કેની પાસે છે? તે બતાવો ને જેણે લીધું હોય તે સાચુ કહો.

આ સાંભળીને ત્રણે જણે ઇનકાર કર્યો તેથી બાદશાહે તેઓને રજા આપી પણ પોતાના દીલમાં એવી કોઈ તદબીર સોંચતો હતો કે આ લોકોને ઇજા પડયા વગર ખરો ચોર મળી આવે તો સારૂં; એ વીચાર અને ફીકરમાં ગરકાબ હતો, જ્યારે પોતાના મહેલમાં ગયો તો તેની એક છોકરી બહુજ અકકલવાળી અને હુશીયાર હતી, તેણીએ પોતાના બાપનો ચેહરો ઉદાસ અને ફીકરમાં પડી ગએલો જોઇને પુછયું કે અએ બાબાજાન શામાટે તમો ફીકરમાં પડી ગયા છો? બાદશાહે બનેલી હકીકત બયાન કરી, કે એક શખશ ઘણો છેટેથી મોહટી ઉમ્મેદ રાખી આપણા માટે હદીયા તરીકે એકમોતી લાવતો હતો પણ રસ્તામાં તેને ત્રણ રફીક મલ્યાથી તેઓમાંથી કોઇએકે તે મોતી ચોરી લીધુ છે ને તેઓને પુછતા કોઇ કબુલ કરતું નથી, તો હું ચાહું છું કે કોઇ તરાહની ઇજા પહોંચાડયા સીવાય ખરો ચોર પકડાય ને બેગુનાહ મર્યા ન જાયતો સારૂ

શેહજાદીએ અરજ કરી કે અએ બાબાજાન એ કાંઇ મોટી વાત નથી તમો તે ચારે જણને મારી પાસે મોકલો એટલે હું તપાસ કરી આપીશ, ને તે વીશે તમારે બેફીકર રેહવું. હું હીકમત અને તદબીરથી કોઈ જાતની ઇજા પહોંચાડયા સીવાય તેઓ પાસે ઇકરાર કરાવી મોતી લઇશ.

બીજે દીવસે તે ચારે રફીકોને બાદશાહે પોતાની છોકરી પાસે મોકલ્યા, તેઓ શેહજાદીના મેહલમાં ગયા, શેહજાદીએ તેઓની ઘણીજ ખાતેરદારી કરીને બેસાર્યા, ને દરેકને ઇનામ આપી વાતો કરવા લાગી. પછી તેઓ રૂખસત લઇ પોતાને ઉતારે ગયા, શેહજા-

દીએ હુકમ કર્યો કે હમેશા મારી પાસે બેસવા માટે આવવું, ને તમારી મુસાફરીનો અહેવાલ ને બીજી વાતો કરવી જ્યારે શેહજાદી તરફથી એવી છુટ મળી તો તેઓ હમેશા આવવા લાગ્યા ને આડી અવળી વાતો કેહવા લાગ્યા; ને શેહજાદી હમેશા ઈનામ પણ આપતી.

એક વખતે છોકરીએ કહ્યું કે અએ સાહેબો હું એક વાતનો ખુલાસો પુછુછું માટે તમો તમારી દરેકની સમજ અને અક્કલ મુજબ કેહશો કેમકે તમો જહાંદીદા મુલ્કે મુલક ની સએર કરેલી હુશીઆર માણુસો છો આ સાંભળીને તેઓએ અરજ કરીકે અએ શેહજાદી ખુશીથી ફરમાવો જે કાંઇ અમારા ધ્યાનમાં આવશે તે અમારી અક્કલ મુજબ કહીશું

છોકરીએ કહ્યું કે હું એક નકલ બયાન કરૂંછું તે સાંભળો, કે એક બાદશાહની એક છોકરી હતી તે તેને બહુજ ચાહતો હતો એટલે સુધી કે તેને પોતાથી જુદી કરતો નહતો, એક દીવસ તે છોકરી પોતાની કનીજોની ભેગી બાગની અંદર સએર કરવા ગઇ; ત્યાં એક ફુલના ઝાડ ઉપર નજર પડી પણ તે વખતે તે ઝાડના ફુલની મોસમ શરૂ થઈ નહતી; તેથી છોકરી લાચાર તે ફુલની ખાહીશમાં તે ઝાડ તરફ જોઈ રહી, બાગવાનનો છોકરો ત્યાં ઉભેલો તેણે જોયું કે આ ઝાડના ફુલની ખાહીશ આ છોકરીને થઈ છે, એવું સમજી તે ઝાડમાં તપાસ કરી એક ફુલ તોડીને લાવ્યો, ને તે છોકરીને આપ્યું, છોકરી વગર મોસમે ફુલ જોયું તેથી બહુજ ખુશી થઈ, ને બોલીકે અએ છોકરા માગ તારી શું મરજી છે? જે માગીશ તે આપીશ; (એ વખતમાં એવો રીવાજ હતો કે કોઈ પહેલ વહેલું નવું મુલ અથવા મેવો આપે તો તે જે માગે તે આપતા.) છોકરો નાદાન તેથી બીજુ તો કાંઇ માગ્યું નહીં પણ એવું બોલ્યો કે અએ શેહજાદી જ્યારે તમારી શાદી થાય ને પહેલી રાત્રે શવહરના ઘરે જાઓ તો એજ કપડા અને ઝેવર પેહરેલાં હોય તે વખતે મારી પાસે આવજો તો હું એક નજર જોઊં કે તે વખતે તમારો કેવો રંગ હશે. આ સાંભળીને છોકરી હસી ને તેણી વચનથી બંધાઇ ગીએલ તેથી પોતાનો વાએદો વફા કરવા માટે કબુલાત આપીને પોતાને ઘરે પાછી ગઈ.

હાંસલ કલામ કેટલીક મુદતબાદ તે છોકરીની શાદી વઝીરના છોકરા સાથે થઇ, ને જ્યારે પેહેલી રાતના શવહર પાસે ગઇ તો પોતાનો કરેલો વાએદો યાદ આવ્યો, તેથી પોતાના શવહરને કહ્યું કે ફલાણે દીવસે મેં બાગબાનના છોકરા સાથે આ મુજબ વાએદો કરેલ છે માટે હું ત્યાં જઈ આવું છું, આ સાંભળીને તેણીનો શવહર ચુપ રહ્યો, છોકરીએ કહ્યું કે હું તમારી ઓરત છું પણ વાએદો વફા નકરવો તે ઘણુંજ ખરાબ કામ છે હું પહેલે મારો કરેલો વાએદો પુરો કરી આવું. આ મુજબના કલામ સાંભળવાથી તેણે રજા આપી, તેથી તે છોકરી તે બાગબાનના છોકરા પાસે ચાલી; રસ્તામાં એક વાઘ મળ્યો તેને જોઈને છોકરી બોલીકે અએ વાઘ મેં વાએદો કરેલછે તેથી ત્યાં જાઉંછે રસ્તો છોડી આપ, ને હું વાએદો કરૂંછું કે પાછી અહીંયાથી નીકળીશ માટે તે વખતે તારે જે કરવું હોય તે કરજે, આ સાંભળીને વાઘ છેટે ગયો, ને છોકરી ત્યાંથી આગળ ચાલી જ્યાં બગીચાના દરવાજા પાસે ગઈ તો રસ્તામાં એક ચોર મળ્યો તેણે છોકરીને બહુજ સારા સારા કપડા અને ઝેવર પહેરેલા જોઇ બોલ્યો કે અટલા વરસ થયાં હું ચોરી કરૂંછું પણ હજુ સુધી કોઇ એવી નેઅંમત મળી નથી, હવે હુ તવંગર થઈ જઇશ મારા નસીબે જોર કર્યું કે વગર મેહનતે આ માલ મળ્યો.

એ મુજબ વીચાર કરીને તે છોકરીપર હાથ નાખવાનો વીચાર કર્યો; છોકરીએ કહ્યું કે અએ જવાન જરા સબર કર બે કલમા મારા સાંભળ, ચોરે કહયું કે શું કહે છે? બોલ! તેણીએ કહયું કે આ બાગની અંદર એક જણ સાથે વાએદો છે માટે હું ત્યાં જઈ વાએદો વફા કરી આવું પછી તારી મરજી મુજબ મને લુટી લેજે પણ હાલ મને જાવા આપ. આ સાંભળીને ચોર હેરતમાં પડી ગયો અલ્લાહરે ઓરતો પણ અવી બાવફા થતી હશે? પછી રજા આપવાથી તે છોકરી બાગમાં ગઈ, તો જોયું કે તે છોકરો સુઇ ગયો છે, તેથી તેને જગાડયો; છોકરો ઉઠીને જુવે છે કે એક ઓરત નવ જવાન ખુબ સુરત ઉમદા ઉમદા કપડા અને ઝેવર પેહરેલા પાસે ઉભી છે; છોકરીએ તેને નાનપણમાં કરેલો વાએદો યાદ અપાવીને કહયું કે હું ફક્ત વાએદો વફા કરવા માટે આવી છું.

છોકરે નાનપણમાં બેસમજીમાં એ મુજબ કહેલ પણ હવે તો મોટો અને અક્કલવાળો થીએલો તેથી પોતાના આગળના કેહવાથી શરમાણો ને તેના પગપર પડી ગયો ને બોલ્યો કે મેં નાદાનીમાં અવો ખરાબ વાએદો લીધેલો કે તુમને અવા વખતમાં અહીંયા આવવાની તકલીફ આપી; તમોએ વાએદો વફા કર્યો હવે જાઓ જલદી પોતાના શવહર પાસે જાઓ, કે તે રાહ જોઇ રહ્યો હશે.

છોકરી તેને વીદા કરી પાછી ફરીને ચોર પાસે આવી તો જોયું કે તે સુઇ ગયો છે, તેને જગાડીને બોલી કે અએ શખશ હું મારા વાએદાપર પાછી આવી છું, ચોર બોલ્યો કે અરે ઓરતો થોડી અકકલવાળી હોય છે તે ખરી વાત છે કે પોતાના દુશમનને સુતો જોઈ ચાલી ન જતા જગાડે છે. છોકરીએ જવાબ આપ્યો કે અએ ભાઈ તેં મારા પર અહસાન અને મેહરબાની કરી કે હું તારા હાથમાં આવવા છતા મારા કેહવાપર યકીન કરી મને છોડી આપી, તો હૈફ છે કે તે એહસાનને ભુલીને બેવફાઈ કરૂં, માટે હવે તારી પાસે આવી છું મરજીમાં આવે તો તમામ ઝવેર લુટીલે ને ખુશી હોતો રજા આપ તો ચાલી જાઉં, બાગબાન સાથે વાએદો કરેલ તેથી ત્યાં ગઈ તો તેણે કોઈ જાતની બદી ન કરતા પગ પડીને રજા આપી, હવે જેવી તારી મરજી.

આ સાંભળીને ચોર બોલ્યો કે અએ નેક ઓરત તારી જેવી બાવફા ઓરતોને ઈજા પહોંચાડવી હૈફની વાત છે જા! મેં અજમાવી જોયું કે આ દુનીઆમાં વફાદાર ઓરતો છે કે નહીં, બસ જા તારો શવહર તારી ઇનતેજારીમાં હશે. પછી તે છોકરી તેને દોઆ કરીને આગળ ચાલી તો વાઘ રસ્તામાં સુતો હતો તેને પણ કહયું કે અએ વાઘ હું વાએદા પર આવી છું ને ખુદાની કઝાથી કોઇ ભાગી શકતું નથી માટે તારી મરજી મુજબ કર. વાઘ બોલ્યો કે હું વાઘ નથી હું તો જીન છું, પણ તેં તે છોકરા સાથે જે વાએદો કરેલ તેથી અજબ હતો ને વીચારમાં હતો કે ઇનસાન વાએદો વફા કરતા હશે કે નહીં તેથી મેં તને અજમાવી જા! સહીહ અને સલામત તારા શવહર પાસે જા કે તે તારી રાહ જોતો હશે.

પછી ત્યાંથી છોકરી પોતાના શવહર પાસે આવીને તમામ હકીકત ગુજરેલી કહી સંભળાવી.

આ કીસ્સો કહ્યા બાદ શેહજાદીએ તે ચારે રફીકોને પુછ્યું કે તમો ઘણો મુલક ફર્યા છો ને લાંબી મુસાફરી કરી છે, કહો કે એ કીસ્સાની અંદર જે ચાર માણસો સાથે

એ છોકરીને કામ પડયું, તો હવે તે ચારે જણની અંદર કોણ જવાં મરદ અને લાએક સમજવો તે કહો.

આ સાંભળીને તેઓમાંથી એક જણે કહ્યું કે મારી સમજ પ્રમાણે બાગબાનનો છોકરો તમામ કરતા વધારે જવાં મરદને નેક સમજવો કે અવો મવકો કે બાદશાહની છોકરી એવી ખુબસુરત તરાહ તરાહ જાતના કપડા અને ઝેવર પેહરીને રાતના એકલી આવી તે છતાં તેને એમજ પાછી જવા આપી તે બહુજ મોહટી હીમ્મત જાણવી. બીજા શખશે કહયું કે તમામ કરતા ચોર વધારે સારો હીમ્મત અને મુરૂવ્વતવાળો સમજવો કે તેનું ચોરીનું કામ હોવા છતાં એવી અંધારી રાતમાં અવો ઘણો માલ વગર મેહનતે મળવા છતાં મુકી દીધો. ત્રીજે શખશે કહયું કે મારી અકલમુજબ તો તે વાઘ અગર જીન નહતે ને વાઘ હતે તો તેની હીમ્મત તમામ કરતા મોહટી સમજવી કે જંગલી હએવાન પોતાનું ખાજ મળવા છતાં મુકી દીએ એ બહુજ મુરૂવ્વતનું કામ છે. ચોથો બોલ્યો કે હું તમામ કરતા તેણીના શવહરને બહુજ હીમ્મતવાળો સમજુ છું કે અવી ખુબસુરત ઓરતને કપડા અને ઝેવર પેહરેલા ને વળી રાતના વખતે એકલી જવા દેવી એ બહુજ અજબ ભરેલુ છે.

ચારે જણની વાતો સાંભળીને શેહજાદી બોલી કે અએ સાહેબો તમો ચારે જણનું કહેવું બરાબર અને વાજબી છે કેમકે જેવી જેવી તમારી તબીઅત છે એ મુજબ બયાન કર્યું કેમકે જે ઈનસાન જેવી ચાલનો હોય એજ બાબતો તેની જબાનથી નીકળી આવે છે, જે જે ખસલત તમારામાં હતી તે મુજબ તમોએ કહયું, એ મુજબ કહીને નોકરોને હુકમ કર્યો કે આ ચારે જણને પહેરામાં રાખો કોઇ ભાગી જવા પામે નહી; એમ કહીને બાદશાહ પાસે ગઇ. ને કહયું કે ફલાણા શખશ પાસે તમારૂં મોતી છે ને તેણેજ ચોરેલ છે તેમાં ફરક નથી. એમ કહીને જેણે ચોરની તારીફ કરેલી તેનું નામ લીધું પછી ચારે જણની સીફત બયાન કરી કે જેણે બાગવાળા છોકરાની તારીફ કરી તેને શહવતવાળો જાણવો કે જો પરાઇ ઓરત તેના હાથમાં આવી હોય તો છોડે નહીં. ને જેણે વાઘની તારીફ કરી તેને શીકમ પરસ્ત જાણવો એટલે જે મળે તે ખાવું હલાલ હરામપર ધ્યાન ન રાખે, કોઈ ખાવાની ચીજ મળવી જોઇએ. અને જેણે તેણીના શવહરની તાઅરીફ કરી તેને બેશરમ અને બેમુરૂવ્વત જાણવો. ને જેણે ચોરની તાઅરીફ કરી તેને ચોર સમજવો કે જે મળે તે લીધા વગર ન મુકે.

પછી બાદશાહે ચોરની પાસે માણસ મોકલીને મોતી મંગાવી લીધું. જુવો દુનીઆમાં અવી પણ હુશીઆર અને અક્કલમંદ ઓરતો થાએ છે ફકત ઈનસાનના બોલવા ઉપરથી તેની અંદરની તબીઅતને ઓળખી શકે. અને બીજી શેહજાદી જેવી પરહેજગાર અને વફાદાર ઓરતો પણ થાય છે કે જે વાએદો વફા કરવાની જરાએ જરૂર ન હોય એવો વાએદો પણ વફા કરે તો વીચારો કે પોતાના મરદના કામમાં કેટલી વફાદાર અને ઇમાનદાર હોવી જોઇએ ?

## ફસલ ચોથી હાજર જવાબ 'વફાદાર' એક કનીઝ.

એક વખત હારૂન રશીદની પાસે કોઇએ કહયું કે એક નાતકી નામના શખશની પાસે એવી કનીઝ છે કે તેની અંદર કેટલીક વખાણવા લાયક સીફાતો છે; એકતો એ કે તે બહુજ ખુબસુરત અને રૂપાળી છે, બીજી એ કે બહુજ ચાલાક અને હુશીઆર છે કે કોઈ વાત કરે તેનો બરાબર રીતે જવાબ આપે છે, ત્રીજી એ કે તેની ચાલચલણ બોલચાલ બહુજ ઉમદા પસંદ કરવા લાયક છે. વધારે તો શું કહું પણ એવી કનીઝ મેં જોઈ નથી.

આ સાંભળીને હારૂને કહયું કે મારી બાદશાહતમાં અવી કનીઝ બીજાઓ પાસે હોય ને મારી પાસે ન હોય એ હએફની વાત છે એમ કહીને તે નાતકીને બોલાવીને કહયું કે મેં સાંભળ્યું છે કે તારી પાસે એક કનીઝ બહુજ સારી છે, માટે જલદી મને લાવી આપ;

આ સાંભળીને તે મુજબો ને ગમગીન હૈરાન પરેશાન ઘરે ગયો, કનીઝે અવો હાલ જોઇને અરજ કરી કે અએ મારા ખ્વાજા તમારો ચેહરો શા માટે ગમગીન અને ઉદાસ છે ? ખુદા તમારા ગમને દુર કરે, કહો શું થયું ? કે તમારો ચેહરો પીળો થઇ ગયો છે; નાતકીએ જવાબ આપ્યો કે—

" આસુદા મરા ઝમાના બાતો ન ગુઝાશ્ત"

" ખુશ બુદ મરા બાતો ફલક ન પસંદીદ"

મતલબ એ કે તારી સાથે ઘણીજ સારી અને ખુશીની હાલતથી મારો ઝમાનો ગુજરતો હતો પણ તકદીરને એ વાત પસંદ આવી નહીં, એમ કહીને પોતાપર ગુજરેલી હકીકત કહી કનીઝે કહયું કે ઓ સાહેબ જરા પણ ગમ ન ખાઓ ને ડરો નહીં, મને હારૂન પાસે મોકલો ને જુવો કે ખુદા કરશે તો તમોને કોઈ વાતે હરકત નહીં આવે ને આ બલાથી નજાત પામશો.

પછી કનીઝને હારૂન પાંસે મોકલી, કનીઝ હારૂનની ખીદમતમાં જઇને ઉભી રહી, હારૂન તેની શીકલ અને સુરત જોઇને હૈરાન થયો, ને બોલ્યો કે ઓ કનીઝ તારી સુરત અને સીરત બહુજ વખાણવાને તાઅરીફ કરવા લાયક છે, કનીઝે ફોરન તરત તેના જવાબમાં કુરઆનની આયત પડી **"યઝીદો ફીલ ખલ્કે મા યશાઅ"** મતલબ એકે ખુદા ફરમાવેછે કે ખલ્કમાં ખુદા જે ચાહે તે વધારો કરેછે.

આ સાંભળીને હારૂને કહયું કે ઓહો ? અરે જારીયા મારો જવાબ કુરઆનથી આપેછે ? તુ કુરઆનની આયતો ખુબ જાણેછે ? કનીઝે વળી કુરઆનથી જવાબ આપ્યો કે **"હાઝાંમીન ફઝલે રબ્બી"** એટલે હા હું કુરઆનથી જવાબ આપુંછું તે મારા પરવરદીગારના ફઝલથી છે, એટલે એટલો ઇલમ આપવો તે ખુદાની નેહરબાની છે. આ મુજબનો જવાબ સાંભળીને હારૂન અજબ થઇને બોલ્યો કે ઓ કનીઝ તારા ખુશ આવાઝથી કુરઆનની થોડી આયતો સંભળાવ! કનીઝને તો એટલુંજ જોઇતું હતું, હાકીમનો હુકમ થવાથી પોતાના છુટકારાના મતલબની આ મુજબ આયત પડી, **"બીસમીલ્લાહીર રહેમાનીર રહીમ"** **"ઇન્ના હાઝા અખી લહુ તીસઉન, વ તીસઉના નઅજતન; વલેયા, ન**

"અંજતુન વાહે દાહ; ફકાલા અકફીલનીહા, વઅઝ્ઝુની ફીલ ખેતાબ" * મજકુર આયત હારૂને સાંભળી તો રોવા લાગ્યો, ને કનીઝના મતલબ સમજી ગયો ને તેણી સાથે થોડી વાત કરીને રજા આપી. તે નીચે લખીશ, પણ આ આયતનો ખાલી તરજુમો લખું તો વાંચનારને મતલબની ખબર નહીં પડે ને તે કનીઝનો જવાબ હારૂનનું તેને મુકત કરવાનું કારણ ખબર નહીં પડે તેથી બેહતર છે કે એ આયતની તફસીર લખું એ-ટલે બરાબર લઝ્ઝત મળી નસીહત હાસીલ થાય.

મનકુલ છે કે હઝરત દાઉદ પયગંમબરનો એક ભાઈ હતો તેનું નામ ઔરયા બીનહનાન હતું, તેણે એક ઓરત સાથે નીકાહ કરવા માટે પએગામ મોકલ્યો, ને તેઓ કબુલ કરે ને ઔરયાની શાદી થઈ જાય એવું હતું; ત્યાં બનવા કાળ એકાએક આપસમાં એવો ઝગડો અને તકરાર થયો કે તે ઓરતના વાલીઓએ ઔરયાને આપવાની મના કરીને તે વાત મવકુફ થઈ ગઈ. ને ઔરયાને ચોખી ના પાડી કે અમો અમારી દીકરી તને નહીં આપીએ.

જ્યારે આ મુજબ બનાવ બન્યો તો હઝરત દાઉદ અ૦ તે ઓરત સાથે માગણી કરી, તેણીના વાલીઓએ દાઉદ અ૦ ની બાદશાહત અને પયગંમબરીના સબબથી કબુલ કરીને પોતાની છોકરીની શાદી હઝરત દાઉદ અ૦ સાથે કરી આપી. તે વખતે હઝરત દાઉદ અ૦ ને નવ્વાણું (૯૯) ઓરતો હતી, ને આ ઓરત આવવાથી પુરી એકસો (૧૦૦) થઈ. દાઉદ અ૦ ના ભાઈને આ વાતની ખબર પડી તો રંજીદા થયા, કે દાઉદ અ૦ ને નવ્વાણું ઓરત હતી તે છતાં આની સાથે પણ શાદી કરીને મારા માટે એની સાથે માગણી કરેલી તે પણ ચાલી ગઈ. હવે આ બાબતમાં દાઉદ અ૦ કાંઈ ગુનાહનું કે ખરાબ કામ કરેલ નહીં પણ પયગંમબરીના મરતબાને લાયક એમ ઘટતુ હતુ કે તે ઓરતના વાલીઓને સમજાવી જેમ તેમ કરીને ઔરયા સાથે તેણીની શાદી કરાવી આપવી હતી એ બેહતર કામ તરક થયું તેથી ખુદાવંદે કરીમે તેઓને ઠપકો આપવાને એ બેહતર કામ તરક થયું. તેની ખબર આપવા માટે ફેરીશ્તાને ઈનસાનની સુરતમાં મોકલ્યા.

હ૦ દાઉદ અ૦ પોતાના કામના વખત મુકરરર કરેલા કે, એક દીવસ બેસીને લોકોના તકરાર ઝગડાના ચુકાદા કરે, એક દીવસ લોકોને વાએઝ અને નસીહત કરે, ને એક દીવસ પોતાના કારોબારનો બંદોબસ્ત કરતા હતા; ને એક દીવસ ખુદાની બંદગીમાં ગુજારતા હતા, એ મુજબ ચાર કામનો હીસાબ રાખેલો. જે દીવસ દાઉદ અ૦ ની બંદગીનો હતો તેજ દીવસે તે બને ફીરીશ્તા ઇનસાન બની આપસમાં તકરાર છે એમ જાહેર કરી ચુકાદા માટે ગયા; દરબાનોએ કહ્યું કે આજે દાઉદ અ૦ નહીં મળે કેમકે આજે ઇબાદતનો દીવસ છે.

ફીરીશ્તાઓને એ મુજબ જવાબ મળવાથી ભીંત ઉપર થઈને હઝરત દાઉદ અ૦ ઈબાદત કરતા હતા ત્યાં ગયા; તો દાઉદ અ૦ ડરી ગયા કે આવી એકાંતમાં આ લોકો ક્યાંથી અને કેમ આવ્યા હશે; શાયદ દુશમનો મારવા માટે આવ્યા હોય; ત્યાં તેઓએ કહ્યું કે તમો ડરો નહીં, અમો તમારા દુશમન નથી પણ આપસમાં અમારે વાંધો પડયો છે તેનો ચુકાદો લેવા માટે આવ્યા છીએ; માટે જે વાજબી અને હક હોય એ મુજબ અમારો

ઇનસાફ કરો ને હુકમ આપો. હઝરતે કહ્યું તમો તમારો મુકદમો બયાન કરો તેઓમાં થી એક જણે કહ્યું કે "ઇન્નાહાઝા" તે આખર સુધી જેમકે તે આયત ઉપર લખાઈ ગઇ, તો તેના માઇના એ કે—આ મારા ભાઇ પાસે નવ્વાણું (૯૯) બકરીઓ છે, અને મારી પાસે ફક્ત એકજ બકરી હતી (એટલે મને મળવા વાળી હતી) પણ મારા ભાઇએ તે મનેજ રહે એવી ગોઠવણ ન કરતા તે એકને પણ પોતેજ લઇને પોતાની પુરી સો બકરીઓ કરી; તો હવે આ બાબતમાં તમો શુ હુકમ કરો છો? આ સાંભળીને હઝરત દાઉદે ફએસલો કર્યો કે અગર એમજ છે તો તારા ભાઇએ તારા પર ઝુલમ કર્યો ગણાય, ને એને એમ છાજતુ નથી વીગેરે. જ્યારે આ મુજબ જવાબ આપ્યો તો તેજ વખતે તે ફીરીસ્તા હઝરત દાઉદ અં૦ની નજરથી ગાએબ થઈ ગયા; તેથી તરત દાઉદ અં૦ સમજ્યા કે મેં તે ઓરત સાથે નીકાહ કર્યા તે માટે ખુદાએ મને ઠપકો આપ્યો ને તેનો ઇનસાફ મારી જબાનથી કરાવ્યો, યા અલ્લાહ કેવા પયગંમબર ખુદાના ખૌફથી ડરતા હતા કે અગરચે હરામ કરેલ નહીં પણ સવાબનુ કામ તરક કરવાના સબબથી ઠપકો મળવાથી એકદમ સીજદામાં જઇને રોવા લાગ્યા એટલે સુધીકે ચાળીસ દીવસ સુધી સીજદામાં રહો ને રોતા હતા, ને તે ઠેકાણે એટલા આંસુ પડયા કે તેથી ત્યાંની જમીનપર ખડ ઉગી ગયું; ને ચાળીસ દીવસ સુધી સીજદામાં રહ્યા તેમાં ફક્ત નમાઝ માટે સીજદામાંથી ઉઠતા હતા; તે વખતે ખુદાવંદે કરીમે પએગામ મોકલ્યો કે અએ દાઉદ આ બેહતર કામ તરક થયું તેની તોબામેં કબુલ કરીને તમોને બખશી આપ્યા કે, ખુદા કુરઆનમાં ફરમાવે છે કે "ફગંફરના લહુ, ઝાલેક. વઇન્ન લહુ ઇનદના લઝુલફા વહુંસ્ના મઆબ" મતલબ એ કે—અમોએ દાઉદને બખશી આપ્યા ને જે તે બેહતર કામ તરક કરવાથી સવાબ ચાલ્યો ગયો! તે સવાબ આપ્યો, અને તે દાઉદ માટે અમારી પાસે મોટા મરતબો છે, વીગેરે.*

હકીકતમાં જેટલા પયગંમબરો થઈ ગયા તમામ ગુનાહથી પાક અને પાકી જા છે, કોઈ પયગમબરે કે ઇમામે જાણીને અથવા ભુલથી કોઈ પણ ગુનાહનું કામ કરેલ નથી; ને જેઓ એવા બુઝરગવારોની શાનમાં કહેછે કે પયગંમબરો પણ ગુનાહ કરતા હતા ને તેઓના ગુનાહ સાબીત કરી બતાવે છે તે તેઓની મોહટી ભુલ છે, હવે કુરઆંનથી પણ સાબીત કરે છે કે ખુદાએ પોતે ફરમાવ્યું છે કે ફલાણે પયગમબરે ગુનાહ કર્યો ને મેં બખશી આપ્યો; પણ તેઓ તેનો મતલબ સમજતા નથી કેમકે એવા મોહટા દરજાવાળા બુઝરગવારોથી બેહતર કામ તરક થાય તો તેઓના મરતબાપરનજર કરતાતે ગુનાહ ગણાય છે; પણ હકીકતમાં ગુનાહ નથી, તે તેટલા માટે ખુદા તેઓનું ઇમતાહાન કરવા ને એ બેહતર કામ તરક ન થાય એટલા માટે ને આપણને નસીહત માટે ખુદાએ તેઓને ઠપકો આપેલ છે ને તેના બદલામાં મુસીબતોમાં ગીરફતાર કરેલ છે;

એક દાખલા તરીકે— જેમકે દુનીઆમાં જે જે સાહેબે મગદુર બલ્લા અને લાયક માણસોનો દરજો મોટા ગણાયછે, ને નીચ અને હલકા લોકોનો દરજો નાનો ગણાયછે, હવે તે હલકા અને નીચ લોકો આપસમાં બેઠા બેઠા હસતા હસતા ખુશીના જોશમાં એક

* એ સીવાય બીજી રીતથી પણ તફસીર છે; ફક્ત એકજ બાબત અમોએ લખી છે.

બીજાને ધોલ ધબ્બા મારીને, મા, બેન, સામી ખરાબ ગાળ આપે, તો તેઓને કોઈપણ એમ નહીં કહે કે આ લોકોએ ખરાબ ગુનાહનું કામ કર્યું, કેમકે તે તો તેઓમાં રીવાજ અને ચાલ પડી ગયો છે, તેથી તે બાબતપર કોઈ લક્ષ પણ નહીં આપે. હવે મોટા મરતબાવાળા માણસો આપસમાં બેસીને ગાળ આપવી તો એકતરફ પણ જરા બેઅદબી ભરેલા કલામ બોલે તો અકકલવાળા લોકો તેની વાતો કરશે ને કેહશે કે અવા કલામ કાઢવા આને સજાવાર નહતા, ને તેણે મોહટી ભુલ કરી.

હવે એટલુંજ ધ્યાનમાં રાખવાનું કે પયગમબરો અને ઈમામો માટે કોઇ એવી બાબતો કહે કે તેથી ગુનાહ માલુમ પડે તો તે તદન ખોટી અને જુઠી વાત સમજવી કેમકે કેટલા સાહેબોએ બીજુ કાંઇ ન મળતા પયગમબરોની ખતાઓ અને ગુનાહો ખુદા જાણે ક્યાંથી લાવી સાંભળીને ચુંટી કાઢી છપાવેલ છે, જેમકે હઝરત દાઉદ અ૦ નો કીસ્સો ઉપર મુજબ છે, તે કીસ્સાને બીજી રીતે બયાન કરેલ છે કે દાઉદ અ૦ એક શખશની ઓરતપર આશક થઈ ગયા, તેથી તે શખશને લડાઇમાં મોકલ્યો ને લોકોને કહ્યું કે તેને આગળ આગળ રાખજો ને તે શહીદ થઇ ગયો તો પછી હઝરતે તે ઓરત સાથે નીકાહ કર્યા; એ કેવું તરકટ અને બોહતાન છે; કે એક અદના આલીમ હોય તે પણ અવું કામ ન કરે ને પયગમબર થઇને એવા બદકામ કરે ને વળી ખુદા તેની તાઅરીફ કરે, એ બનવા જોગ નથી. અગરચે પયગમબરોથી ખતા થાયજ નહીં તોપણ સમજો કે વખતે ખતા થઈ હોય તોપણ દીનદારને લાઝીમ છે કે તે છુપાવે ને ફજેત ન કરે. વીચારો કે આપણા બાપદાદાઓએ ગુનાહ કર્યા હોય તો શું આપણે છપાવીને લોકોને જાહેર કરીશું કે?

હાંસલ કલામ, જ્યારે એ ઉપરની દાઉદ અ૦ વીશેજ આયત તે લોંડી પડી તો હારૂન સમજ્યો કે આ આયતથી મને તાઅન (મેણુ) માર્યું કે તું બાદશાહછો તને ઘણી લોંડીઓ હોવા છતા હું મારા માલીકને એકજ લોંડી છું તે પણ લઈ લીએ છે? એ કેવી બેઇનસાફીની વાત છે?

ને હારૂન એ પણ સમજ્યો કે આ લોંડી પોતાના માલીકને બહુજ ચાહેછે. નહીંતો બાદશાહની પાસે આવવાથી ઈનકાર નકરતે નેઅવો જવાબ ન આપ તે પછી હારૂને કહયું કે આ જારીયા માલુમ પડેછે કે તુ તારા માલીકને બહુજ દોસ્ત રાખેછે ને તેની મોહબ્બત તારા દીલમાં પએવસ્ત થીએલી છે.

કનીઝે તેના જવાબમાં પણ કુરઆનની આયતથી જવાબ આપ્યો તેનો મતલબ એકે જ્યારે હારૂને આ મુજબના કલામ સાંભળ્યા તો, પોતે પણ કુરઆનની આયતથી જવાબ આપ્યો કે, "**લાતખાફી વલા તહ્ઝની ઈન્ના રાદ્દુહો એલયકે**" આ આયત ખુદાએ હઝરત મુસા પએગમબરની માને ફરમાવેલ જે વખતે મુસા અ૦ ને નદીમાં નાખ્યા તો તેઓની મા ગમગીન થવા લાગ્યા તેથી ખુદાએ ફરમાવ્યું કે એ મુસાની મા ન ખોફ કરો ન ડરો હું તમારા ફરઝંદને તમારી પાસે પાછો પહોંચાડીશ; તો હારૂનનો મતલબ એકે ઓ કનીઝ તુ ડર નહીં ને ખૌફ ન કર હું તને તારા માલીક પાસે પાછી મોકલી આપીશ પછી હારૂને કેટલુંક ઈનામ કપડા આપીને કનીઝને કહયું કે તુ તારા માલીક પાસે જા કેમકે તેનું દીલ તારા પર ને તારૂં દીલ તેના પર લાગેલ છે.

"નાજી" કહેછે કે આ હીકાયતથી ત્રણ બાબત નીકળી એકતો તે કનીઝની વફાદારી અને હુશયારી કે કુરઆનની આયતોથી બરાબર જવાબ આપીને હાદ્દનને શરમીંદો કરી કાએલ કરી આપ્યો કે તેને પાછી મોકલ્યા સીવાય બીજો ઈલાજ રહ્યો નહીં. બીજી એ કે તે કનીઝ પોતાના આકાની કેવી નીમકહલાલ કે બાદશાહે ખાહીશ અને ચાહવાથી બોલાવી તો પણ તેને ત્યાં રેહવાનું કબુલ કર્યું નહીં; ત્રીજી એ કે પોતે કેવી પરહેઝગાર કે દુન્યાની દવલતપર લલચાણી નહી, કે બાદશાહના ઘરમાં તરાહ તરાહના જેવર કપડા હોય તો પણ તેના તરફ જરાએ ધ્યાન કર્યું નહીં શાબાશ અને આફરીન છે એ કનીઝને ને અફસોસ છે કે કોઇ કોઈ ઓરતો એવી થઇ ગઇછે કે પોતાના મરદ કરતા રૂપાળો અથવા પઇશા વાળો બીજો કોઈ મળ્યો તો કાંતો ખાનગીમાં તેની સાથે દોસ્તી કરે, ને જો બની શકે તો તેને પડતો મુકીને બીજાના ઘરમાં જઈ બેસે. વાય! વાય!! વાય!!! એવી ઓરતો પર, કબરમાં ને હશરમાં એવો અંઝાબ થવોછે કે તે ફરયાદ કરે તો પણ તેના પર રહેમ કરવામાં નહીં આવે,

# અહેવાલ દસમા.

## બેવફા અને ખરાબ ઓરતોના અહેવાલ.

## તેની અંદર ચાર ફસલો છે.

## ફસલે પહેલી એક બેવફા ઓરતનો નમુનો.

મનકુલ છે કે નએશાપુરમાં એક ચોર હતો, પોતાના વખતમાં સરવે ચોરોથી વધારે ચાલાક અને ચોરી કરનાર હતો, તેણે ઘણા ખઝાના ચોરેલા, રસ્તામાં કેટલાંક કાફલા લુટી લીધેલા, હાકીમને ખબર પડવાથી, લશકર મોકલી તેને પકડી મંગાવી સુળીએ ચડાવી આપવાનો હુકમ કર્યો, ને કહયું કે તેને ત્રણ દીવસ સુધી સુળીપર રાખવો ને જો કોઇએ ત્રણ દીવસની અંદર તેને સુળીપરથી ઉતાર્યો તો તે વખતે જે ચોકીવાળો સીપાહી હશે તેને સુળીએ ચડાવવામાં આવશે,

બનવાકાળ પહેલીજ રાતે ચોકીવાળાને ગફલતમાં જોઈ તે ચોરના યારો આવીને તેની લાશ ઊપાડી ગયા, જયારે ચોકીદારોને ખબર પડી કે તેની લાશને ઊપાડી ગયા તો ચારે તરફ તેની તલાશ માટે ગયા, એક સીપાહી એક કબરસ્તાનમાં ગયો તો જોયું કે એક ઠેકાણે અજવાળું છે, તેથી તે તરફ ગયો તો જોયું કે એક કબર ઊપર એક ઓરત કાળા કપડા પહેરેલી બેઠી બેઠી રોવે છે, તેની પાસે ગયો ને તેણીના ચેહરાપર નજર પડી તો માલુમ થયું કે તે ઓરત બહુજ રૂપાળી અને ખુબસુરત છે. તેથી તેણીનાપર આશક થઈ ગયો, ને દોઆ કરીકે પરવરદીગારા આ ઓરત મને આપ.

• •પછી તેણીને કેહવા લાગ્યો કે અએ દીલ રૂબા અએ નાઝની આવી તારી ખુબસુરતી છતાં કાળા કપડા પેહરી આ કબરસ્તાનમાં એકલી બેચારો ગમખાર શા માટે બેઠી રોવે છે? તેણીએ જવાબ આપ્યો કે ઓ જવાન આ શખશ મારો શવહર હતો, તેની સાથે, ઘણા વરસ રહી છું ને તે મને બહુજ પ્યાર કરતો હતો ને હમેશા મને રાજી રાખી મારી મરજી મુજબ વરતતો, ને અમો બંને જણની અંદર એવી શરતો થઈ છે કે જે પહેલે મરી જાય તેની કબરપર બેસવુ ફરીને બીજું ઘર કરવું નહીં, એટલે સુધીકે હયાતીના દીવસો ગુઝરી જાય તો બનવાકાળ મારા કરમની કઠણાઇને લીધે પહેલે મારો શવહર ગુ-જરી ગયો; તો હવે તે વાએદો વફા કરવા માટે હું તેની કબરપર બેઠી છું; ને જ્યાં સુધી મને મોત આવે ત્યાંસુધી અહીંયાજ રહીશ ને મરવા પછી તેની બાજુમા મારી કબર બનાવા કહીશ.

આ સાંભળીને સીપાહીએ કહયું કે ઓ નાઝુકબદન દીનઇસલામમાં એવો હુકમ કબરપર બેસવાનો નથી, અરે ખુદાએ ઓરતોને મરદો અને મરદોને ઓરતો માટે પેદા કરેલ છે માટે આ શએતાની વસવસાને છોડી આપ, ને બીજો શવહર કર આ બીયાબાન કબરસ્તાનમાં તારા જેવી નાઝની એકલી રહે તે પસંદ કરવા લાયક નથી; ને જો મારી સાથે શાદી કરેશ તો તારી ખીદમત તારા આગલા ખાવીંદ કરતા વધારે કરીશ, આ મુ-જબના કલામ તેણીએ સાંભળ્યા તો પોતાનો વાએદો વફા કરવો તેપર કાંઇ ધીઆન નરા-ખતા એકદમ તેના ફરેબમાં આવી તેની સાથે નીકાહ કરવા રાજી થઇ ગઈ;

જ્યારે તેણી તેના ફરેબમાં આવી બીજો ખાવીંદ કરવા લલચાઈ ગઇ, ને તેની સા-થે નીકાહ કરવા હા પાડી, તો તે વખતે તે સીપાહીને પોતાનું કામ યાદ આવ્યું કે પોતે તે ચોરની લાશને તપાસવા નીકળ્યો હતો. ને વળી ખીયાલ થયા કે મારી ચોકીમાંથી તે ચોરની લાશ ખોવાઇ ગઇ છે તેથી જો તે લાશ નહીં મળે તો મને તેના બદલામાં સુ-ળીએ ચડાવી દેશે, એવો વીચાર થવાથી એકદમ તેનો ચેહરો ફીકો પડી ગયો; ને બોલતો બંધ થઇ ગયો. તે ઓરતે જોયું કે આ શખશ વાતો કરતા કરતા એકદમ શા માટે ઉદાસ થઈ ગયો હશે? તેથી પુછયું કે શું અએ સાહેબ પહેલે મને રાજી કરીને હવે તમો પસ્તાણા કે શું?! કાંઇ વીચાર ફરી ગયો છે?!

એ વખતે સીપાહી બોલ્યો કે અએ મારી જાન હું શું કહુ? બકરાને પોતાની જાનની પડી છે ને કસ્સાબને તેના ગોશ્તની ફીકર છે, અરે હું એક સખત બલામાં ગીરફતાર છુ તને જોઇને તે બલાને ભુલી ગીઓ હતો, પણુ વાતો કરતા આખર તેં મારી સાથે નીકાહ ક-રવા કબુલ કર્યું, ને વાતો ખલાસ થઈ તો તે વખતે પાછી તે બલા યાદ આવી, તેથી હું વીચાર અને ફીકરમાં પડી ગયો, નહીતો તારાથી કાંઇ મન ફરી ગયું નથી ને તને મારી જાનની જેમ અઝીઝ ગણુંછું પણ શું કરું અજબ તરાહની આફતમાં ફસાણોછું.

આ સાંભળીને તેણીએ કહ્યું ઓ સાહેબ જરા તે બલાની હકીકત ખુલાસા સાથે બયાન તો કરો!! તેણે પોતાપર આવેલી આફતને તેની ફીકર ને વીચાર વીગેરે કુલ કએફીયત કહી.

હવે જુઓકે ઓરતો વફાદાર ઘણીજ થોડી હોયછે, એ ઓરત એવી વફાદારી કરવા તૈયાર થયેલી ત્યાં આ સીપાહીના ફંદામાં આવી પોતાની વફાદારીને તડકે મુકી તેની સાથે

નીકાહ કરવા રાજી થઈ, એતો ઠીક પણ તેના જવાબમાં બોલી કે ઓ સાહેબ તમારાપર બલા આવેલી દુર થવી મુશકીલ નથી, હું તેની તજવીજ બતાવુંછું, ને તમને એ બલામાંથી છોડાવું છું સીપાહીએ બોલ્યો કે અરે આ અંધારી રાતમાં તું ઓરત જાત તારાથી તે શું બની શકશે? ઓરતે કહ્યું કે આ મારો મરદ મરી ગયો તેને ફક્ત ત્રણુજ દીવસ થયાછે, માટે તું અને હું મળીને તેની કબર ખોદી તેની લાશને બાહેર કાઢીએ ને તું તેને લઈ જઈને ચોરને બદલે સુળીએ ચડાવી આપ આ સાંભળીને સીપાહીએ દીલમાં કહ્યું કે યા અલ્લાહ ઓરતો પણ એવી મકરબાજ ને બેઈમાન હોય છે કે શએતાન પણ તેનાથી હારી જાય. હવે પોતાનો તો મતલબ હતો તેથી શામાટે કાંઇ કહે એતો તેણીની વાત તરત કબુલ કરી બંને જણ ભેગા થઈ તે લાશને કબરમાંથી બાહેર કાઢી, તો જોયું કે તે દાઢી વાળો છે સીપાહીએ કહ્યું કે અરે આ મેહનત ફોકટ ગઇ, ઓરત બોલી કે કેમ? સીપાહીએ કહ્યું કે તે ચોર દાઢી વગરનો હતો ઓરતે કહ્યું કે એમાંતે શું મોટી વાત છે? એ ઇલાજ પણ આસાન છે એમ કહીને તે પોતાના મરદની લાશની દાઢી મુંડી નાખી; પછી સીપાહી મજુર લાવી તે લાશને લઈ જઇ સુળીએ ચડાવી આપી એ દીવસ પછી બાદશાહને ખબર કરી કે સાહેબ ચોરની લાશને સુળીપર ત્રણ દીવસ થઈ ગયા છે માટે હવે શું હુકમ છે? બાદશાહે કહયું કે આગમાં બાળી નાંખો. સીપાહીએ વીચાર કર્યો કે બીચારા બેગુનાહની લાશને કબરમાંથી કાઢીને સુળીએ ચડાવી પોતાની જાનતો બચાવી. પણ હવે એ બીચારાને વગર કારણે બાળી નાખવો એ ઠીક નહીં તેથી લાકડા લાવી અમસ્થા સળગાવી દીધા, ને તે બેગુનાહની લાશને કબરમાં દફન કરી તે કરેલી તકસીર માટે તેની કબર ઉપર ઘણા કુરઆનના કારીઓને બેસારી એક મહિના સુધી કુરઆન પડાવી તેની રૂહને સવાબ બખશી આપ્યો.

ને તે ઓરત સાથે નીકાહ કર્યા નહીં ને જવાબ આપ્યો કે ઓ બેવફા નમક હરામ તારી સાથે નીકાહ કરવા મારૂં દીલ કબુલ કરતુ નથી કેમકે તેં પોતેજ કહયું કે આ મારો મરદ મારીબહુજ ખીદમત કરતો ને મને દોસ્ત રાખતો પ્યાર કરતો હતો, તો એવો બનાવ હોવા છતાં એક પરાયા મરદ માટે થઇ તેં તેનો એવો ખરાબ હાલ કર્યો તને કાંઇ શરમ આવી નહી? આ સાંભળીને ઓરત રોવને પીટવા લાગી ને બોલીકે

મારી ભુલ થઇ ને હું કસમ ખાઇને વાએદા કરૂં છું કે તમારી સાથે બહુજ સારી રીતે વરતીશ સીપાહીએ જવાબ આપ્યો કે તેં તારા પ્યારા અને વ્હાલા અને મેહરબાન મરદ સાથે વાએદો કરેલ તે વફા નહીં કર્યો તો હું કાંઈ તેના કરતા બેહતર નથી કે મારી સાથે સારી રીતે વરતે, આજે તેનો એવો હાલ કર્યો કાલે વખતે હું ગુજરી જાઉં તો મારા પણ એવા બુરાહાલ કરીશ. માટેતુ કસમ ન ખા કે તારા કસમપર મને જરાએ ભરોંસો આવતો નથી.

પછી તેણીના તમામ કપડા કહાડી ને જંગલમાં કાઢી મુકી.

"નાજી" કહે છે કે દુનીઆમાં વફાદાર ઓરતો ઘણીજ થોડી હશે. પણ બેવફા ઓરતો પોતાના કરતુકની સજાએ પહોંચે છે, માટે એમ ન કરતા જો ખુદાની અને પોતાના શવહરની ફરમાંબરદારી કરી હરહાલમાં સબર અને શુકર કરી સંતોષમાં રહેતો દીન અને

દુનીઆની કેટલી ભલાઈ અને નેકનામી થાય ? જુઓ કે ખરાબ ઓરતની ચાલ અને બદનામી દુન્યામાં છુપી રહેતી નથી કોઇને કોઈ વખતે ફજેત થયા વગર રહેતીજ નથી; ને નેક ઓરતોની નેકનામી પણ ઢાંકેથી ઢંકાતી નથી ને ચોતરફ તેની ખુબી અને વખાણ મશહુર થાય છે.

## ફસલ બીજી, એક નેક મરદને ગુનાહમાં ફસાવવા ચાહનારી બદ ઓરત.

મરદ લોક ઓરતને બદ કામમાં ફંસાવી દીએ પણ ઓરતો પણ કોઇ કોઈ એવી થાય છે કે મરદને પોતાના ફંદામાં દોરેછે, હવે તે મરદ અગર નફસનો ગુલામ અને શએતાનનો ફરમાં બરદાર હોય તો તેના ફરેબમાં આવી પોતાની આકેબત બગાડી નાખે; પણ અગર જો ખુદાનો ખૌફ ખાઈ દીન અને દુનીઆની ફજેતીથી બચવા ચાહતો હોએ તો એક શું લાખ ઓરતો પરી જેવીયું અતરાફ આવીને ઘેરી લીએ ને નાઝ અને નખરા કરી તેના દીલને લલચાવે તોંપણ કોઈ તરફ ધ્યાન ન આપતા ખુદા પાસે મદદ માગે તો અલબત તેની મદદ પાક પરવરદીગાર કરેછે જે વીશે ધ્યાન આપી સાંભળો અને વાંચો;

મનકુલ છે કે મદીનએ મુનવ્વરાની અંદર એક શખશ હતો, હમેશા તેના શરીરમાંથી ખુંશબો આવતી હતી તેથી કોઇએ તેને પુછયું કે અએ જવાંમરદ તારા શરીરમાંથી ખુંશબો કેમ આવેછે? તેણે જવાબ આપ્યો કે મારો કીસ્સો અજબ તરાહનો છે, આ સાંભળીને તેણે કસમ આપીને કહ્યું કે ઓ ભાઈ મને બયાન કર.

તે વખતે તે શખશ તેને ખાનગીમાં લઈ જઇને કહ્યું કે મેં શરૂઆતની જવાનીમાં કાપડ વેચવાની દુકાન કરી હતી, એક દીવસ એક ઓરત અને તેની લોંડી મારી દુકાને કાપડ લેવા આવી ને કેટલીએક જાતનું કાપડ લઇને બોલી કે મારી સાથેં ઘરે આવીને કીંમત લઈ જાઓ, હું તે વખતે દુકાન બંધ કરીને તેણીની સાથે ગયો. ઘરે પહોંચ્યા તો તે ઓરત ઘરની અંદર ગઈ હું બાહેર ઉભો રહ્યો થોડી વાર પછી મને અંદર બોલાવ્યો, હુ અંદર ગયો તો જોયું કે મકાન બહુજ સારૂ અને ઉમદા છે ઉંચી જાતના બીછાના બીછાવેલા છે ને ઘણી જાતના દામ વીગેરેથી તે ઘર ભરપુર છે, હું ત્યાં બેઠો; પછી તે ઓરતે પોતાના માથાપરથી ચાદર કાઢી નાખી તો મેં જોયું કે તે ઓરત બહુજ ખુબસુરત અને રૂપાળી હુસ્નો જમાલવાળી છે ને તરાહ તરાહના જવાહેરાત દાગીના પેહરીને સણગાર કરેલ છે, તેણી એવી હાલતમાં મારી બાજુમાં આવીને બેસી ગઇ, ને મશકરી ને ઠઠ્ઠા કરવાને હસવા લાગી, મારા માટે ખાવાની ચીજો લાવી અમોએ તે ચીજો ખાધી; પછી તે બોલી કે અએ જવાન હું તારાપર **આશક** થઈ તેથી તને મારે ઘરે એ કાપડના બહાનાથી લાવી છું. નહીતો એ કાપડ તે શું ચીજ છે ? મારા ઘરમાં ઘણી જાતનું ઉમદા ઉમદા કાપડ પડેલું છે, માટે હવે તું મારા દીલની મુરાદ પુરી કર. જ્યારે આ મુજબની ખુશ જબાની ને પ્યારના કલામ મેં સાંભળ્યા ને એકાંતની જગ્યો વળી પરી જેવી ખુબસુરત ઓરત સણગાર કરેલી હોવાથી મારૂં દીલ લલચાઇ ગયું, ત્યાં કુદરતી આવાજ

**સાંભળી કે—"વનહુન નફ્સા અનીલ હવા; ફઇન્નલ જન્નતા હેયલ માવીવા"***
એનો જાહેરી મતલબ એકે જે કોઈ પોતાના નફ્સને હરામ અને ખરાબ કામથી બચાવે, તો તેના માટે રેહવાની જગ્યો જન્નત છે. બસ એ આવાજ સાંભળવાથી એકદમ મેં તે વીચાર માંડી વાળ્યો; ને ખુદાનો ખૌફ પેદા થયો ને દીલમાં ઠેહરાવ્યું કે કોઈ કાળે પણ એ બદ કામ કરવું નહીં;

પછી તેણી મોઢે મશકરી કરતા કરતા હાથના ચાળા કરવા લાગી, મે તેપર ધ્યાન કર્યું નહીં ને પોતાના છુટકારાનો રસ્તો તપાસવા લાગ્યો. તેણીએ જોયું કે આ શખશ મારો મતલબ પુરો કરે એવું લાગતુ નથી, તેથી કનીઝોને બોલાવીને કહયું કે આ શખ્શને બાંધો, તેજ વખતે મને બાંધી લીધો ને બોલીકે હવે શું વીચાર છે? મારો મતલબ પુરો કરતો ઠીક નહીતો જાણુકે તુ હલાક થવાનો. મેં કહયું કે અએ ઓરત મને હરામ કામથી બચાવ ને એની અંદર ફસાવ નહીં, આ વાત સાંભળીને મને એટલી લાકડીઓ મારીકે મારા શરીરમાંથી લોહી નીકળવા લાગ્યું; (**નાજી તરફથી ટચકું**—શાબાશ અને આફરીન છે એ મરદને કે એવી ખુબસુરત માઅશુકા ગોતી પણ ન મળે તે પોતે અવા એકાંતનાં મકાનમાં બોલાવી મારી અને જબરાઈ કરીને તે કામનું કહે તે છતા તે પરહેજગારી કરે એ કેવો જવાં મરદ ખુદાની ખુશી માટે હરામ કામથી બચનાર સમજવો? આ જમાનામા તો પરાણે કેહવું એક તરફ અરે બીચારી ઓરત પરહેજગાર હોય તેણીની વાસે કોઇ કોઇ કમબખ્ત લાગીને જબરાઈથી બદ કામ કરે, ખૈર, હવે તે શખશની અવી તાઅરીફ કરવા લાયકથઇ ગયો તો આપણે તેના માટે પાંચ સલવાત પડીને તેની રૂહને સવાબ બખશી આપીએ લ્યો હુંતો પાંચ સલવાત પડયો હવે તમો વાંચનારનો વારો આવે તારે ખરો.)

**પછી** જ્યારે મને બહુજ માર પડયો ને લોહી નીકળવા લાગ્યું તો મેં વીચાર કર્યો કે આ ઓરત મને છોડશે નહીં માટે હવે કોઈ હીલ્લો કરીને **નજાત** મેળવવી જોઈએ. એમ વીચારીને મેં કહ્યુ કે મને મારો નહીં લ્યો હું રાજી થયો ને હવે તારા મનની મુરાદ પુરી કરશું; તે વખતે મને છોડી દીધો, મેં પાયખાનામાંજવાનું કહયું તેણીએ પાયખાનું બતાવ્યું મેં જઇને પાયખાનાની અંદરથી નજીસ ચીજ લઈ મારા શરીરપર ચોળીને બાહેર નીકળ્યો તે વખતે મારી ખરાબ હાલત અને બદબોથી તે ઓરત છેટે રહીને કાંઈ બોલી નહી હું દરવાજા પાસે ગયો તો જોયું કે દરવાજાને તાળુછે, કુદરતે ખુદાથી હાથ લગાડવાથી તે તાળું ઉઘડી ગયું; ઘરે જઈ કપડા અને શરીર પાક સાફ કર્યું ત્યાં કોઇએ કપડા લાવી મને પેહરાવ્યા, ને મારા શરીરમાં "ખુશબો" લગાડી. ને કહયું કે અએ "**મુત્તકી**" (પરહેજગાર) તેં તારા નફ્સની ખાહીશને દુર કરીને આખેરતના ખૌફથી હરામ કામ કર્યું

---

* હદીસમાં છે કે એક શખ્શે ખુદાના ખૌફથી ગુનાહનું કામ તરક કરેલ તે વખતે એ આયત નાઝીલ થઈ છે ને તે હાલ કુરઆનના ૩૦ માં સીપારામાં છે; ને એ આયત એના માટે છે કે ખાનગીમાં હરામ કામ સામે આવે ને તેને અટકાવનાર કોઈ ન હોય, તેવામાં ખાસ ખુદાની ખુશી માટે તે હરામ કામને છોડી આપે. ને એ મુજબ ખરેખર મજકુર શખ્શે અમલ કરેલ છે.

નહીં તેથી અમોએ તને એ બલામાંથી બચાવ્યો ને હવે આ કપડાને પાક સાફ રાખ ને આ ખુશબો તારા શરીરમાંથી જનાર નથી.

"નાજી" કેહેછે કે અવી પણ ખરાબ ઓરતો થાયછે કે ઘરબાર વાળી સારા ઘરની ઓરત હોવા છતા પોતાના ઘરમાં પરાયા મરદને બોલાવ્યો તે કેવી નાપાક અને બદબખ્ત હોવી જોઈએ? ખુદા તેવી ઓરતોથી બચાવે.

## ફસલ ત્રીજી સ્ત્રી ચરીત્ર, અથવા ઓરતોના મક્કરનો નમુનો

જાણવું જોઇએ કે દુનીઆમાં પરહેજગાર ઓરતો ઘણી થોડી છે. અને ખરાબ ઓરતો બેશુમાર હશે; તેમાં પણ કેટલીક ઓરતો એવી ફરેબ અને મક્કરબાઝ થાય છે કે ધણીની પાસે પરહેજગાર પાકદામન દેખાય, ને ખાનગીમાં પોતાની મરજીમાં આવે તેમ કરે. પણ એવી મક્કરબાજ ઓરતોના મક્કર અને ફરેબ લખવાની જરૂરત નથી, કેમકે તે તો ઘણે ભાગે સરવે કોઈ જાણે છે; લોકો સ્ત્રીચરીત્રની ચોપડીઓ વાંચવા ઘરમાં રાખે પણ એ નથી જાણતા કે એ અગર ઓરતો વાંચે તો વાંદરાને નીસરણી આપવા જેવું છે, કેમકે તેથી અગર કોઇ બીચારી મક્કર કરવા નજાણતી હોય તો તે વાંચીને સીખે. હવે આ ઠેકાણે એક મક્કરનો નમુનો લખુંછું, તે પણ એવો કે ઇ૦ જો બારીકીથી વાંચે તો ઓરતો પરહેઝગાર થવાની કોશીશ કરે.

મનકુલ છે કે એક શખશ બહુજ હુશીયાર અને આલીમ હતો, હમેશા ઓરતોના મક્કરની તપાસ કરતો, ને તેઓના મક્કરથી ડરીને ચાલતો, ને તેઓના કેહવા પર ભરોસો રાખતો નહતો ને કેહતો કે ઓરતોની નાકસ અક્કલ હોય છે ને પોતે એમ સમજતો કે મને કોઇ ઓરત ફરેબ આપી શકે નહીં, પોતે ઓરતોના મક્કરના બારામાં એક કીતાબ બનાવી ને તેનું નામ "હીલતુનનેસા" (યાને ઓરતોના ફરેબ.) રાખ્યું ને હજુ એ કીતાબ પુરી કરી નહતી, ને તપાસ અને શોધ કરતો હતો, ને જ્યાંજ્યાંથી ઓરતોના ફરેબની વાતો મળે તે તે કીતાબમાં ભરતી કરતો હતો; એક વખત કોઈ ઠેકાણે મુસાફરીએ જતો હતો રસ્તામાં બની અસદના કબીલામાં પહોંચ્યો, રાત થવાથી ત્યાં ઉતર્યો. જેના ઘર પાસે ઉતર્યો તે શખશ ઘરમાં ન હતો; થોડીવાર થઈ તો અંદરથી એક ઓરત પરીરૂ જેવી તેની પાસે જઇને સલામ કરી, તે શખશે સલામનો જવાબ આપીને મરહબા કહયું; ને ઓરતને ખુશમીઝાજ ને લાયક માણુસ જોઇને કહયું કે અએ બાઇ મહેમાનને દોસ્ત રાખે છે? તેણીએ જવાબ આપ્યો કે શા માટે મહેમાનને દોસ્ત ન રાખું! અરે મહેમાન છે તે ખુદા તરફથી હદીયો છે, માટે મેહરબાની કરી મારા ઘરમાં ઉતારો રાખો; એમ કહીને તેને ઘરમાં લાવીને જે કાંઈ હાજર હશે તે લાવીને ખવરાવ્યું.

તેણે પુછ્યું કે અએ બાઇ મહેમાનદારી કોની પાસેથી સીખી છો? તેણીએ કહયું કે હઝરત રસુલે ખુદા સ૦ ની હદીસથી, કે ફરમાવ્યું છે કે, "મન અકરમા દુઝ્ઝૈફ ફકઅન્નમા અકરમની વ મન અકરમની ફલહુલ જન્નહ" (યાને મહેમાનની જે ખીદમત

કરશે તે મારી અને હઝરત ઇબ્રાહીમ અ○ ની સાથે બેહીસ્તમાં રહેશે.) અએ શખશ મે-હેમાન છે તે જન્નતનો રસ્તો બતાવનાર છે. આ સાંભળીને ઓલીમ સાહેબ તો દમ બખુદ થઈ અજબ થયા કે આ ઓરત કેટલી હુશીઆર અને અક્કલમંદ છે? પછી પોતે પોતાની બનાવેલી કીતાબ વાંચવા લાગ્યો; ઓરતે જોઈને પુછયું કે સાહેબ આ કઈ કીતાબ છે?! કે બહુજ ધ્યાન લગાડીને જુઓછો; તે શખશ પહેલો હસ્યો પછી કહયું કે આ કીતાબ "હીલતુન્નીસા" છે, મેં તેને બનાવી છે.

આ સાંભળીને તે ઓરત હસીને બોલી કે ઓ સાહેબ તમોએ અજબ કામ કર્યું છે જેમ ચારણીએ કરીને દરયાનુ પાણી ખાલી કરે એમ કર્યુ છે; (એટલે પહેલે તો ચારણીમાં પાણી રહેજ નહીં, બીજુ દરયા કોઇથી ખાલી પણ ન થાય.) કેમકે આ કામ તમારાથી નહીં બને ને ક્યારે આ કીતાબ પુરી કરી રેહશો? અરે દરયાની અંદરથી વાટકો પાણી કાઢયું તોશુ તેથી તે તમામ થઇ જશે? અએ બીરાદર ઓરતોના મક્કર બેહદ છે, અરે શએતાન પણ તેના મક્કરથી લાચાર કે શએતાંને ઓરતોના મક્કર જોઇને પોતાનુ નાક જમીન પર ઘસ્યું, અને, ખુદાએ કુરઆનમાં ફરમાવ્યું છે કે "ઇન્નકએદા કુન્નઅઝીમ" એટલે ઓરતોના મક્કર બહુજ મોહટા છે; માટે તમો એ મહેનત મુકી દીઓ; ને આરામમાં રહો; એ બનવા જેવું નથી, ને પોતાની ઉમ્મરને બરબાદ ન કરતા ખુદાની ઇબાદતમાં ગુજારો તો તેમાંથી તમારૂં કાંઈ ભલુ થાય; આની અંદર કાંઇ નહીં બને ને ફોગટનો વખત ગુમાવશો; પછી બીજે દીવસે તેના માટે ખાવાનું પકાવી ખવરાવીને બોલી કે ઓરતો એવા એવા મક્કર કરે છે કે તમો હેરત પામી જાઓ ને આ કીતાબને ધોવી પડે ને તમા-રી મગરૂરી છોડી આપો.

પછી મહેમાન માટે બીજી જગો ગોઠવીને ત્યાં રેહવા માટે જગ્યો આપી, ને પોતે પોતાનો હાલ બદલાવી ખુબ ઠાઠમાઠ સણગાર કરીને તેની પાસે જઇને બેઠી મહેમાન તેને જોઇ રહ્યો, ત્યાં તેણીએ એવા નાઝ અને નખરા કર્યા કે તેનું દીલ પાણી પાણી થઈ ગયું અને એવા એવા શીરીન મીઠા ખુશ કલામ કરવા લાગી કે તે બીચારાનું દીલ તેણી પર લાગી ગયુ; જ્યારે જોયું કે બરાબર તેના દીલમાં તીર પએવસ્ત થયું તો બોલી કે સાહેબ જરા અંદર તો આવો એ બીચારો મફતુન દીવાના જેવો બની ગએલો તરત અં-દર ગયો, તે વખતે એવા નાઝ અને નખરા કરવા લાગી કે તે પોતાની ટેક ભુલી ગયો કે ઓરતોના મક્કરમાં ફસાવું નહીં, તેનો ખ્યાલ રહ્યો નહીં, એક તો ખુબ સુરત નાઝની, બીજું ઝેવર અને કપડાથી સણગાર કરેલો ત્રીજું શીરીન જબાનથી કલેજામાં નશ્તર પએવસ્ત થાય એવા કલામ કેહવા લાગી, ચોથુ એકાંતપણું હતું ને વળી વધારે ખાનગી જગ્યોમાં લઇ ગઇ, અવા બનાવથી ભાઇ સાહેબની લગામ હાથમાં રહી નહીં; તેથી કેહવા લાગ્યો કે ઓ દીલરૂબા, ઓ મારી જાન, આ ખુરશેદેજહાં, અએ રૂહેરવાં, અએ શીરીન જબાન મારૂં દીલ ઠેકાણે નથી તેં મારા દીલને કબજે કરી લીધું.

જ્યારે તેણીએ જોયું કે બરાબર ફરેબમાં આવી ગયો છે ને હવે તે મારા મક્કરની જાળમાં ફસાઈ ગયો; તો બોલી કે ઓ સાહેબ તમને શું થયું છે? અરે તમો અવા

અકરમંદ હુસીયાર કીતાબ "હીલતુન્નેસા" ના કર્તા છો, તમને એવું છાજતું ને શોભતું નથી; તેણે જવાબ આપ્યો કે અએ મારી જાન પહેલે હું પોતાના કબજામાં હતો પણ આ વખતે તેં એવું કર્યું કે મારો કબજો છોડાવી તારા કબજામાં પકડી અને જકડી લીધો છે; હવે મારૂં અંજામ શું થવાનું છે, તે કાંઈ ખબર પડતી નથી વીગેરે; એ મુજબ બને જણુ આપસમાં વાતો કરતા હતા. ત્યાં કનીઝે આવીને કહ્યું કે એ બીબી અહીંયા શું કરો છો? અરે ખ્વાજાહ (શેઠ) આવ્યા છે, આ સાંભળીને બીબી ગભરાઈ ગઈ ને સણગાર કરેલો તે ઉતારીને એક તરફ ફેંકી દીધો; આ હાલ જોઇને તે સાહેબે પુછ્યું કે એ જાનેમન આ કેવો હાલ કર્યો? અરે તમને શું થયું? ઓરતે કહ્યું કે મારો ખાવીંદ ત્રણ દીવસ થયા શીકાર માટે ગયો હતો તે આવ્યો છે, જો તને અને મને એક ઠેકાણે જોશે તો બનેને મારી મારી નાખશે; આ સાંભળીને તે સાહેબ ગભરાણા ને ઉલટા વીચારમાં પડી ગયા કે હવે જાન કેવી રીતે બચાવવી? શું કરવું? ક્યાં જવું? એમ કહીને પડી ગયો ઓરતે કહ્યું કે ઉઠ આ પેટીમાં બેસીજા નહીંતો માર્યો ગયો જાણજે; બીચારો શું કરે લાચાર થઇ પેટીમાં સુતો, તેણીએ પેટીને તાળું લગાડી પોતાના શવહર પાસે જઇ હસી ખુશીથી તેનો હાથ પકડી પેટીવાળા ઓરડામાં આવી પોતે પેટી પાસે બેઠી ને મરદ સામે બેઠો ને આપસમાં વાતો કરવા લાગ્યા, ત્યાં તે ઓરતે પેટી હલાવીને બોલી કે "મઅંન દરવાદીયે મકરોહીયલગામ" "કે અઝમકરે ઝનાં ઉફતી હુદરદામ" (એટલે મક્કર અને ફરેબના જંગલમાં પગ ન રાખ, કેમકે ઓરતોના મક્કર અને ફરેબથી તુ ખાડામાં પડીને ફસાઈ જઈશ) તેણીના શવહરે આ મુજબ સાંભળ્યું તો બોલ્યો કે અરે આ શું કલામ છે? હું સમજતો નથી આ વખતે કેહવાનું કાંઈ કારણ ખબર પડતુ નથી; ઓરતે જવાબ આપ્યો કે આપણા ઘરે એક મહેમાન આવ્યો હતો, ને તેણે "હીલતુન્નેસા" નામની કીતાબ બનાવી છે, તેથી મેં તેને કહયુ કે ભાઈ તમો એ કામથી હાથ ઉપાડો ઓરતોના મક્કર અને ફરેબથી બચવું બહુજ મુશકીલ છે, તેણે મારી વાતને કબુલ નહીં કરી તેથી તેને મક્કરનો જરા નમુનો બતાવા માટે થઇને એક ઓરડામાં જગ્યો આપી, ને બીજે ઠેકાણે જઈ સણગાર કરી તેની પાસે જઈ એવા એવા કલામ કહ્યા, ને એવો મારો હાલ બનાવ્યો કે તે મારાપર આશક થઇ મારા ફંદામાં આવી ગયો, ને હજુ તેને ખુબ ફરેબમાં લેતી હતી ત્યાં તમો આવી ગયા, તેથી તેને છુપાવી દીધો છે.

આ સાંભળીને શવહરે કહયું કે અરે આ વાત ખરેખર સાચી છે કે મશકરી કરે છે? ઓરતે કહયું કે ખોટું બોલનાર ખુદાનો દુશમન છે હું હરગીજ ખોટું બોલી નથી તેમ મેં ખયાનત પણુ કરી નથી. પછી તેણીનો શવહર એકદમ ગુસ્સામાં આવી ગયો. ને બોલ્યો કે ક્યાં છે તે નમકહરામ કે મહેમાન થઇને પારકી ઓરતોપર બદ નજર કરે? એને એવી સજાએ પહોંચાવું કે ફરીને એવા કામ કરતો ભુલી જાય; ઓરતે કહયું કે અએ ખાવીંદ અટલો ગુસ્સો ન કરો જરા સબર કરો, મેં ફકત તેની મગરૂરી દુર કરવા આ કામ કરેલ છે બાકી મેં કોઈ જાતની તમારી ખયાનત કરી નથી હું પાકદામન છું એવા કામથી છેટે છું, પણુ તે સાહેબ કેહતા હતા કે ઓરતોની શું હકીકત

છે ? ને તેના ફરેબથી બચવું તે શું મોહટી વાત છે! તેથી મેં તે સાહેબની આંખ ઉઘડવા માટે અટલી બાબત કરી મરદ બોલ્યો કે બસ બસ વધારે વાત ન કર તે કમબખ્ત મારી ઓરતપર શા માટે બદ નજર કરે? હવે હુ તેને છોડનાર નથી જલદી બતાવ કે ક્યાં છે; આ તમામ વાતો તે ભાઈ સાહેબ પેટીમાં પડયા પડયા સાંભળતા હતા ને સમજ્યા કે હવે આપણું મોત આવ્યું હવે આ બલાથી છુટકારો નથી; પછી બહુજ કેહવાથી ઓરતે કહયું કે લ્યો જુઓ આ પેટીની અંદર તેને છુપાવ્યો છે મરદે જોયું તો તેને તાળુ હતું તેથી તેની ચાવી માગી ઓરતે કહયું કે લ્યો આ ચાવી લ્યો મરદે તેણીના હાથ માંથી ચાવી લઈને તાળું ઉઘાડવા ચાહયું ત્યાં ઓરતે કહયું કે "**મરાયદ તોરા ફરા મોશ**" (એટલે મને યાદ છે ને તમો ભુલીગયાછો; મતલબ એકે આપસમાં શરત થીએલી કે મશકરીમાં એક બાજાને કાંઇ કેહવું તો તે સાચું ન જાણવું ને જો એક બીજા ભુલી જાય તો એ ઉપર મુજબ કેહવું એટલે સમજી જાય કે તેણે મશકરી કરી; આ સાંભળીને મરદે તાળું ન ખોલતા ચાવી પાછી ફેંકીને બોલ્યો કે ઓરતો પર ખુદાની લાઅનત કે ઓહો અવા મક્કર અને ફરેબ કે અવી ખોટી વાત કહીને મને ગુસ્સામાં લાવી; યા અલ્લાહ મને બહુજ ફરેબમાં લાવી ગુસ્સે લાવી તું શએતાન કેરતા પણ વધીજા એવીછો, અરે સો વરસ સુધી શએતાન તારો શાગીરદ થાય એવું છે, એમ કહીને સમજ્યો કે આપસમાં જે શરત કરેલી તેનો ભુલાવો આપવા માટે એ મુજબ બનાવીને ફરેબથી અવી વાત કહી.

પછી ઓરત હસવાની ને ખુશી થવાની બીજી વાતો કરી મરદને ખુશ ખુશ કરી આપ્યો; પછી જમવાનું લાવી બને જણ જમી એઘડી બેસીને મરદ હમ્મામમાં નહવા માટે ગયો; પછી પેટી ઉઘાડીને તે અધમુવાને બાહેર કાઢયો ને બોલી કે અએ મારા બીરાદર તુ અવો હુશીઆર ને પોતાના અક્કલ પર મગરૂર હતો તે છતા આનજીવા સાફને સાદા ફરેબમાં આવી ગયો એ છાંતા કે હું તરાથી છેટે રહીને પોતાને પાકદામન રાખી, ને જો કોઈ ખરાબ બદઝાત ઓરત મળતે તો તું ખરાબ કામમાં ફસાઇ પોતાની આકેબત ખરાબ કરી નાખતે અરે પોતાની અક્કલપર જે મગરૂરી કરતો હતો તે છોડી આપ, તું પોતે ઓરતોના ફરેબની કીતાબ લખેછે ને પોતેજ ફરેબમાં અવી ગયો.

આ સાંભળીને તે બોલ્યો કે ખરેખર ઓરતોના ફરેબથી બચવું ઘણુંજ મુશકીલ છે; વળી ઓરતે કહયું કે જોયું તારી અને મારી વચ્ચે જે વાત થઈ હતી તે સાચે સાચી મારા શવહરને બયાન કરી ને તારી જાન જવાનો વખત આવ્યો તો તને પણ બચાવી લીધો; અએ ભાઈ કોઈ મરદ ઓરતને પાકદામન અને ચોખી રાખી શકે નહી, પણ ખુદાના ડરથી ઓરત પોતે બચે ને ખરાબ કામથી છેટે રહે તો ખુદા તેનું ભલું કરે; બાકી મરદ ઓરતને બદકામથી બચાવા ચાહે ને ઓરતની મરજી બદકામ કરવાની હોય તો તે જોઇએ તેમ કરી પોતાની મુરાદ પુરી કરશે; અએ ભાઈ તમામ ઓરતો કાંઈ ખરાબ હોતી નથી, અરે ઓરતો પણ પાકદામન ખુદાથી ડરનારી, ધણીની તાબેદાર, ધણીની ગરીબી અને ફકીરીપર સબર કરનાર પણ ઘણી ઓરતો છે; હવે તારી ઉમ્મરમાં

બરબાદ ન કર ને ખુદાની બંદગી અને તાબેદારીમાં ગુજાર, આ કીતાબથી તને શું ફાયદો થવાનો ? માટે તેને પાણીમાં નાખીદે, ને નાહાકનો વબાલ માથા પર ન લે. આ નસીહત સાંભળીને મજકુર શખશ એકદમ ચેતી ગયો ને આંખ ઊઘડી, પોતાની ગફલતની ખબર પડી, જેથી તે કીતાબને પાણીમાં નાખી દીધી, ને અહેકામે ખુદાનો ઇલમ સીખવામાં મશગુલ થયો.

"નાજી" કહેછે કે દુનીઆમાં એવી પણ ઓરતો થઈ ગઇછે કે મરદોને નસીહત કરે, પણ એવી ઓરતો ઘણી છોડીજ હોય, વળી નસીહત કરવી તો એક તરફ પણ પોતાને કેવી રીતે જાળવીને પાક રાખી એ વધારે અજબ ભરેલું છે, કેમકે હદીસમાં છે કે જ્યાં મરદ ઓરત બે જણ એકાંતમાં ફકત ભેગાજ થાય તો શએતાન કહેછે કે ત્યાં ત્રીજો હું જાઉંછું ને એ વખતે તે બહુજ ફાવી જાયછે કે ઘણે ભાગ ખરાબ કામ કરાવ્યા વીના રહેજ નહીં; વળી ઓરતજાતને ફસાઇ જતા કેટલી વાર લાગે ? પણ તે કેવી પાકદામન કે પોતે બચીને તેને નસીહત આપી; **વાંચનાર** બહેનોને ઘણીજ નમ્રતા પુર્વક અરજ કરવામાં આવેછે કે અગરચે તે ઓરત પોતાની પાક નીય્યતથી તે મરદને સીખામણ આપવા માટે એવો બનાવ કરીને ગીએલી, પણ એતો બહુજ દીલની મજબુત કે નસીબ જોગે બચી ગઈ; નહીંતો સાચી નીયત પડતી રહે ને તે વખતે કાંઇ ધ્યાન ન રહે ને એવો એકાંતનો વખત હોવા છતાં બચી ન શકે; માટે ફકત આ ઉપરથી બને એટલી નસીહત લઇને પરેહેઝગારીમાં વધારો કરવો. નકે તેણીની જેમ કોઇને નસીહત કરવા જવું, કેમકે નસીહત કરતા ફઝીહત થવાનો વખત આવતા વાર લાગે નહીં, જોવોની ? કે તે મરદ એવો હુશીયાર ને ચાલાક ને ઓરતોના ફરેબની કીતાબ લખતો હતો તે છતાં તે દરમીયાનમાંજ કેવો ફંસાઇ ગયો ? માટે જેમ બને તેમ એવી બાબતોથી છેટે રેહવું; ને પોતાની આકેબત સુધારવાની કોશીશ કરવી.

## ફસલ ચોથી પોતાના આશક માટે, પોતાના છોકરાનું ખુન કરવા તૈયાર થનાર, ને ધણીનો માલ બરબાદ કરનાર એક ઓરત, ને તેજ છોકરાનું અચાનક બાદશાહ થવું, ને સખાવતનું ફળ.

મનકુલ છે કે બનીઇસરાઇલમાં એક શખશ દીનદાર પરહેઝગાર ગરીબ માણુસ હતો, તે લાકડાનો ભારો લાવીને વેચવાનો ધંધો કરતો હતો, ને તેથી તેની ગુજરાન ચાલતી હતી. એક વખત લાકડાનો ભારો એક દીરહમમાં વેચીને આવતો હતો ત્યાં રસ્તામાં કોઇ ફકીર માણુસ મળ્યો તેણે કહ્યું કે કોઈ એવું છે ? કે રાહે ખુદામાં મને કાંઈ આપે ? ને આ વખત હું તંગદસ્ત છું તો મારા હાલ પર રહેમ કરે. ને મને આપવાથી ઇનશા અલ્લાહ ખુદાવંદે કરીમ તેની ખૈર કરશે, મજકુર લાકડાવાળે આ મુજબના કલામ સાંભળ્યા તો દીલમાં કહ્યું કે આ કામ કરતા બીજુ કોઇ કામ બેહતર નથી, કે આ દીરહમ રાહે ખુદામાં આપી દઉં; તો તેના બદલામાં તે માઅબુદ મને બેશુમાર બરકત આપશે. એ મુજબ વીચાર કરી તે દીરહમ તે લાચારને આપ્યો તેણે દોઆ કરી કે ખુદાવંદે કરીમ આનો બદલો દીન અને દુન્યામાં આપે.

જ્યારે ઘરે ખાલી હાથે ગયો તો ઓરતે કારણ પુછ્યું તેણે બનેલી હકીકત કહી સંભળાવી; તે દીવસે તેઓ ફાકાથી ભુખ્યા સુઇ રહ્યા; બીજે દીવસે સવારના ઉઠીને વળી લાકડા લેવા ગયો ને લાકડા લાવી એક દીરહમમાં વેચીને ઘરે આવતો હતો ત્યાં રસ્તામાં એક શખશને જોયો કે તે એક પંખી બહુજ રૂપાળું વેચે છે તેને તેની કીંમત પુછી તેણે બે દીરહમ કહ્યા, આખર એક દીરહમમાં ઠેરાવી વેચાતી લઇને ઘરે આવ્યો, ઓરતે કહ્યું કે પંખી લાવ્યો પણ અનાજ વગરના શું કરીશુ ? અરે આજે બીજો દીવસ ફાકાનો થશે; તેં કાંઇ વીચાર કર્યો નહીં કે મારા ઘરમાં દાણા નથી ને આ પંખી ઉપાડી લાવ્યો? આ સાંભળી તે બીચારો ગામમાં જઈ કોઇ પાસેથી કાંઈ કરજ કરીને લાવીને ઓરતને આપ્યું. તે રાત્રે પકાવી ખાઇને સુતા,

પછી કેટલાંક દીવસ બાદ તે પંખીએ પીંજરામાંથી આવાજ કરી તેથી સમજ્યો કે ભુખ્યું અથવા પ્યાસુ હશે તેથી તેની પાસે ગયો તો જોયું કે એક બેદુ આપેલ છે, પણ તે બેદુ અસલી બેદુ નહીં પણ એક ઉંચી જાતનો હીરો "ગવહરે શબ ચીરાગ" (રાતના વખતે દીવા જેવું અજવાળું પડે એવો હીરો) છે. એ લઇને ઓરત પાસે ગયો ને તે હીરો બતાવીને બોલ્યો કે જો ખુદાવંદે કરીમે એક દીરહમના બદલામાં આપણને આ હીરો આપ્યો; હવે આપણી ભુખ ચાલી ગઈ ખુબ ખાઓને વાપરો.

પછી બીજે દીવસે તે હીરો જવહરી પાસે લઇ જઈ પાંચ હજાર દીનારમાં વેચ્યો ને તે દીવસથી લાકડાનો બારો લાવવો મુકી દીધો, ને ખુદાની ઇબાદતમાં મશગુલ થયો; ને એક મોહટું આલીશાન મકાન બનાવ્યું ને તે મકાનની લાયક ગાલીચા બીછાના ઠામ વીગેરે ચીજો લીધી. ને તે પંખી વરસમાં એક વખત એવીજ જાતનો હીરો બેદાને બદલે આપતું હતું. ત્રણ વરસ પછી ખુદાવંદેકરીમે એક છોકરો આપ્યો, પછી નાણું ઘણું થવાથી ઓરતને કહયું કે હું હજ કરવા જવાનો ઇરાદો રાખું છું, માટે આ પંખી અને આ બચ્યાની બહુજ સારીરીતે ખબર રાખજે. ને માણસો કનીજોને પણ બોલાવીને દરેકને ભલામણ કરીને બચ્ચાંને રમાડવા માટે ખાસ એક દાઈ રાખી મુસાફરીનો સામાન તૈયાર કરીને રવાના થઇ ગયો.

કેટલાંક દીવસ ગુજરવા બાદ તેની ઓરત એક વખત હમ્મામમાં નહાવા માટે ગઇ; રસ્તામાં એક ફાસેક લુચ્ચો અને ખરાબ માણસ મળ્યો, તેની નજર આ ઓરતપર પડવાથી તેના પર એકદમ આશક થઈ ગયો, તેથી તેણીના ઘર સુધી પાછળ પાછળ ગયો, ને ઘરની પાસે આવીને તે ઓરતને પોતાનું ઇશકપણું જાહેર કર્યું તેણીએ તે વખતે ધ્યાન ન આપી પોતાના ઘરમાં પેસી ગઈ; તેથી તે મલઉન શકી બદબખ્ત નાપાક અને પલીદ પાછો જઇ તેજ ફીકરમાં રહી એક દલ્લાલા બુઢીને ગોતીને પોતાના મનની મુરાદ બયાન કરી; તેથી તે મલઉના કુટણી દલ્લાલા તે ઓરતના ઘરમાં ગઇ ને વાતો ચીતો કરતા કરતા એ મરદુદ નાપાકનો પેગામ પહોંચાડી તેનો ઇશ્ક જાહેર કર્યો કે તારા પર બહુજ તેનું મન લાગ્યું છે તેણીએ જવાબ આપ્યો કે હું શવહર વાળી છું વળી મારો શવહર સારો કામે એટલે હજ કરવા ગીઓ છે, માટે એ બદકામ કરવા હું રાજી નથી, ("નાજી"

કહે છે કે અરે ખાના ખરાબ પલીદે એવો ઢીલો ઢીલો જવાબ શામાટે આપ્યો? એકદમ તે મલકુના ડોશીને બે ચાર લાત મુક્કી મારી ઢીંકા પાટુથી ઉંધી પાડી દસ વીસ ગાળો ચોપડી કનીઝોને કહી ઘસડીને બાહેર ફેંકી દેવી હતી; અરે વાંચનાર મારી બેહનો ખબરદાર જોજો હો ? એવી રાંડ દલાલા અને કુટણી ડોશીઓ અમસથી ફકત બેસવા ને તમને હસવા ને રાજી કરવા તમારી પાસે આવે તોપણ આવવા દેશોમાં હો !!! કેમકે તેણીયુંના મકકર અને ફરેબ બહુજ ઉંડા હોયછે, અરે રેહતા રેહતા રફતે રફતે ધીરજથી મોહબ્બત અને મીઠાસ કરીને પછી પોતાના ફંદામાં લઇ ગાળી નાખે છે, માટે પેહલેથીજ તેણીયુંથી છેટે રેહવું જરૂર છે જેમકે એક શખશે પોતાનાછોકરાને નસીહત કરી કે—

" જા નાને પીદર ઝેપીરાહ ઝનદાદ=અઝ શોઅબદએ શાન હઝાર ફરયાદ "
" હરખાનાકે પીરાહ ઝન નેહદગામ=ઇબલીસ શવદ દરઆં સરે આરામ "

એનો મતલબ એ કે અએ ફરજંદ જે કોઇ એવી દલ્લાલા ડોશીને પોતાના ઘરમાં આવવા આપે, તો તેના ફરેબથી હજાર ફરયાદ કરવી જોઇએ એટલે બહુજ ડરતુ રેહવું જોઇએ જે ઘરની અંદર એવી ડોશીઓ પગ રાખે, ત્યાં શએતાન મલકુનને બહુજ સારૂ લાગે. એટલે તેનો મતલબ પાર પડે કે ગુનાહમાં ફસવાનું સેહલાઇથી બની શકે.

"અઝ ફીતનએ પીરાહ ઝન બે પરહેઝ=ચું પંબચો નંસ ઝે આતશે તેઝ"

એટલે જેમ નરમ રૂને ગરમ આગથી છેટે રાખે તેમ પોતાની ઓરતોને એવી મલકુના ડોશીઓથી છેટે રાખવી જોઇએ )

હાસલ કલામ પછી તે બુઢીઆ તેણીના ના પાડવાથી ના ઉમ્મેદ ન થતા હમેશા તેણીના ઘરમાં આવજાવ કર્યા કરતી હતી, એમ કરતા કરતા એક વખત બરાબર વાતોના પ્રસંગમાં લાવી તેના દીલને લલચાવી દીધું, તે પણ કમનસીબ બેઇમાને કબુલ કર્યું, આ બુઢીઆને તો એટલુંજ જોઇતું હતુ તરત તેણીના આશકને જઇ ખબર આપી, તે મરદુદ તેજ વખતે પોતાની માશુકાની પાસે ગયો ને બંને જણ પોતાની ખરાબ મુરાદ પાર પાડી હમેશા એક બીજા અએશ ઇશરત ને મૌજ મજાહ કરી જહન્નમની આગ પોતા માટે તૈયાર કરવા લાગ્યા.

કેટલીક મુદત સુધી એજ હાલતમાં બંને જણ હતા ત્યાં એક દીવસે તે પંખીએ આવાજ કરી તે ઓરત તેને દાણો પાણી દેવા ઊઠી તેણીનો યાર બોલ્યો કે ક્યાં જાએછે? તેણીએ જવાબ આપ્યો કે મારા શવહરે એક પંખી એક દીરહમમાં વેચાતી લીધેલ છે,ને તે પંખીની બરકતથીજ આ તમામ દૌલત હાથ લાગી છે કે તે વરસમાં એક વખત ઇંડાને બદલે એક ઊંચી જાતનો હીરો આપેછે; ને મારા શવહરે રાહેખુદામાં એક દીરહમ આપેલ તેના બદલામાં પરવરદીગારે આ નેઅમત અમોને આપીછે.

આ સાંભળીને તે ચુપ રહયો, બીજે દીવસે બનીઇસરાઇલના કોઈ આલીમ જાણુવાવાળા હુશીઆર માણસ પાસે ગયો ને પુછયું કે તવરેતમાં તમોએ કોઇ ઠેકાણે એવું જોયું છે? કે જે કોઈ એક દીરહમ રાહેખુદામાં આપેતો તેના બદલામાં ખુદાવંદે કરીમ એક પંખી આપે, તેણે કહયું કે હા એવું જોયું છે ખરૂં, ને તે પંખીની ખાસીયત એવી છે

કે અગર કોઈ તે પંખીને ખાય તો તે બાદશાહ બને આ સાંભળવાથી તે મરદુદ નાપાક બખીસ ફીકરમાં પડી ગયો કે એ પંખીનું ગોસ્ત કેવી રીતે ખાવું? એવો વીચાર કરીને તે પોતાની માશુકા સાથે ખુબ મોહબ્બત વધારી એટલી મોહબ્બત વધારી કે તેણીને તેના સીવાય એક ઘડી પણ ચાલે નહીં, જયારે જોયું કે આ ઓરતને મારા વગર ચાલતું નથી, તે વખતે એકદમ તેણીના ઘરે જવાનું બંધ કર્યું.

જ્યારે ઘણા દીવસ થયાને તે નાપાક તેણીને ઘરે ગયો નહીં તેથી તે તડપવા લાગીને તે દલ્લાલા બુઢીઆને બોલાવીને પએગામ મોકલ્યો કે ઓ મારી જાન તમો શા કારણથી મારી પાસે આવતા નથી? તેણે જવાબમાં કેહરાવ્યું કે મેં કસમ ખાધા છે કે જ્યાં સુધી તે પંખીને કાપીને તેનો ગોસ્ત મને નહીં ખવરાવે ત્યાં સુધી હવે હું તેણીની પાસે જનાર નથી; દલ્લાએ એ પએગામ કહયો તે વખતે તે ઓરત બોલીકે આ પખી દર રોજે એક હીરો આપેછે ને તની બરકતથી અમો માલા માલ થઇ ગયા છીએ, માટે એ બનવા જોગ નથી. આ સાંભળી તે દલ્લાલા મરદુદ બોલીકે ઓ મારી દાકરી અરે અવું શું કહેછે અરે તું જવાન છો તારી જવાનીના મોજ મઝાહ લુટવાના દીવસો અવા આશકની દોસ્તી અને મોહબ્બતમાં ખલલ પાડેછે તે મોટી નાદાનીની વાત છે, અરે આશકની જાનપર પંખી કુરબાન છે એ શું મોટી વાત છે? બનેજ નહીં મારે રજા આપકે તેને બોલાવી લાવું વળી આ ઓરત તેણીના ફરેબમાં આવીને બોલીકે ઠીક જા બોલાવી લાવ ને કેહજેકે આજ રાત્રે તે પંખી કાપીને તેનું ગોસ્ત ખવરાવીશ. આ ખુશ ખબરી સાંભળી તે મલઉંના તે નાપાક પાસે ગઇ ને તમામ હકીકત બયાન કરી.

રાતને વખતે તે મરદુદ તેણીને ઘરે ગયો તેણીએ પંખીને કાપી પકાવી તેની પાસે લાવીને બોલી કે લ્યો આ પંખીનું ગોસ્ત છે આવો આપણે ખાઇએ; મરદુદ બોલ્યો કે મેં કસમ ખાધી છે કે એ પંખીનું ગોસ્ત હું એકલોજ ખાઉં બીજાને ભાગ ન આપું, ઓરતે કહયું કે બહુ સારૂ તમો એકલાજ ખાઓ. તે મરદુદ ખાવા બેઠો ત્યાંતે છોકરો રોવાલાગ્યો ને પંખીનો ગોસ્ત માગવા લાગ્યો: તેણે વીચાર્યું કે ગોસ્તને બદલે અગર પંખીનું માથું આપુ તો હરકત નહીં; એમ વીચારી માથું છોકરાને આપ્યુ તે બીચારે તેના પર સંતોશ કરીને ખાધુ; તે મલઉન આખું પંખી ખાઈ ગયો. પછી હમેશના ધારા મુજબ તેણી સાથે કાળુ મોહું કરવા લાગ્યો, પછી તેણે જોયું કે બાદશાહત તો મળતી નથી, તેથી વળી ખીયાલ થયો કે વખતે પંખીના માથામાં એ ખાસીયત હશે તો? અરે નાહાક તે માથું તેને આપ્યું; વળી તે આલીમ પાસે ગયો ને સવાલ કર્યો કે સાહેબ તે પંખીના તમામ ગોસમાં એ ખાસીયત છે કે ફક્ત માથામાં? તેણે કહ્યું કે માથું ખાવામાં એ ગુણ છે. આ સાંભળી મરદુદ ગમગીન થયો; ને પોતાની આંગળી કરડવા લાગ્યો. ને અફસોસ કરી કેહવા લાગ્યો કે નસીબમાં ન હોય તે કયાંથી બને? અરે કેટલી મુશકીલથી પંખી કપાવ્યું તો તેમાં વળી અવું થયું? વળી તે આલીમને પુછયું કે ઓ મવલાના હું સેજ પુછુછું કે તે પંખીનું માથુ અગર કોઈ ખાઈ ગયું હોય તો શું તે ખાનારના ગોસ્તમાં પણ એ ખાસીયત થતી હશે? કે તેનો કોઇ ગોસ્ત ખાય તો બાદશાહત મળે? (તેને શું ખબર કે

શા માટે પુછે છે ને શું મતલબ હશે ને આવો બનાવ બન્યો હશે.) જવાબ આપ્યો કે હા તેનું કલેજુ કાઢીને ખાય તો અલબત તે ખાસીયત છે.

બાવનુ હતુ ને વૈદે કહ્યું આ સાંભળીને તે મરદુદ ઘરે ગયો ને તે દલ્લાલાને બોલાવીને કહ્યું કે મને એક મુશકીલ પડી છે કે જ્યાં સુધી તે મારી માશુકાના છોકરાનું કલેજુ ન ખાઉં ત્યાં સુધી મારી મુશકીલ આસાન નહીં થાય માટે કોઈબી રીતથી તે કામ પર તેણીને રાજી કર ને કહે કે જ્યાંસુધી તારા છોકરાનું કલેજું મને કાપીને નહીં ખવરાવ ત્યાંસુધી તારા ઘરમાં પગ નહીં રાખું ("નાજી" ને એકદમ ગુસ્સો આવ્યો છે, અરરરર !!! તે મરદુદ કેટલો વધી ગયો ! ને એવી ખાત્રી પણ થઈ કે તેના માટે તે રાંડ છોકરાનું કલેજું પણ ખવરાવશે. બસ મારી પાસે પકડી લાવો તો મારી મારીને ચુર કરીને બાળી નાખી રાખ ઉડાડી નાખું.) પછી તે મલઉના દલ્લાલા તેણીની પાસે તે પએગામ લઇને ગઇ એ સાંભળી તે ઓરતને તે વખતે તો એકદમ ગુસ્સો આવ્યો ને બોલી કે શું તેના માટે હવે મારા છોકરાને મારી નાખુ? ના, ના, એ બનશેજ નહીં; દલ્લાલાએ કહ્યું કે અરે એમાં તે શું મોટી વાત છે? જો યારની મોહબ્બત રાખવી હોય તો છોકરાને પણ કુરબાન કરવો નવાઇ નથી ! અરે તું જવાન છો, તે જવાન છે, બીજો છોકરો થશે માટે આ છોકરાને તેની ખુશી માટે કાપી નાખ. એમ કહીને બીજી કેટલીએક એવી વાતો મકકર અને ફ્રેબની કહી કે આ વખતે પણ તેણીના દીલને પલાળી નાખ્યું, ને છોકરાને કાપીને કલેજુ ખવરાવવા રાજી થઇ. ને બોલી કે જાને કહે કે આજ રાત્રે છોકરાને કાપીને તને કલેજુ ખવરાવીશ માટે હવે મારી પાસે આવજો.

પછી રાતના તે બદબખ્ત આવ્યો ને તે દલ્લાલા પણ આવી, હવે તે છોકરો દાઇને સોંપેલો તેણી હમેશા તેને ખવરાવે પીવરાવે તેને સાંચવે ને જીવની જેમ રાખે, તેણીથી છાનું આ કામ કરવું, તેથી હીલો કરીને તે દલ્લાલાએ દાઇને કહ્યું કે એક ઠેકાણે મળવા જવું છે માટે છોકરાને નહવરાવી સારા સારા કપડા પેહરાવી ખુશબો ઇતર વગેરા લગાડીને અમારી પાસે લાવ!

મજકુર દાઇ બહુજ હુશીઆર અને ડાહી હતી ને તેણીના બદકામથી પણ વાકેફ થીએલી, તેથી સમજી કે વખતે કાંઇ દગો હોય તો શું કરીશ? એવા વીચાર અને ફીકરમાં પડી ગઈ, બીજું તો કાંઈ સુઝયું નહીં પણ એકાંતમાં જઈ "**પરવરદીગારે આલમ**" ના દરબારમાં દોઆ કરવા લાગી કે—અએ ખુદાવંદા તું આ ઓરતની હાલત જાણે છે, માટે તેણીના ઝુલ્મથી આ બચ્ચાને બચાવ ! એવી રીતનાં **મુનાજાત**માં હતી ત્યાં ગએબી આવાજ સાંભળી કે ઓ ઓરત ઉઠ ને આ છોકરાને ફલાણા પહાડની પાસે લઇજા ને ખુદાની કુદરતનો તમાશો જો. તે પહાડ પાસે પથ્થરની તખતો છે તેના પર આ છોકરાને બેસારજે, ને આ છોકરાની માએ તેને મારી નાખવાનો વીચાર કરેલ છે માટે હવે અહીંયાથી તેને લઇને નીકળી જા. દાઇએ આ આવાજ સાંભળી તો ખુદાને શુકરના સીજદો કર્યો, ને તેજ વખતે છોકરાને સાથે લઇને મજકુર ઠેકાણે છુપીને ગઈ, કોઇએ તેણીને જોઈ નહીં.

પછી ત્યાં તે તકતા ઉપર છોકરાને બેસાર્યો ત્યાં તે પથ્થર ફાટી ગયો, ને આવાજ આવી કે છોકરાને તેની અંદર રાખ! કે ખુદા તેને સાંચવશે, દાઇએ તેજ વખતે તે છોકરાને અંદર રાખ્યો ને તે પથ્થર પાછો હતો એવો થઈ ગયો.

હવે અહીંયાતો આ મુજબ બનાવ બન્યો ને ત્યાં તે મેલાઇનો આશક માઅંશુક અને દલ્લાલા તેની રાહ જોઈ રહ્યા હતા, ઘણીવાર થઈ ને દાઈ છોકરાને લાવી નહીં તેથી તપાસ કરી તો દાઇકે છોકરો કોઇ ઘરમાં નહતું, તે શખશ બોલ્યો કે અલબત આ બાબતની દાઇને ખબર પડવાથી છોકરાને લઇ ગઈ હશે, ફીકર નહીં કાલે તે બને રેહવા નહીં પામે, સવાર સુધી રાહ જોઇ પણ આવ્યા નહીં;

હવે તે દાઇ ગો ત્યાંજ બેઠી કે હવે શું કરૂં કયાં જાઊં એમ કરતા સવાર પડી તો જોયું કે એકા એક તે જંગલમાં ઢોલ અને નગારાની આવાજ આવવા લાગી, કે તેજ ગામના દરવાજા તરફથી આવે છે, થોડીવાર થઈ ત્યાં જોયું કે એક મોહટું લશકર ચાલ્યું આવે છે કેટલાંક સ્વાર કેટલાંક પીયાદાહ છે; આવતા આવતા તે પથ્થર પાસે પહોંચીને ચારે તરફ તે પથ્થરને ઘેરી લીધો, આ જોઇને દાઇ ડરી ગઇ ને કોઇને પુછ્યું કે ભાઈ આ શું છે? શા માટે આવ્યા છો? તેણે જવાબ આપ્યો કે આ પહાડ પાસે એક છોકરાની ખબર મળી છે, તેથી તેને લેવા માટે આ લોકો આવ્યા છે, દાઇએ કહ્યું કે અહીયાતો કોઈ નથી, તે શખશે કહ્યું કે અમો પોતે અહીંયા આવ્યા નથી અમોને મોકલ્યા છે તેથી આવીઆ છીએ, ને આ બાઈ તુ છુપાવ નહીં કેમકે અમોને ખબર મળી છે કે તું એની દાઇ છો ને હકતઆલા તેને આ શેહરનો "બાદશાહ" કરવા ચાહે છે; આ સાંભળીને દાઇએ ખુદાનો શુકરનો સીજદો કર્યો, પછી તમામ લોકો વઝીરો અમીરો તે દાઈ પાસે આવ્યા, ને સલામ કરીને મજકુર છોકરાનો અહેવાલ પુછ્યો, તેણીએ તેની નીશાની બતાવી, ને તમામ લશકરીઓ અને સરદારો ભેગા થઈ તે પથ્થર જોવા લાગ્યા, ત્યાં એકાએક કુદરતે ખુદાથી તે પથ્થર ફાટી ગયો ને તે છોકરાને અંદર જોયો તેથી તેને બાહેર કાઢ્યો, ને તમામ જણુ તેના પગ ચુમવા લાગ્યા;

પછી તે છોકરાને અને દાઇને ઝરરીન અમારીમાં બેસારી ધામધુમની સાથે ખુશી કરતા કરતા શેહરમાં લાવીને **બાદશાહ**ના તખત ઉપર છોકરાને બેસાર્યો, તે દાઇએ વઝીરને પુછ્યું કે આ બનાવ બનવાનું કારણ કહો, વઝીરે કહ્યું કે ગઈ રાત્રે અમારો બાદશાહ ગુજરી ગયો, ને આ મુજબ વઝીરો અને અમીરોને વસીયતનામુ લખીને કહી ગયો, ને અમોએ ગએબથી આવાજ પણ સાંભળી કે અએ બનીઇસરાઇલના લોકો ફલાણા પહાડમાં એક છોકરો છે તે અમારો **બાદશાહ** છે. તેથી અમો પરવરદીગારના ફરમાનથી ત્યાં આવ્યા ને ખુદાની કુદરત જોઈ.

પછી તે દાઈ તે છોકરા તરફથી નાએબ તરીકે બાદશાહનના કામ અદલ અને ઇનસાફ હુકમત અને રએયત પરવરી વીગરે બહુજ સારી રીતે ચલાવવા લાગી અને તેણીના આશક મરદુદ બનેને પકડીને કેદ કર્યા;

જ્યાં એક વરસ થયું તો મજકુર છોકરાનો બાપ હજ કરીને આવ્યો, જ્યારે ખબર પડી કે હાજી લોકોનો કાફલો આવે છે તો તે દાઈ છોકરાને સાથે લઇને લશકર ભેગુ લઇ

તેના બાપના ઈસતીકબાલ માટે બે ફરસખ સુધી સાંમે ગઇ, છેટેથી હાજીઓએ જોયું કે લશકર ચાલ્યું આવેછે, તેથી નજીક આવેલા માણસોમાંથી તે છોકરાના બાપે કોઇને પુછ્યું કે આ લશકર શા માટે આવેછે? તેણે જવાબ આપ્યો કે આ શેહરના બાદશાહનો બાપ હજ કરીને આવે છે તેથી તે પોતાના બાપના ઈસતેકબાલ માટે જાય છે, પછી જે લોકો તેના બાપને ઓળખતા હતા તેઓએ આગળ જઇને મજકુર બનાવની ખબર આપી;

જ્યારે નજીક ગયા તો દાઇએ બાદશાહને કહ્યું કે તમો બાપની તાઅંઝીમ માટે નીચે ઉતરીને પગે ચાલીને સામે જાઓ; તે વખતે તે બાદશાહ અને દાઇ બંને જણ ચાલીને આગળ ગયા, છોકરો પોતાના બાપના કદમપર પડી ગયો ને બોસા આપ્યા, બાપે પોતાના છોકરાને અને મોહટે બાદશાહતના દરજ્જે પહોંચેલો જોઈ ખુદાને શુકરનો રીજદો કરી. છોકરાને ખોળામાં લઇને પ્યાર કરી બોસા લીધા; થોડીવાર પછી તમામ અરકાને દવલતે જોયું કે બાદશાહે પોતાના બાપના કદમ ચુમ્યા તેથી તમામ જણાઓએ પણ તાઅંઝીમને ખાતર બાદશાહના બાપના કદમ ચુમ્યા."

પછી એક અમ્મારીમાં બાપ દીકરાને બેસારીને દરબારમાં લઈ ગયા, ને છોકરાએ બાપનો હાથ પકડીને પોતાની બદલીમાં તખ્ત ઉપર બેસારી તેને બાદશાહત સોંપી; ને તમામ ઇનસાફ અદાલત અને હુકુમતના કામો તેને રીપુરદ કર્યા,

પછી દાઇએ ગુજરેલી તમામ કએફીયત બયાન કરી, તે વખતે મજકુર બાદશાહના બાપે પોતાની ઓરત અને તેના આશકને કેદખાનામાંથી બોલાવી ઓરતને સંગસાર ( પાણાથી કુટીને મારી નાખવી) નો હુકમ આપ્યો, ને તે શખશને સુળીએ ચડાવી આપ્યો; ને પોતે પોતાના તાજ ઉપર એવા મતલબનુ લખાણ કોતરાવી પેદર્યું કે જે કોઇ રાહે ખુદામાં ખએરાત કરે તેને માટે દીન અને દુનીઆમાં બેહતરી છે; ને ખુદા તેને બેશુમાર બદલો આપેછે. હાસલકલામ બની ઇસરાઇલની બાદશાહત તેનીજ નસલમાં જારી રહી.

"'"જામે"' કહેછે કે આ કીસ્સા ઉપરથી કેટલીએક નસીહત લેવાની છે જેમકે—

૧—એકે જુઓ રાહે ખુદામાં સખાવત કરવી તે કેવું બેહતર અને અંઝીમ દીન અને દુનીઆના ફાયદાનું કામ છે, કે મજકુર શખશે ફકત એક દીરહમ તે ગરીબ મોહતાજને આપ્યું તો ખુદાવદે કરીમે તેને એ પંખી આપ્યું કે જે વરસમાં એક વખત હજારો રૂપીઆની કીંમતનો હીરો આપતું હતું, તેની ઓલાદને ખુદાએ હીફાઝતમાં રાખી તેને બાદશાહીને દરજ્જે પહોંચાડયો, હવે એ કારેખૈર એવી હાલતમાં કર્યું કે પોતા પર ને પોતાના ઘરના માણસો પર ફાકા થવાનુ કબુલ કરીને તે ફકીરને દીરહમ આપ્યું. તેથી ખુદાએ એવે દરજ્જે પહોંચાડયો; હવે જેને ખુદાએ સો બસો રૂપીઆ આપ્યા હોય તેમાંથી રૂપીઓ બે રૂપીઆ આપે તો અલબત સવાબ છે પણ એવે દરજ્જે ન પહોંચે;

૨—બીજે તે દાઇએ ઈમાનદારી કરીને છોકરાને કતલ થવાથી અટકાવ્યો તો ખુદાએ તેની ગએબી મદદ કરીને આખેર તેને પણ મોહટે દરજ્જે પહોંચાડી કે બાદશાહની માનીતી થઇ.

૩—એ કે તે ઓરત અને મરદે બદકામ કરીને ટુંક મુદતમાં તેની સજા મેળવી તો જાણવું કે બદકામોમાં અગરચે પહેલે લીજ્જત મળેછે, પણ તેનો અંજામ બહુજ ખરાબ છે, ને આખરેમાં તેની સજા મળ્યા વગર રેહતીજ નથી, વખતે કોઇ મસલેહતથી જલદી નહીં તો મોડી પણ સજા ઘણે ભાગે મળે છે, એક વખત વખતે તે માઅબુદની એવીંજ મરજી હોય કે દુનીઆમાં બીજા કારણોના સબબથી સજા ન કરે તો આખેરતમાં તો સજા થવાનીજ; હવે ત્યાં પણ બાઅઝે નેક અંમલના સબબથી કેટલાક ગુનેહગારોનો છુટકારો થશે ખરો પણ કેમ માઅલુમ પડે કે આપણો શું હાલ થશે? માટે હર હાલમા ગુનાહના કામથી છેટે રહ્યા કરવું.

૪—એ કે ખુદાવંદે કરીમે દુન્યાનો માલ જે નસીબમા મુકરરર કરેલછે તે અલબત મળી રેહશે માટે જરૂરી વાજેબાત અદા કરીને અલબત દુન્યાનો ગુજરો ચાલવા માટે કામ ધંધો કરવો. પણ હાય દુન્યા વાય દુન્યા કરીને દીનને તડકે મુકી નમાઝ રોઝાની બેપરવાઇ ન કરવી.

૫—એ કે જે કામ કરવું તો પહેલે તેના અંજામને વીચારવો કે પરીણામ શું આવશે પછી જો પરીણામ સારૂ આવે તો કામ કરવું; ને ખરાબ આવે તો છોડી આપવું. જેમકે આપણી સામે નાંચ જોવાની બાબત આવી હવે દીલને પુછવું કે નાચ જોવા પછી તેનું પરીણામ શું આવશે? તો તરત દીલ બતાવશે કે તેમાં ઓછામાં ઓછી પાંચ જાતની નુકસાની થાશે ૧—ખુદા વ રસુલ નારાજ થશે. ૨—ગુનાહ થશે. ૩—દુન્યામાં ઇજ્જત જશે. ૪—પાકીઝગીની ખરાબી થશે. ૫—અમુલ્ય વખત બરબાદ થશે. માટે તે કામ કરવું ન જોઇએ, પછી તેથી ઉપરવટ થઇને કરે તો ગોયા દીવો લઇને કુવામાં પડયા જેવું છે.

હવે બીજી બાબત આપણી સામે મજલીસમાં જવાની આવી તો તે વખતે પણ દીલને પુછવું કે મજલીસમાં જવાથી શું અંજામ છે? તો તરત દીલ કેહશે કે એમાંપણ ઓછામાં ઓછા પાંચ ફાયદા છે. ૧—ખુદા અને રસુલ રાજી થશે. ૨—સવાબ થશે. ૩—દુનીઆમાં પણ ઇજ્જત છે. ૪—રોજીમાં બરકત થશે ને બલા દફે થશે ૫—અમુલ્ય વખત ખરા અને ખાસ અફઝલ કામમાં ગુજરશે.

# અહેવાલ અગીઆરમો.

## પરચુરણ જુદી જુદી બાબતો

મનકુલ છે કે એક શખસ મુસાફરીએ જતો હતો તેની ઓરતે કહ્યું કે મને ભેગી લઇ જા તેણે કહ્યું કે મને એટલી શકિત નથી, ને હું ખુદાને સોંપીને જાઉં છું, તેણીએ

જવાબ આપ્યો કે તમો અમોને ખુદાને સોંપીને જાઓછો તમો પણ ખુદાની ખુશીના કામ કરજો ને બીજાઓનં ઓરતોપર નજર કરશો નહીં, તો ઈ૦ અમારાપર પણ કોઈ નજૂર નહીં કરે.

---

મનકુલ છે કે એક વખત હઝરત રસુલે ખુંદા સ૦ જનાબ ફાતેમાહ અં૦ ના ઘરે ગયા, તે વખતે જનાબે ફાતેમાએ કેટલાએક સવાલ કર્યા ને હઝરતે જવાબ આપ્યા, તેની દરમીયાન ઓરત અને મરદના હંકે વીશે પણ પુછયું; તો હઝરતે જવાબ આપ્યો કે અએ બેટી ફાતેમા જાણો કે જે ઓરત પોતાના શવહરની તાબેદારી નહીં કરે તેના પર ફીરસ્તા લાઅંનત કરે છે, ને જો તવબા કર્યા વગર મરી જશે તો તેની જગ્યો દોઝખમાં છે; ને જે ઓરત પોતાના મરદને કહે કે તું મારા માલમાંથી ખાય છે ને પેહરે છે તો તે ઓરત બેહીસ્તનું મોઢું પણ નહીં જુવે. ને જે ઓરત પોતાના મરદથી ખાટું મોઢું કરશે તેને આસમાનના સીતારાની ગણત્રી પ્રમાણે ગુનાહ થાશે ને જો ધણીને રાજી નહીં કરે તો દોઝખમાં જાશે,

ને જે ઓરત પોતાના મરદને કેહશે કે મેં તારા ઘરમાં નેકી નથી જોઈ તો તેના માટે બેહીસ્ત હંરામ છે; ને જે ઓરત પોતાના મરદના હુકમ સીવાય ઘરની બાહેર જાય ને જેટલા કદમ ઉપાડે તેની ગણત્રી પ્રમાણે દોઝખના દરવાજા તેના માટે ઉઘડશે. અએ દીકરી ફાતેમા જાણો કે પોતાના શહવરને મકદુર ન હોય એવી ચીજ મરદ પાસે માગે તે ખુદાની રહંમતથી દુર છે. અએ દીકરી અગર ખુદા સીવાય બીજાને સીજદો કરવો જાયઝે હતે તો હું ઓરતોને કેહતે કે પોતાના શવહરોને સીજદો કરે. જે પોતાના ધણીને રાજી રાખે તેણીને હંજ અને ગુલામ આઝાદ કરવાનો સવાબ મળે.

અએ દીકરી ફાતેમા ખુશાહાલ એ ઓરતના કે તેનો શહવર તેનાથી રાજી હોય, કેમકે એવી ઓરત હીસાબ આપ્યા સીવાય બેહીસ્તની અંદર જવાની. ઓરતોંની નજાબત એંની અંદર છે કે પોતાના શહવરની સામે ખુશ મીજાજથી રહે ને તેની ગરીબીપર સબર અને શુકર કરે. ૦

---

હંઝરત દાઉદ અં૦ ફરમાવ્યું કે ખરાબ ઓરત નેક મરદના માટે એક મોહટો બાર માથા પર રાખવાની માફક છે. ને નેક ઓરત હીરાથી જડેલું તાજ માથા પર હોય એની મીસાલ છે, ને જ્યારે તે પોતાની ઓરતને જુએ તે વખતે તેની આંખો નુરાની થાય છે.

---

## શેઅંર.

**ઝને બદદર સરાએ મર્દેનીકુ=અંદરીને આલમ અસ્ત દોઝખેઉ,**
**ઝીનહાર અઝ કરીને બદ ઝીનહાર=વકેના રબ્બના અંઝાબન્નાર.**

એટલે નેક માણસના ઘરમાં બદ ઓરત હોય તો તે બીચારાને જીવતા દોઝખ જેવું છે. માટે હરગીજ હરગીજ ખરાબ ઓરત ન મળજો, અએ પરવરદીગારા ખરાબ ઓરતના અંઝાબથી બચાવજો.

હઝરત રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે એક જમાનો એવો આવશે કે ઓરતો મરદોને અને છોકરાઓ બાપને છોડી આપશે; ને ગુનાહોના કામ કરશે. માટે એ જમાનામાં દેશ મુકીને પ્રદેશ જવું અથવા ઓરત ન કરવી હલાલ છે. એથી મતલબ એ કે બેહતર છે.

એક શખશ કહે છે કે ખુદાની કસમ હું મરીગીએલાઓ માટે રોતો નથી પણ જેણે ઓરત કરી હોય તેના માટે રોઉં છું; એથી મતલબ માઅલુમ પડે છે કે તે બીચારો ઓરતના તરફથી સખત દુ:ખમાં ફસાએલો હશે.

એક ઓરત એક મરદની સાંમે આ મુજબ શેઅર બોલી કે—

"ઇન્નન નેસાઓ રેયાહીનુન ખલકુન્ના=વકુલ્લો કુમ યશતહી શુમ્મ રેરયાહીન"

એટલે ઓરતો ફુલ છે ને તે તમારા માટે ખુદાએ પેદા કરેલ છે, ને તમો તમામ જણ એ ફુલની ખુશબોની લીજ્જત લેવા ચાહો છો.

મરદે એના જવાબમાં આ શેઅર કહ્યો કે—

ઇન્નનનેસાઓ શયાતીનુન ખલકુન્નલના=નઉઝો બીલ્લાહે મીન શરરીશ શયાતીન

એટલે ઓરતો શએતાન જેવીયું છે ને અમારા માટે પેદા થઇ છે, માટે ખુદા પાસે શએતાનોના ફરેબથી બચવાની પનાહ ચાહીએ છીએ.

મરવ ગામના કાઝીને એક છોકરી હતી તે જ્યારે મોટી પરણવા જેવડી થઈ તો તેણે પોતાના પાડોસી યહુદીને પુછ્યું કે ભાઇ આ આપણી દીકરી કેને આપીશું? યહુદીએ જવાબ આપ્યો કે ઓ ભાઇ તમો કાઝી છો લોક તમારી સલાહ લેવા આવે ને તમો મને પુછો છો? કાઝીએ કહ્યું કે એમાં શું હરકત છે? તમારા ધ્યાનમાં આવે તે કહો તે વખતે યહુદીએ કહ્યું કે રૂમના બાદશાહનો એવો મત છે કે ખુબસુરત હોય તેને છોકરી આપવી; ને ફારસના બાદશાહનો એવો મત છે કે માલવાળાને આપવી; ને અરબના બુઝરગ લોકોનો એવો મત છે કે તેનું ખાનદાન તપાસીને હસબ નસબવાળાને આપવી; ને તમારા પયગંમબરનો મત એવો છે કે દીનદાર અને પરહેઝગારને આપવી, માટે હવે તમોજ વીચાર કરો કે તેઓમાંથી કેના કેહવા મુજબ ચાલવું સારૂં છે, તેમ અમલ કરો.

આ સાંભળીને કાઝીએ કહ્યું કે તમામ કરતા મારા પયગંમબરની પએરવી કરવી બેહતર છે એમ ચોકસ વીચાર કરીને તપાસ્યું તો પોતાનો ગુલામ બહુજ નેકબખ્ત અને પરહેઝગાર હતો તેથી તે પોતાની દીકરી પોતાના ગુલામને આપી.

"નાજી" કહે છે કે આ ઝમાનામાં નાણાવાળો ને મોટા ખાનદાનનો માણસ તપાસવાનો વધારે રીવાજ છે, તે વીશે કાંઇ ન કેહતા એટલીજ અરજ કરવામાં આવે કે લોકો દીનદારી ન તપાસતા બેદીન શરાબખાર ઝીનાખોરને છોકરીઓ આપે તો તે બહુજ મોહટી અને સખત ભુલ છે માટે એ વાત પર વધારે ધ્યાન રાખવું જોઇએ.

પઈશાવાળો હોય ને જોઇએ તો શરાબી હોય તોપણ તેને આપવામાં આંચકો નહી ખાય, ને પરહેઝગાર હોય ને ગરીબ હશે તો તેને આપશે નહીં, જાણી જોઇને પોતાની છોકરીને કુવામાં નાખવી તે કેવી નાદાની છે ?

---

અસમઇ નામનો શખશ કહે છે કે એક દીવસ હું જંગલમાં ગયો ત્યાં એક ખએ-મામાં એક ઓરતને જોઇ કે બહુજ ખુબસુરત રૂપાળી છે, હું તેણીની પાસે ગયો તેણીએ મને ઘણીજ મોહબ્બતથી બેસારી માન આપીને જમાડયો; એ સલુકાઇથી હું અજબ થયો; પછી થોડીવાર થઇ તો જોયું કે એક શખશ કાળા રંગનો બદસુરતવાળો ત્યાં આ-વ્યો ઓરતે તેને જોઈ તેની તાઅઝીમ કરી સામે જઈ ઘરમાં ખએમામાં મળીને ખીદ-મત કરવામાં મશગુલ થઇ; આ જોઇને હું સમજ્યો કે તે મરદ તેણીનો શવહર છે;

પછી જ્યારે હું જવા લાગ્યો તો તેણીને ચાલતી વખતે પુછયું કે એ બાઈ આવી તારી ખુબસુરતી હોવા છતાં આ બદશીકલના માણસ સાથે તારો ગુજરો કેમ ચાલે છે ? ને શી રીતે તેનાથી તુ રાજી રહી શકે છે ?

તેણીએ જવાબ આપ્યો કે મેં સાંભળ્યું છે કે પયગમબરે ફરમાવ્યું છે કે '**ઇમા-ન**" ના બે ભાગ છે અરધું ઇમાન "**સબર**" કરવામાં છે ને અરધું ઇમાન "**શુકર**" કરવામાં છે તો હું જ્યારે પોતાના રૂપ તરફ નીગાહ કરૂં છું તો ખુદાનો શુકર કરૂં છું, ને જ્યારે મારા મરદની બદસુરતી જોઉંછું તો તેનાપર સબર કરૂં છું, ને તેથી મારૂ ઇ-માન કામીલ થાય છે.

---

મનકુલ છે કે એક ખરાબ ઓરત હતી જ્યારે પરણી તો તેના શવહરે કહયું કે બે વાતમાંથી જે પસંદ પડે તે એક વાત કબુલ કર, કે જોઇએ તો બાહેર જવા આવવાનું તારી ખુશી ઉપર રાખ તો કપડા પહેરવાનું મારી મરજી પર રાખ. ને જો કપડા પેહરવાનું તારી ખુશી ઉપર રાખ તો બાહેર જવાનું મારી મરજીપર આધાર રાખ કે મારા હુકમ સીવાય કોઈ ઠેકાણે જવું નહીં;

તેણીએ વીચાર કરીને કહયું કે કપડા તમારી ખુશીમાં આવે એવા પેહરાવો પણ બા-હેર જવાની છુટ મારી મરજી મુજબ રાખો; શવહર તો જાણતો હતો કે આ લુચ્ચી છે તેથી બાહેર ગયા સીવાય રેહશે નહીં, પણ પોતે જે વાત કહેલ તેથી કબુલ કર્યું. ને એવા ખરાબ જુના પુરાના ફાટેલા તુટેલા કપડા તેણીને પેહરવા આપ્યા કે તે ધણી બાહેર જાય પણ તેણીની સામે કોઈ પણ જુવે નહીં તેમ બોલાવે પણ નહીં, તેથી ટુંક મુદતમાં તેણીએ બાહેર જવાનું બંધ કરી પોતાની નાદાનીપર તોબા કરીને ધણીના હુકમ મુજબ ચાલવા લાગી. ને પોતાના મરદને કહયું કે ખુદાવદે કરીમ તને જઝાએ ખેર આપે કે તેં મને અવા કામથી અટકાવી ને ગુનાહથી બચાવી.

"નાજી" કહે છે કે એથી મતલબ એ કે જેઓ પોતાની ઓરતોને બણી ઠણી સ-ણુગાર કરી સારા સારા કપડા પેહરી રમ ઝમ ફરતી ઊભી બજારે શાદી વીગેરેમાં જવાની

રજા આપે છે, તેઓ કેટલી ભુલ કરેછે? કે રસ્તાની અંદર અગર લોકોની નજર કરવાની મરજી ન હોય તોપણ તેણી સામે એ ઘડી જોઇતો રહે બસ વધારે લખવાથી કલમને પણ અટકાવું છું.

---

મનકુલ છે કે "તકબુરાઇ" "અહંકાર" "બખીલાઇ" "ખોફ" એ ત્રણે સીફાતો મરદો માટે બહુજ ખરાબ છે, પણ ઓરતો માટે એ ત્રણે બાબતો ફાયદા કારક છે. કેજે ઓરત મગરૂરી વાળી હશે તો પોતાના મરદ સીવાય બીજાની સામે નજર નહીં કરે ને તેની નજરમાં સમાશે નહીં, ને જો બખીલ હશે તો પોતાના મરદનો માલ કોઇને આપશે નહીં ને બરબાદ થવા નહીં આપે. ને જો ખૌફ વાળી હશે તો ધણીથી ડરતી રેહશે.

---

એક શખશ એક જઇફ માણસને ખભાપર બેસારીને મક્કામાં તવાફ કરાવતો હતો, કોઇએ પુછયું કે ઓ ભાઈ શું આ જઇફ તમારો બાપ છે? કે તેને તવાફ કરાવો છો? તેણે કહ્યું કે નહીં તે તો મારો દીકરો છે, તેણે પુછયું કે અએ ભાઈ આ તમારો દીકરો તમારા કરતા પણ જઇફ લાગે છે તેનું શું કારણ છે? તેણે જવાબ આપ્યો કે સાહેબ તેની ઓરત બહુજ ખરાબ અને બદ છે તેથી તેની પીડાએ એવો બની ગયો છે.

---

મનકુલ છે કે એક શખશ સાલેહ અને પરહેઝગાર હતો, તેની ઓરત પણ પરહેઝગાર અને એવી નેક બખ્ત હતી કે કોઇ જાતની તોહમત તેના છેડાને લાગેલ નહીં.

એક રાત્રે બને જણ ઓરત મરદ બેઠા બેઠા આપસમાં વાતો કરતા હતા; ત્યાં હસતાં હસતાં ઓરતે કહયું કે તમો મારી પાકદામનીની કદર જાણતા નથી, ને આ નેઅમતનો શુકર કરતા નથી, કે ખુદાએ મારા જેવી ઓરત નસીબ કરી છે કે હજુ સુધી કોઇ નામહરમ (પરાયા મરદ) ની નજર મારાપર પડી નથી. આ સાંભળીને મરદે જવાબ આપ્યો કે જે જેવું વાવે તેવું લણે; એ દાખલા મુજબ ખુદાએ મને નસીબ કરેલછે કે હું બીજાની ઓરતપર નજર કરતો નથી તો મારી ઓરતપર કોઈ નજર કેમ કરે? વળી એટલુંજ નહીં પણ ઓરતો થોડી અક્કલ વાળી હોય છે, પણ મરદના રોઅબથી સારી ચાલ ચલણથી ચાલે છે.

ઓરતે કહ્યું કે એમ નથી પાંચ આંગળી કાંઇ બરાબર નથી; ઓરતો જે બદકામથી બચે છે તે પોતાની ઇસમત અને પાકીજાપણાથી બચે છે, નહીં તો મરદ અગર ઓરતને કાચના સીસામાં ઉતારી તેનું મોઢું બંધ કરે તોપણ તે પોતાના મક્કર અને ફરેબથી જે કરવા ચાહે તે કરી શકેછે, ખુદ ખુદાએ કુરઆનમાં ફરમાવેલ છે કે "ઇન્ના કયદકુન્ના અઝીમ" એટલે ઓરતોનો મક્કર ઘણો મોટો છે ઓરતો શએતાન કરતા ફરેબમાં વધે એવીછે.

આ બાબતો સાંભળીને મરદને ગુસ્સો આવ્યો ને ગુસ્સામાં બોલ્યો કે મેં કોઈની ઓરત સાથે બદકામ કરેલ નથી મારી ઓરત સાથે કોઈ બદકામ કેમ કરે? લે જા તને રજા આપુંછું કે તું બાહેર જા ને તારી મરજીમાં આવે તે કર, પણ મને ખાત્રી છે કે તને ડગ નહીં લાગે એમ કહીને ઘણી કસમ આપી.

—જીકુજ કેહવાને કસમ આપવાથી ઓરતને પણ ગુસ્સો આવ્યો તેથી સણગાર કરી સારી પોશાક પેહરીને ઘરની બાહેર ગઇ ને બજારમાં ફરવા લાગી પણ કોઈ શખશે તેના પર નજર કરી નહીં; પણ જ્યારે પાછી ઘરે આવી તો એક ગલ્લીની અંદર એક જવાને તેની પછેડીનો છેડો પકડીને ખેંચ્યો પણ આ ઓરત અગરચે ગુસ્સામાં નીકળેલી પણ પોતે જાતે પાકદામન પરહેઝગાર હોવાથી તરત બોલીકે ઓ ખુદાથી ન ડરનારા આ શું કરેછે? એમ કહેતાજ તેણે છેડો છોડી આપ્યો ને તેણે તોબાહ કરી.

એ ઓરતે ખુદાનો શુકર કર્યો ને ઘરે જઇને મરદ પાસે તમામ હકીકત કહી સંભળાવી. મરદે કહ્યું કે જે મેં વાવ્યું તે લણું છું, એટલે તું પાકદામન રહી તે મારા સબબથી કે હું પોતે પરહેઝગાર છું. ને જાણકે તારો છેડો જે એક જવાને પકડ્યો તે વાજબી છે, કેમકે મેં મારી જવાનીમાં એક વખત એક ઓરતનો છેડો પકડેલો ને તેજ વખતે શરમીંદો થઇ તોબા કરેલી. તો તેનો આ બદલો છે કે તારો છેડો આજે પકડાણો.



૧—ઉમરે પહોંચેલી બાલીગ છોકરીની રજા વગર પરાણે માબાપ કોઈ સાથે નીકાહ કરી આપે ને તે છોકરી તે શખશ સાથે નીકાહ કરવા રાજી ન હોય તો તે નીકાહ બાતીલ અને ખોટા છે.

૨—કોઈ ઓરત અથવા છોકરી સાથે નીકાહ કરવા હોય તો તેણીની ખુબસુરતી વીગેરે જોવા માટે થઇને તેણીના ચેહરા પર નજર નાખીને જોવામાં ગુનાહ નથી.

૩—ઓરતને મારવાની મનાઇ છે, તોપણ કેટલેએક ઠેકાણે મારવાનો હુકમ છે જેમકે નમાઝ ન પડે તો મારે વીગેરે.

૪—મરદને સજાવાર નથી કે પોતાની ઓરતને ઘરેણા વગર રાખે, અગર કાંઇ પણ ન હોય તો ગળામાં કોઇ એક દાગીનો પેહરવા કરાવે.

૫—પોતાના મકદુર મુજબ ઓરત અને બચ્ચા માટે દરેક મોસમમાં મેવા લાવવા, અને ઓરત માટે તેલ મેંહદી વીગેરે ઘરમાં રાખવું.

# અહેંવાલ બારમો.

## "વીરસા" વીશે બે બોલ.



જાણવું જોઇએ કે કોઈ શખશ મરી જાય ને પાછળ કાંઈ મીલકત મુકી જાયતો તે માલમાં છોકરા છોકરીઓ અને ઓરત વીગેરેનો હક અને ભાગ છે, હવે તે કેટલો હક છે તે દરેકના અહકામ જુદા જુદા છે, તે અત્રે લખું તો એક જુદીજ કીતાબ થાય. તે કામ પડે તો આલીમને પુછાવીને વીરસો વેંહચવો જોઇએ.

પણ આ ઠેકાણે મારે બે બોલ એ કેહવાના છે કે જ્યારે કોઈ ગુજરી જાય તો તેના છોકરા એમ સમજેકે ત્યો બાપ મરી ગીઓ ને લાખ રૂપીઆની દોલત મુકી ગીઓ તે બે ત્રણ ભાઇ હોય તે સરખે ભાગે વેહેંચી લીએ છે; ને માને ફકત એક જણ પાજે તેને થોડો વધારે ભાગ આપે ને બેનને કાંઇ ખુશીથી આપવું હોય તો આપે, પણ નાના એમ નથી તેમાં માનો અને બેહનોનો તમામનો ભાગ છે, બેન કુંવારી હોય કે પરણેલી પણ બાપના વીરસામાં તેનો પણ હક છે, માટે મા અને બેનનો હક ખાઈ જઇ ન આપવો તે જુલ્મ અને હરામ કામ છે; માટે જ્યારે જેને એવો બનાવ બને કે તરત તે શરા મુજબ સરવે હકદારોના હક વેહેંચી આપવા જોઇએ. બાઅજે ઠેકાણે જોવાગાં આવ્યું છે કે બેન બીચારી દુખી હોય મેહનત મજુરી કરીને પેટ ભરે ને ભાઇઓ બાપની દૌલતથી અએશ આરામ કરે એ કેટલી ભુલ છે? કે બેન ઉપર એહસાન કરવો એક તરફ પણ ખુદાએ જે તેણી માટે હક ઠેરાવ્યો છે તે તો આપવો જોઇએ? તેમજ ઓરમાન માને પણ જુજ ખરચ આપી જુદી રાખે ને બાપનો પઇશો છોકરા ઉડાડે તે પણ મોહટો જુલમ છે માટે તેનો હક પણ આપવો જોઇએ, જે પઈશાંમાં બીજાનો હક હોય તે આપવા સીવાય રાખી મુકવા વાપરવા હરામ અને ગુનાહને કયામતનો મોહટો વબાલ છે.

તેમજ ઓરત ગુજરી જાય તો તેણીના મહેર વીગેરેના જે રૂપીઆ હોય તેમાં તેણીના તેના મરદનો બચ્ચાઓનો અને માબાપ વીગેરેનો વીરસામાં હક લાગુ પડે છે, તે જોવાને સાંભળવા મુજબ આ જમાનામાં ઓરત ગુજરી જાય તો તેણીના માબાપને વીરસાનો હક કોઈકજ આપતુ હશે, માટે એમ પણ થવું ન જોઇએ જે કોઈ ગુજરી જાય તેનો માલ મીલકત હોય તે વીશેનો ખુલાસો મંગાવી હકદારોને વહેંચી આપવો જોઇએ.

બીજું હાલ "વીલ" કરવાનો ચાલ નીકળ્યો છે તે વસીયતનામાના બદલામાં હશે પણ વસીયત કરવી તે પોતાના ત્રીજા ભાગની રકમથી વધારે થાયજ નહીં ને વધારે વસીયત કરે તો તેથી તે મરવા પછી કાંઇ હકદારોનો હક નીકળી જતો નથી તે એવું વીલ કે વસીયત કરનાર અને તે વધારે હક લેનાર બંને ગુનેહગાર છે, જેમકે કોઈ શખ્શ પાસે નવાણું હજાર રૂપીઆ હોય ને પોતાની બાદ તેમાંથી પચાસ હજાર રૂપીઆ કોઇને આપવાનું કે કારેખૈરમાં વાપરવાનુ વીલ કે વસીયત કરતો જાયતો તે જાયજ નથી, હા પોતાના ત્રીજા ભાગના તેતરીસ હજાર રૂપીઆમાંથી જોઇએ તેવી વસીયત કરે. પણ જો પોતાની જીંદગીમાં પોતાને હાથે કરી જોઇએ તેટલું નાણું વાપરે અથવા કોઇને આપી દીએ તો તેની મનાઈ નથી; પણ મરવા પછી પાછળથી શરાથી વધુ ઓછું આપવા કેહવું તે જાએજ નથી ને ઊલટુ હરામ અને ગુનાહનું કામ છે માટે તે વીશે ખીયાલ રાખીને વસીયત કરવી જોઇએ.

તા. ૧ લી શવ્વાલ (રોજાઇદ) સન ૧૩૧૮ હી૦

લ૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઈલ ભાવનગરી.

હાલ અહમદઆબાદી ઠે. પાંચપટ્ટી.

## અમારે ત્યાંની કીતાબો તથા ચોપાનીઆની ટુંકી ટુકી હકીકત અને કીંમતનું લીસ્ટ.

### ૧ કુરઆને શરીફની તફસીર.

કુરઆને મજીદ કે આપણા માલીકો મુખતાર પરવર દીગાર તરફથી ખાસ આપણા માટેજ નાઝીલ થયું છે, તેમાં શું શું અને કેવી કેવી બાબતો છે, તે વાંચવા અથવા વંચાવવા માટે આપણું દીલ કેટલું ચાહીને આતુર હશે ?

કુરઆને શરીફની અંદર અહકામે ખુદા પયગમબરો, આબીદો, બાદશાહોના અહવાલ, ઉપરાંત કેટલાંક કીસ્સા તથા અહલે બએત અ૦ ના ફઝાએલ વી૦ છે.

પણ જ્યાં સુધી અહલે બએત અ૦ ના ફરમાન મુજબ **તફસીર** ન કરે ત્યાં સુધી ફક્ત શબ્દે શબ્દના અર્થ અને તરજુંમાથી મતલબ સમજાય નહીં;
તો અમોએ ખુદા ઉપર તવક્કલ અને અહલેબૈત અ૦ના વસીલા ઉપર હીમ્મત કરી; છાપખાનું વેચાતું લઈ તફસીર છાપવાની તૈયારીમાં છીએ.

### હદીયાની વીગત.

૧—હીંદુસ્તાન વાળાઓએ આખી તફસીરના પોસ્ટેજ સાથે ત્રણ ભાગના ત્રીસ રૂપીઆ મોકલવા.
૨—આફ્રીકા વગેરેવાળાઓએ પોસ્ટેજ સાથે સાડી એકત્રીસ રૂપીઆ મોકલવા.
૩—અગર કોઈ સાહેબની મરજી ત્રણે ભાગનો હદીયો મોકલવાની ન હોયતો એક ભાગના દસ રૂપીઆ અને આફ્રીકા વીગેરે વાળાઓએ સાડાદસ રૂપીઆ મોકલવા અને મનીઆડરનો ખરચ તમારા સીર છે વકફ કરનારે તથા ગરીબ બીરાદરે દરેક ભાગનો એક રૂપીઓ ઓછો મોકલવો.
૪—જો ત્રણે ભાગનો હદીઓ મોકલશો તો અમારે છુટ થવાથી સામાન વીગેરે માટે વધારે સગવડ થશે પછી આપની મરજી.
૫—જેઓએ દસ ગ્રાહક કર્યા હોય તેઓએ ફક્ત પોસ્ટેજ તરીકે એક ભાગ માટે આઠ આના અને આફ્રીકા વાળાઓએ એક રૂપીઓ મોકલવો, અને કરેલા ગ્રાહક પાસેથી હદયો પણ મોકલવો.

### વીશેષ ઇલ્તે માસ.

૧—તફસીરના નમુનામાં જે ગુજરાતી અક્ષર હાથે લખાવ્યા છે તે બીરાદરોને પસંદ નથી તેથી ઇ૦ ટાઇપ વપરાવીશું ભલે ખરચ વધારે થાય.
૨—કેટલાંક સાહેબોની ફરમાશ છે કે અરધી અથવા એક આયાત લખીને તફસીર લખશો તો કોઈને ફક્ત કુરઆન પડવું હોય તો ઠીક નહીં પડે; તો ઇ૦ ચાર ચાર પાંચ પાંચ આયતો લખીને પછી તફસીર લખીશું.
૩—રવાની કર્યા પછી ખુદા ન કરે ને ગુમ થાય તો તેનુ જોખમ અમારે સીર નથી; માટે રજીસ્ટરના બે આના વધારે મોકલવાથી ઇ૦ તે ખૌફ નહીં રહે.
૪—નવા ગ્રાહકોએ તાકીદે નામ સાથે હદીયાના રૂપીઆ મોકલી આપવા.
૫—જેઓ પહેલેથી હદીઓ નહી મોકલે, તો તેઓને તફસીર મોકલવા અને એજ હદીએ આપવા બંધાતા નથી; કેમકે નકલો ઘણી ઓછી છપાવીશું;

અગાઉથી ગ્રાહક થનારને “નુરેઈમાન” ભેટ આપવા લખેલ; પણ કેટલાંકનું કહેવું એમ છે કે તેતો તમો છપાવોજ છો, માટે કોઇ નવીન કીતાબ ભેટ આપવી જોઇએ; તો જાણવું કે હાલનાં ઝમાનામાં દીની કીતાબો ચોપાન્યા નીકળે છે ને તેમાં અરબી ફારસી શબ્દો વપરાય છે, તો ઇ૦ એવા કઠણ શબ્દોના અર્થની ગુજરાતીમાં એક **“લોગત”** (કોશ) બનાવી પાકા પુંઠા સાથે ભેટ આપીશું કે તે ઇ૦ બહુજ ઉપયોગી થઈ પડશે.

**૨–અહવાલુન્નીસા.** આ કીતાબ મશહુર છે રૂ ૧ાા પોસ્ટેજ ૦)= આફ્રીકાના ચાર આના

**૩ રાહેનજાત.** ૨૦ પેજનું માસીક વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧ાા આફ્રીકાનો રૂ ૧ાા=

**૪ નુરેઇમાન.** ૩૨ પેજનું બે માસીક વાર્ષિક લવાજમ રૂ ૧ આફ્રીકાનો એક રૂપીઓ સાત આના. રાહેનજાતના ગ્રાહક પાસેથી રૂ ૦ા ઓછો.

# ૫—આદાબે મુજામેઅત.

## ખાસ શીઆહ ઇસનાઅશરી મરદો માટેજ.

### રૂપાળી અને રંગીલી છીંટના પાકા પુઠાની ૪૮ પેજની નાની કીતાબ.

જેની અંદર ખાસ કામની કેટલીક બાબતો અને ૯૩ આદાબ લખવામાં આવેલ છે જેનાથી ઘણા સાહેબો વાકેફ નથી; કીંમત ચાર આના પોસ્ટેજ માફ પુઠા વગરની લેવી હોયતો ત્રણ આના પોસ્ટેજ માફ.

**૬ ખેબરની લડાઇ.** એક આનો; પોસ્ટેજ જોઇએ તેટલી લ્યો. ૦)॥

૭—"અબ્દુલ આબેરાત" ઉરદુ શેઅર ગુજરાતી ઉંચા, મોટા શોભીતા ટાઇપમાં દસ મજલીસની; પંજતને પાક અ૦ ના અને ખાસ કરીને કરબલાના તમામ શોહદાના હાલમાં રૂ. ૧)= પોસ્ટેજ માફ આફ્રીકા રૂ. ૧ા

૮—"દુરરેબેબહા" બાર ઇમામ બલકે ચહારદા માઅસુમ અ૦ના અહવાલમાં, વીલાદત શહાદત, ફઝાએલ મોઅજીઝા વીગેરે ૨૧૨ પેજની રૂ. ૧ પોસ્ટેજ માફ આફ્રીકા રૂ. ૧)=

૯—"મીફતાહુલજીનાન" ગુજરાતીમાં નમાઝ રોઝા હજ ઝકાત, મઇયતના અહેકામ વી૦ ના સવાલ જવાબની રીતમાં રૂ. ૦ાના પોસ્ટેજ માફ આ૦ ૦ા=

૧૦—"મફાતીહુલજીનાન" ઉરદુ અક્ષર તથા ઉરદુજબાનમાં નંબર ૬ મુજબ બયાનની કીતાબ વધારા સુધારા સાથે કીંમત સાત આના પોસ્ટેજ માફ.

૧૧—"નજાતુદ્દારેન ઉરદુ હરફ અને જબાનમાં માબાપના હકની એવી ઉમદા કીતાબ ઉરદુમાં હજુ જોવામાં આવી નથી, અમોએ ઘણી મહેનત કરીને તમામ કુરઆને શરીફમાંથી ચુંટીને માબાપના હકની આયતો લખી હદીસો હીકાયતો વી૦ થી મોઝય્યન કરેલ જેના ૬૮ પેજ છે કીંમત પાંચ આના પોસ્ટેજ માફ.

૧૨—નજાતુદ્દારેન ઉપર મુજબ ઉરદુ જબાન છે પણ હાલ ગુજરાતી હરફમાં થાય છે. પાકા પુઠા સાથે આઠ આના પોસ્ટેજ એક આનો અને આફ્રીકાના બે આના.

૧૩—"સઝાએઝુલમ" ઇમામહુસેન અ૦ ના ખુનના બદલાની મુખતાર વી૦ ની લડાઇની રૂ. ૦ા પોસ્ટેજ માફ.

૧૪—"તોશએઉકબા" ઇમામ હુસેન અ૦ ની ઝીયારતનો સવાબ તથા મુસાફરીના સામાન તથા રસ્તા વી૦ નું બયાન બે આના પોસ્ટેજ માફ.

૧૫—"કહરે ઝુલજલાલ" બારમા ઇમામ અ૦ ઇમામ હુસેન અ૦ના ખુનનો બદલો લેશે વી૦ ઉરદુ શેઅર ગુજરાતી હરફમાં અઢીઆના પો. માફ.

૧૬—તોહફતુલઆબેદીન નમાઝની માયના, ઇદની નમાઝ. ઝીયારતો, રજબ શાબાન, તથા માહે રમઝાન, મોહરમ, વી૦ ના અઅમાલ, આશુરાની ઝીયારત નમાઝ વી* રૂ. ૦ા પો. ૦)॥

૧૭—ઉમદા મોઅજીઝો એક છોકરીને ઝીનાની તોહમતથી જનાબે ફાતેમા અ૦ બચાવવી. ઉરદુશેઅર ગુજરાતીમાં સાર સાથે એક આનો પો. ૦)॥ ૧૮—"બાપ બેટા" બાપ બેટાને સવાલ જવાબ થીઆ હોય, એવી રીતે, ઇસલામની ચીજો કી. બે પઇસા. પો. ૦)॥

૧૯—નુરેહીદાયત, વઝુ ગુસલ નમાજની રીતની વકફ કીતાબ. ફકત પો. ૦)॥

૨૦—તાજો મોઅજીઝો, કી. ૦)॥ પો. ૦)॥ ૨૧—વાજેબાતે નમાઝ વકફ પોસ્ટેજ ૦)॥

૨૨—મુસતહબ્બાતે નમાઝ વકફ પોસ્ટેજ ૦)॥

૨૩—તોહફતુલ મોઅમેનીન વકફ પોસ્ટેજ ૦)॥ ૨૪—મીલાદે શરીફબારમા ઇમામની વીલાદતનો ઉરદુ શેઅર ગુજરાતી હરફમાં અહવાલ કી. એક આનો પોસ્ટેજ ૦)॥

૨૫—રાહેનજાત ૪ થી કીતાબ કી૦ રૂ ૦ાા પો. માફ પુઠુ બંધાવીને ત્રણ આના વધારે.

૨૬—રાહેનજાત પાંચમી કીતાબ રૂ ૦ાા પો. માફ પુઠુ બંધાવીને ત્રણ આના વધારે.

૨૭—નુરેઇમાન બીજી કીતાબ રૂ ૦ાા પો. માફ પુઠુ બંધાવીને ત્રણ આના વધારે.

૨૮—નુરેઇમાન ત્રીજી કીતાબ રૂ ૦ાા પો. માફ પુઠાના ત્રણ આના વધારે.

૨૯—મેઅરાજનામુ કીમત ૩ આના પો. માફ.

## અમારા તરફથી પ્રગટ થીએલા ચોપાન્યા અને કીતાબોની સર્ટીફીકીટોની બુક જુદીજ છે.તે સીવાય બીજીથોડી સર્ટીફીકેંડ ટુંકમાં નોંધીએચ.

**મુબઈથી** મે૦ હાજી ફીરલુભાઇ માણેક લખેલ છે તેમાંથી ટુંકસાર રાહેનજાત અને અહવાલુમીસા વીગેરેમાં ઘણી કીમતી ચીજો સમાવેલ છે; તેથી આપણી કોમવાળાને ઘણો ફાયદો પહોંચે છે. તમોએ કામ મહાભારત ઉપાડેલું છે, ચારે તરફ દીનઈસલામ ફેલાઈ રહ્યું છે; બીલા તશબીહ ગોયા પેગમબરના ઝમાનામાં કોશીશ અને મેહનત જારી હતી તેવીજ કોશીશ આપ કરો છો, આ ચીજોથી આપની કદર માલુમ પડી છે, લોકો ઇસપીતાલ, ધરમશાળા, દવાખાના, યતીમખાના બનાવીને લાખો રૂપીઆ ખરચે છે, એ તમામ કરતા તમારૂં કામ ખુદાને વધારે પસંદ છે, તેને એ કામ પહોંચવાના નથી. મોલવી આલીમ અને મુજતહેદ કરતા પણ વધારે આપ તરફથી લાભ મળે છે; તમો ઇલમ હાસીલ કરી તેની કદર કરી તેને સારા ઉપયોગમાં લીઓ છો, તમારા માતાપીતા અને ઉસ્તાદોને સદ આફરીન છે; તમારા ઉસ્તાદોની દોઆથી ફતેહમદ થયો છો. મારા સમજવામાં તમારા ઉસ્તાદ, જનાબ મવલાના મુલ્લા કાદર હુસેન સાહેબ તથા જનાબ મૌલાના મવલવી સઇયદ ગુલામ હુસેન સાહેબ છે;

મારા પ્યારા બીરાદર વધારે શું લખું ! કલમને તાકત નથી કે આપની તાઅરીફ લખે, એનો બદલો તમોને ખુદા રસુલ પંજતને પાક બાર ઇમામ ચહારદા માઅસુમ અ૦ અતા કરશે.

**ભુજથી મે૦ પીર હફીઝુલ્લાહ** શાહાબુદીન સાહેબ લખે છે—અ૦ ૯૦ અએ બાન્ધઓ આપણને પાક પરવરદીગારના શુકર કરવા જોઇએ કે પંજતને પાક અ૦ ના વસીલાથી **રાહેનજાત** ચોપાન્યાથી અંધારામાંથી અજવાળામાં આવ્યા છઇએ; સાહેબો વીચારો કે એ ચોપાન્યાથી આપણને કેટલો ફાયદો થયો છે? ફકત એક કચ્છનો દાખલો કે આઠ નવ વરસ પહેલાં ખોજા કોમ કેવી હતી ને હાલ કઈ હાલતમાં છે. રાહેનજાતની રોશની ચોતરફ ફેલાઇ રહી છે, નમાઝની ધામધુમ મસજીદો ઇમામવાડા બની રહ્યા છે. તો સર્વે બીરાદરો અને મોટા પૈસાદાર સદ્ગૃહસ્થોએ તેની મદદ કરવી જોઇએ, કે જેથી ગરીબ લોકોને પણ લાભ મળે; ને ચોપાનીયું જારી રહે; કેટલાક એવા છે કે ગ્રાહકોને ફેરવી નાખી દીલ તોડી નાખે છે, શું સાહેબો એ આપણું કામ છે? દીલગીરીની વાત છે કે ગઈ સાલના રાહેનજાતના બારમાં હિસ્સામાં તેના અધિપતિએ પોતાના દીલનો ઉભાર જણાવ્યો છે ખરેખર તેથી રંજ થાય છે. કે ઘણા લોકો તેને લીએ નહીં વાંચે નહીં ને ઊત્તેજન પણ આપે નહી; સાહેબો આપ જો એ ચોપાન્યાને ઉત્તેજન આપશો તો ઈ૦ તેનો બદલો પાક પરવરદીગાર આપશે, મોટી દીલગીરીની વાત તો એ છે કે કેટલાંક તે લઇને લવાજમ પણ હજમ કરી જાએ છે, શું તેઓને ખુદાનો ખોફ નહીં હશે? કે અવો હક દબાવવો, તેમાં કેવા કેવા ગુનાહ છે? આ ઠેકાણે અધિપતિ સાહેબનો આભાર માનીએ છીએ કે એવી મુશકીલો છતાં ચોપાનીયું જારી રાખ્યું છે. તહકીક જેટલી શાબાશી આપીએ થોડી છે.

**લખનઊથી** જનાબ મૌલાના સઇયદ ફઝલે અલીશાહ સાહેબ, "નજાતુદારૈન" પર લખે છે કે એ કીતાબ લખનાર જેની તાઅઝીમ તવકીર વાજીબ છે, હાજી ગુ૦ હાજી મ૦ એ એવી લખી છે કે જેની તાઅરીફ કરવાથી જબાન કાસીર છે, ખુદાવંદે કરીમ એથી વધારે લખવાની શક્તિ અતા ફરમાવે.

**દીલ્હીથી**—એ કીતાબપર જનાબ મવલાના સઇયદ આફતાબ હુસેન સાહેબ પેશ નમાઝ, લખે છે કે એ કીતાબ એવી લખી છે કે તેણે મોઅમેનોના છોકરાઓપર એહસાન કર્યો છે; અને દીનદારો માટે જન્નતના દરવાજા ખોલી આપ્યા છે. એ લખનાર જલીલુલ મનાન

એમવાળા હાજી મુ૦ હાજી ઈ૦ છે; ખુદાવંદે કરીમ દીન દુનીઆમાં નેક બદલો આતા ફરમાવે.

**જંગબારથી**—ભાઈ કનીઝે ફાતેમાહ (—) લખે છે કે—સાત વરસથી રાહેનજાત આવે છે તે વાંચી બહુજ ખુશી હાસીલ થાય છે વી૦ ખુદાવંદે કરીમ નેક બદલો અતા કરે.

**જંગબારથી**—મે૦ કરમાલીભાઈ ઈસમાઈલ લખે છે કે રાહેનજાત અને નુરેઈમાનથી દીનમાં ઘણો સુધારો થયો છે અને થાય છે, વી૦

**કેરાથી** મે૦ મેઘજી સાકુભાઈ ઈસ્માઈલ લખે કે, આહવાલુલીસા મળી છે, તે દીન ઈસલામની ઘણી ફાયદાકારક છે, હજુ સુધી એવી કોઈ કીતાબ મારા જોવામાં આવી નથી. આપ દીન ઈસલામનો સુધારો કરવા ઘણી કાળજી રાખોછો એવીજ રાખશો તો દીનબદીન દીન વધતુ જશે; અને તેનો બદલો પાક પરવરદીગાર તમોને આપશે.

**કાનપુરથી** મે૦ સબુરભાઈ ગાંગજીભાઈ. આપના ચોપાન્યા રાહેનજાત મારી નજરે ગુજર્યા છે તેની તારીફ શું કરૂં કે મારી નજરેથી કેટલીક ઉરદુ અને ફારસી કીતાબો ગુજરી છે, પણ તે તમામ કરતા "રાહેનજાત" માં વધારે લીજ્જત મળે છે.

**પુનાથી** મે૦ શેખ ગુલામેઅલી મોહમદઅલીભાઈ મુનગા વકીલ.

ચોપાન્યામાં જે દીનઈસલામની બાબતો, અહલેબયતની રીવાયતો, નસીહત વગેરે વગેરે જે સમાવી છે; એવી ખુબી ભરનાર કોઈ ગુજરાતી ચોપાનીયું આસીની નજરથી ગુજરૂ નથી, જુઠાણ અને બનાવટના કીસ્સા કહાનીઓમાં દીનરાત મશરૂફ રેહવાને બદલે મઝહબી ખ્યાલાતથી વાકીફ થવું અઝહદ જરૂર છે. પસ આ ચોપાનીયાની સીફતમાં આ બયતકાફી છે.

"હમ્મેશાહ ફસાહત ઈસમેં કે જો લાજવાબ હય"
"લારએબ યેહ કીતાબ ખુદાકી કીતાબ હય."

**મુંબઈથી. હાજી રેમતલાભાઈ જીવરાજભાઈ.** ઘણી મુદત થઈ મારા દીલ મધે તમન્ના હતી કે જે પ્રમાણે પારસી તથા હીંદુ લોકોની અંદર ગુજરાતી મધે ચોપાનીયામાં જુદી જુદી બાબતો ઉપર છપાએ છે; તે પ્રમાણે જો એક ચોપાન્યું ગુજરાતી ભાષા મધે દીન સબંધી બાબતો લોકો છપાએ ને બીજા કામમાં વાંચવામાં આવે તો ઘણું સારૂં, તો આપે કાહેલું રાહેનજાત જોઈને હું જે મારા દીલમાં ધારતો હતો તે ગોયા પુરેપુરૂ આપ સમજી ગયા હો એમ મને લાગે છે. તો તેથી મને કેટલી ખુશી પેદા થઈ છે તે કલમ મધે લખવાની તાકાત નથી. વાસ્તે હું તમારો ઘણો ઉપકારી છુ. તથા ખુદા પાસે દોઆ માંગુછઉં કે તમને દીનપરદીન વધારે કુવ્વત મળે ઈ૦ તેનો બદલો ખુદાવદે કરીમ તમને જરૂર આપશે.

**હૈદરાબાદથી** મે૦ હાજી રેમતલાભાઈ અલીભાઈ. વીશેષ લખવાનું કે મારા હાથમાં તથા કલમમાં તાકાત નથી કે તમારા નેક કામની તારીફ લખી શકું. કે તમોએ ઈસલામનો જંડો ઊપાડયો છે, ખુદા તમોને સલામત રખે ને નેક તોફીકમાં વધારો કરે; હાલ જે તમો ચોપાનીઆ લખોછો, ને અરકાને દીનની કીતાબો છપાવો છો તથા વાએઝ વનસીહત કરો છો તથા ઝાકેરી કરો છો તે માટે તમોને ઘણીજ શાબાશી ઘટે છે. પણ મારી જબાન કાસીર છે; શું તારીફ કરૂં, પંજતન અને અબારહા માઅસુમને ખુશી કરોછો,

**કોલંબોથી** મે૦ હસનઅલીભાઈ દાઉદભાઈ. આપની તરફથી આવેલી કીતાબ દુરરે બેબહા ખરેખર અમુલ્ય મોતી છે, તેમાં મોઅમેનોને શક લઈ જવા જેવું નથી; એવા કીતાબ હીંદુસ્તાનમાં કોઈ પણ જોવામાં આવ્યા નથી. પંજતને પાક તેનો બદલો તમો સાહેબને આપશે.